# સોરઠના સિતારા.

લેખક,


ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

અમદાવાદ.



પ્રકાશક,

સોમાલાલ મંગળદાસ શાહ.

અમદાવાદ.

અમદાવાદ.

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

ઠે. પાચકુવા, ચાર રસ્તા.

સંવત ૧૯૮૪. પ્રત ૪૦૦૦. સન ૧૯૨૮.

કિંમત રૂ. ૧-૮-૦.

# નિવેદન.

પ્રસ્તુત કથાનો સમય ઇ. સ. ૧૧૮૪ થી ૧૨૦૧ દરમ્યાનનો છે, જે વખતે જુનાગઢની ગાદી ઉપર મહીપાળદેવ બીજો ઉર્ફે રા' ગજરાજ હતો. ઇતિહાસ એના શાસનકાળ સંબંધમાં જે બનાવોની સાક્ષી પૂરે છે, તે આ કથામાં મિશ્રિત કર્યા છે. સીરસા–નરેશની જુનાગઢ પર ચઢાઇ, તેમાં હારવું અને કેદ પકડાવું, સેનાપતિ ચુડામણિને રા' ગજરાજે હિંદુસ્તાન જીતવા મોકલવો, અને 'જે કોઈ મારા સેનાપતિને હરાવે, તેને મારી મોતીનાદ નામે કન્યા પરણાવું' એવી શરત ઢંઢેરામાં કરવી તેમજ આદલ અને ઉદલે પહેલેજ સપાટે સેનાપતિને મહોબામાં પ્રથમ યુદ્ધમાં જીતવો, તે પછી જુનાગઢ આગળ બીજી લઢાઇ થવી, તેમાં બન્ને પક્ષના મળતીઆ રાજાઓએ ભાગ લેવો, તેમાં રા' ગજરાજની હાર થવાથી મોતીનાદ સીરસા–નરેશના પુત્રને પરણાવવી, અને હિંદુસ્તાન જીતવાનો તેનો મનસુબો પડી ભાંગવો એ પ્રસંગો ઐતિહાસિક છે.

'ભારતખંડનાં દેશી રાજ્ય' પુસ્તકમાં આ વિષેનો આધાર મળી આવે છે. તેમાં સીરસા–નરેશનું નામ વછરાજ અને તેના પુત્રનું નામ મલખાન લખેલું છે. મલખાન નામ મુસલમાની ઢબનું સૂચિત થતું હોવાથી તેના પિતા અને તેના મામાઓ આદલ–ઉદલનાં હિંદુ નામોના આધારે તર્કથી ફેરવીને મલ્લરાજ નામ આ કથામાં સરજાવ્યું છે અને વછરાજને બદલે સંસ્કૃત 'વત્સરાજ' નામ પ્રયોજ્યું છે.

'વાઘેલા વૃત્તાંત' માંથી આ મૂળ પ્રસંગમાં બીજાં ઐતિહાસિક સત્યો તારવી ઉમેર્યાં છે. જે સમયે આ બનાવ બન્યો છે, તે સમયે ગુજરાતમાં ભોળો ભીમદેવ અને દિલ્હીમાં પૃથુરાજ ચોહાણ રાજ કરતા હતા. ભોળા ભીમદેવે ૧૧૭૯ થી ૧૨૪૨ સુધી ૬૩ વર્ષ

રાજ્ય ભોગવ્યું. પૃથુરાજનું અવસાન પ્રસિદ્ધ ઐતિહાસિક સાલ ૧૧૯૩માં નીપજ્યું છે. તે સાલમાં થાણેશ્વરનું યુદ્ધ શાહબુદ્દીન ઘોરી સાથે થઇ પૃથુરાજ કેદ થયો અને શાહબુદ્દીનના દરબારમાં ચંદ બરદાયીની યુક્તિથી તવા વીંધવાને બહાને તેણે શાહબુદ્દીનને વીંધી ચંદ બરદાયી સહિત આત્મહત્યા કરી. ૧૧૯૩ પહેલાંની એક બે સાલ પહેલાં ભીમદેવ સહિત પૃથુરાજને યુદ્ધ થયું હતું અને તે યુદ્ધ માટે ભીમદેવને ચીઢવવા દીવો નીસરણી પાવડો વગેરે લઈ ચંદ ગુજરાતમાં ભીમદેવ પાસે ગયો હતો, એ પ્રસિદ્ધ ઐતિહાસિક સત્ય છે.

અમ્બરનો પંજુન કછવો પૃથુરાજ ચોહાણની બ્હેન સાથે પરણ્યો હતો અને તેણે પૃથુરાજ તરફથી લઢાઈઓ જીતવાને પરિણામે મહોબા નગરીની સુબાગિરી મેળવી હતી.

યુવરાજ જયમલ્લ અને મોતીશા ઐતિહાસિક વ્યક્તિઓ છે. જયમલ્લે ૧૨૦૧ થી ૧૨૩૦ સુધી જુનાગઢનું રાજ્ય કર્યું. ઇતિહાસે તેને ખૂબસુરત અને બહાદૂર કહ્યો છે. આ બે વ્યક્તિઓને લગતા પ્રસંગોનાં બીજ નીચેના આધાર પરથી લીધાં છે. જયમલ્લ પછી જુનાગઢની ગાદીએ મહેપો અથવા મહીપાળદેવ ત્રીજો બેઠો હતો. એના વખતમાં કાઠીઓએ જગાડેલો બળવો શમાવવા દિવાન મોતીશાની સરદારી નીચે લશ્કર ગયું હતું; જેમાં ઢાંકના રાજા અર્જુનસિંહે પોતાના મોટા લશ્કરની મદદ આપીને બળવો શમાવવામાં મદદ કરી હતી. આ કથામાં મજકુર ઐતિહાસિક ઘટના પૂર્વેની એટલે કે જયમલ્લ રાજગાદીએ આવ્યો અને મોતીશા જુનાગઢનો દિવાન બન્યો તે પહેલાંની કલ્પના—સૃષ્ટિ રજૂ કરી છે.

ઉપર્યુક્ત પાત્રો સિવાય આ કથામાં આવતાં બીજાં પાત્રો અને તેમને લગતા પ્રસંગો કલ્પિત છે.

ઇતિહાસ અને ઐતિહાસિક નવલકથાનો તફાવત ખુલ્લો છે. ઇતિહાસમાં કલ્પનાનો રંગ નથી હોતો. ઇતિહાસમાં યથાતથ્ય જે બન્યું હોય તેજ વાચકો સન્મુખ ઉપસ્થિત કરવામાં આવે છે. ઐતિહાસિક નવલકથામાં ઇતિહાસનાં સ્થળ, કાળ અને પાત્રોને અનુલક્ષીને વાચકવૃન્દના મનરંજનાર્થે અને તે સાથે બોધક હેતુથી કલ્પના વડે રસ ઉમેરવો જ પડે છે. એટલે કુદરતી રીતે નર્યો ઇતિ-

હ્રાસ કરતાં ઐતિહાસિક નવલકથાનું વાતાવરણ નિરાળું પડી ... છે. ઐતિહાસિક નવલકથાનાં લક્ષણો માટે અનુભવીઓએ એવો સિદ્ધાંત નિર્ણિત કર્યો છે કે, ઇતિહાસના સમયનું સાક્ષાત્કારક પ્રેક્ષણ આરોપી કોઈ અજ્ઞાત અથવા કલ્પિત વ્યક્તિ કે વ્યક્તિઓનાં ચિત્ર રજૂ કરવામાં આવે તે ઐતિહાસિક નવલકથા છે.

'સોરઠના સિતારા' આ મુદ્દાઓ લક્ષમાં લઇને સૃજેલા છે. એમાં ઇતિહાસ રૂપ સત્ય આયનાનું પ્રતિબિંબ પાડેલું છે. એમાં સમય, સ્થળ અને કાળના બનાવોમાં ઐતિહાસિક બીજ રાખવા યત્ન કરેલો છે; અને કલ્પના રૂપ જલસિંચનથી આ કથા રૂપ વૃક્ષ, પુષ્પ-પલ્લવિત કરવામાં આવ્યું છે. એ વૃક્ષનાં પુષ્પ રંગબેરંગી, સુગંધિદાર અને આકર્ષક બનાવવામાં આ કથા લખનાર સફળ નીવડ્યો છે કે નહીં, એનો ચૂકાદો વાચકન્યાયાધીશ ઉપર છોડું છું.

ઋષિ પંચમી
વિક્રમાર્ક સંવત્સર
૧૯૮૪.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

---

## ત્રિપાઠી ધનશંકરની કૃતિઓ.

૧ ચોબેરવાળી (ભાગ ૧-૨)
૨ ડૂબતું વહાણ
૩ સ્વદેશ (નિબંધો)
૪ ટાગોરની ટૂંકી વાતો (ભા. ૧)
૫ વાર્તાવૃક્ષ
૬ ચાલુક્ય-કિશોરી
૭ સત્તરમી સદીનું ફ્રાન્સ (ભા. ૧)
૮ દિવાની કે શાણી? (ભા. ૧-૨)
૯ સુમનસંચય (કાવ્યો)
૧૦ પ્રભાતકુમાર
૧૧ સંસારબંધન
૧૨ દિવ્ય-જ્યોતિ
૧૩ અનુપમ-ઉષા
૧૪ લક્ષ્મી અથવા જન્મભૂમિની જયગર્જના
૧૫ સોરઠના સિતારા.

### ગુજરાતી પંચના અંકોમાં છુટક છપાયલી

(પુસ્તકાકારે પ્રસિદ્ધ નહીં થયેલી.)

૧ અબળા કે પ્રબળા?
૨ કમલ-નન્દિની
૩ વિમલ-ઉષા
૪ ભેદી કુમારિકા
૫ કપાલ કુંડલા
૬ શૂરો અને સતી
૭ ફોરી રાજહંસ (હાલ ચાલુ)

# અનુક્રમણિકા.

# સોરઠના સિતારા.

## પરિચ્છેદ ૧.

### વિજયનો મદ.

વૈશાખ માસના મધ્યાહ્ન કાલનો સૂર્ય માથે તપે છે. જુનાગઢના માં માણસોની બેશુમાર ગીર્દી એકઠી થયેલી છે; ધક્કામુક્કી પડાપડી પુષ્કળ જણાય છે; જે બનાવ બનવાનો છે, તેનુ લોકમાં એટલું બધું છે કે, શરીર પર વળતા પરસેવાના રેલા પણ તેમને પરવા નથી.

એક રજપૂત યુવક. સોહામણો પણ સાદા વેશમાં. સૂર્યની સ્પર્ધાની હરિફાઈ કરતું મુખ; પણ સહેજ કડક અને આગ ઝરતી આંખોવાળો. તે એક દુકાનના ઓટલા ઉપર ઉભો છે. ત્યાંથી ટગર ટગર ચારે દિશામાં નજર ફેંકે છે. તેનો એક હાથ તેની ભેટમાંના જમૈયા ઉપર અને બીજો હાથ તેની કમ્મરે લટકાવેલી તલવાર ઉપર છે.

બજારમાં અનેક મકાનોમાં સ્ત્રીજન અને બાળકો જોવા બેઠાં છે. એક ઉંચા મકાનની અટારીમાં જાળીવાળા બારિક ઝીણા કાપડના પડદા પાછળ કેટલીક યુવતીઓ બેઠી છે. લોક કહે છે કે, તે રાજકુટુંબ છે.

કોઈ પણ તટસ્થ જોઈ શકે તેમ છે કે, લોકોમાં ખૂબ ઉલ્લાસ વ્યાપી ગયેલી છે: તેઓ આતુર છે; ઉશ્કેરાયલા પણ છે. શા માટે?

સીરસાના રાજા વત્સરાજે જુનાગઢ પર ચઢાઈ કરી પાંચ માસ સુધી સખ્ત યુદ્ધ કર્યું હતું. જુનાગઢના રા' ગજરાજે પોતાના વીર સેનાપતિ ચુડામણિને વત્સરાજ સામે લડવા હુકમ કર્યો

...ના મજબૂત દિવાલોની ઓથે રહ્યા, એવો ...ા કે, શત્રુથી જુનાગઢ જીતાયું નહીં. શત્રુનું ... ત્યારે ચુડામણિએ વત્સરાજને કેદ કર્યો.

પંદર દિવસ ઉપર એ ઘટના બની.
ચુડામણિ જશે શત્રુનું શું કરવું એ વિશે ... રા' ગજરાજ ...
... કાલે પ્રાતઃકાલમાં એમ નક્કી થયું છે ...
છે. પરાક્રમ ચુડામણિએ બતાવ્યું છે. જો ચુડામ... ચુડામણિ
જુનાગઢ બચવું મુશ્કેલ હતું. ચુડામણિ જુનાગઢનો ... ન હોત તે
પોતાના રાઠોડી હાથથી લડાઇમાં શત્રુને હરાવ્યો તેન...રક છે. જે
શત્રુનું જીવન અવલંબેલું છે. રા' ગજરાજે આવો નિર્ણય કર્યો
કાલે પ્રજામાં ઢંઢેરો પીટાવ્યો હતો કે, "તમને રંજાડવા ...
બેહાલ કરવા માટે–તમારા પર ચઢી આવનારનો ન્યાય આવત
મધ્યાહ્નને ભર બજારમા ચુડામણ કરશે."

લોકો આથી એકત્ર થયા છે તેઓની આતુરતા એટલા
વધી છે કે, હવે ક્યારે સારસા–નરેશને ચુડામણ બજારમાં
તેઓમાં ઉશ્કેરણી એટલા માટે ફેલાઇ છે કે, રા' ગજરાજે
ઉદાર રાજા તરીકે પરાજીત શત્રુને માફી આપવાનું કાર્ય
બદલે રણક્ષેત્રમાં લોહીની ધારાઓ રેલાવનાર, શત્રુદળનાં
ઘાસની માફક વાઢી નાંખનાર એક કાતિલ દિલના સેનાપતિના
દયા પર શત્રુને શા માટે સોંપ્યા છે? શત્રુના ન્યાય કરવા એ કામ
સેનાપતિનું નથી ભૂપાલનું છે. રા' ગજરાજે ભૂપાલ તરીકે પોતાનો
ધર્મ આ તક શા માટે જતો કર્યો છે?

ચુડામણિની ખ્યાતિ એક પરાક્રમી, વીર, અને બાહોશ લ
ડૈયા તરીકે જગપ્રસિદ્ધ છે; પણ લડવૈયાઓમાં દયાનો અંશ નથ
હોતો. આ ખામીથી ચુડામણિ મુક્ત નથી. લડવૈયો જ્યારે પોતાના
બાહુબળથી અને પોતાના સૈનિકોની અસિની ધારથી જીતે છે ત્યારે
તેને વિજયનો મદ ઉત્પન્ન થાય છે. ચુડામણિ માટે લોકવાયકા એવી
પ્રસરી છે કે, આવો મદ તેનામાં સોએ સો ટકા છે. રા' ગજરાજ
તો શત્રુને માફી આપવા તૈયાર હતા; પણ લોકો કહે છે કે, વિજય
વીરે હઠ પકડી! ચૌદ દિવસ સુધી તેણે આગ્રહ ધર્યો અને શત્રુનું
શું કરવું, એ પોતાની મુનસફી ઉપર છોડવા રા' ગજરાજને વિન
કર્યું. આખરે ચુડામણિનું ધાર્યું થયું છે. એક ... ન્યાય ...
સેનાપતિ કરશે. પ્રજાને આ પરિસ્થિતિ પસંદ ...
બુદ્ધિહીન, શ્રીમંત અને રંક, ઉચ્ચ બ્રાહ્મણ ...
અને સ્ત્રીઓ સૌ કોઈ વાંચ્છે છે કે, ગમે તેમ
એક રાજા છે. રાજાનો ન્યાય રાજા કરે.
મદથી ચકચૂર સેનાપતિથી ન થઇ શકે.

જુનાગઢના બજારમાં એકત્ર થયેલાંઓના દિલમાં આ લાગણી પ્રસરી રહી છે. ત્યાં દૂરથી વાજિંત્રના સૂર સંભળાયા. લડવૈયઓનાં ગીતનાં સૂર વગાડતું લડવૈયાઓનું વાજંત્ર પ્રથમ આવ્યું. તે પછી થોડાક ઘોડેસ્વાર સૈનિકો. તે પછી લોઢાની બેડીથી બંધાયલો વૃદ્ધ સીરસા-નરેશ વત્સરાજ. સૌમ્ય, ભવ્ય અને ગંભીર મૂર્ત્તિ. તેના પગમાં બેડી છે. તેના હાથમા બેડી છે. તેના બન્ને ખભાઓ ઉપર લોઢાની સાંકળો છે. ત્રણ સૈનિકોની વચ્ચે તે ચાલે છે. એક જમણી બાજુએ. બીજો ડાબી બાજુએ અને ત્રીજો પાછળ. દરેકના હાથમાં એક એક દોરડું છે. દોરડાના બંધ વત્સરાજની બેડીઓ સહિત બાધેલા છે. બાન્દવાન નરેશની બન્ને બાજુઓએ ખુલ્લી તલવારો સાથે પાયદળ ચાલે છે. તે પછી એક ખુલ્લા રથમાં વિજયી સેનાપતિ મૂછો પર હાથ નાંખતો બેઠો છે અને લોક તરફ તે વારંવાર અર્થસૂચક દૃષ્ટિપાત નાંખે છે.

ચુડામણિનું મુખ તેના નામ જેવું નથી. શાહી જેવું કાળું અને વચ્ચે ચકચકતી બે વિકાળ આંખો. જાડા હોઠ અને આંકડીઆ-વાળી ભરાવાદાર મોટી મૂછો. એ વિકાળ મૂર્તિની દૃષ્ટિ જે તરફ પડે છે તે તરફથી બીકના માર્યા લોકથી તેને નમન કરી જવાય છે. ચોતરફ નાગી શમશેરો અને અણીઆળા ભાલાવાળા તેના શાગીર્દોને જોઇ ઉપજતો થથરાટ, લોકના અંતરના પોકાર છતાં ફરજીઆત નમન કરાવે છે.

એક દુકાનના ઓટલા ઉપર સોહામણો યુવક ઉભો છે, તેની આગળના રસ્તાનો ભાગ વિશાળ છે. સેનાપતિનો રથ ત્યાં આવતાં તેના મુખમાંથી અવાજ નીકળ્યો: "સબૂર!" એ પહાડી અવાજ ગર્ભિણીના ગર્ભ વછુટાવી નાંખે, રડતાં બાળને ચૂપ કરી દે, અને નબળા પોચાના હૃદયના પલકારા વધારી દે, એવો હતો. સ્વારી થંભી ગઈ. રથમાં સેનાપતિ ઉભો થયો. ચોગરદમ તેણે નજર નાંખી. લોક નમન કરવા લાગ્યા; પણ એક જણે નમન ન કર્યું, એ તરફ સેનાપતિનું ધ્યાન ન ગયું.

"સોરઠનાં બાળ," સેનાપતિએ પોતાની શમશેર કાઢીને પુનઃ પહાડી સ્વરે બોલવા માંડયુઃ "તમારી નજર આ મ્લાન મુખે મારા રથ આગળ ઉભેલા શખ્સ તરફ નાંખો."

દુકાનને ઓટલે ઉભેલો રજપૂત યુવક જેણે સેનાપતિને નમન નહોતું કર્યું તેણે પોતાનો નીચલો હોઠ દાબી પોતાની આંખમાંથી

તેજસ્વિતા ફેંકતાં કમરની તલવાર અર્ધી બહાર કાઢી. પાસે ઉભેલો એક નાગરિક આશ્ચર્યથી તેના તરફ જોઇ રહ્યો.

"એક દિવસ" સેનાપતિએ આગળ ચલાવ્યું: "એ પોતાને રાજા કહેવરાવતો હતો; પણ આજે એ મારા હાથથી હાર પામેલો મારો બન્દિવાન છે. એનું તાજ મારી મુઠ્ઠીમાં છે. જુનાગઢને જીતવાની એને ખુમારી હતી. હું ગર્વથી કહું છું કે–જુનાગઢને જીતનારા જગતમાંથી મરી ગયા છે. એને એ ભાન નહોતું. એણે જુનાગઢ પર હલ્લો કર્યો. પરિણામ ? એની હાલહવાલ હાલત ! પ્રજાગણ, એનું મસ્તક આજે મારી દયા પર નિર્ભર છે."

"નમાવ" સેનાપતિએ વત્સરાજ તરફ જોઈ કહ્યું: "મારા ચરણમાં તારૂં મસ્તક નમાવ!"

લોક આતુર નયને જોઇ રહ્યા કે, હવે શું બને છે ?

સેનાપતિને જવાબ ન મળ્યો. વત્સરાજે તેના તરફ નજર સુદ્ધાંત ન કરી; કિંવા પોતાની જગ્યાએથી એક તસુ ભાર પણ તે હઠ્યો નહીં.

"સાંભળતો નથી કે શું?" ચુડામણિએ ત્રાડ નાંખી: "તારૂં મસ્તક નમાવ. નહીંતર અહીં જ મોત થશે !"

"જગતના તાત–એક પ્રભુ સિવાય આ મસ્તક કોઇને નમ્યું નથી–નમશે નહીં." બહુજ શાન્તિથી પણ મક્કમ અવાજે વત્સરાજે દીધેલો આ ઉત્તર સાંભળતાં સમેત ઓટલા ઉપર ઉભેલા યુવકના મોંમાંથી સંતોષ અને આશ્વાસનનો સીસ્કાર નીકળ્યો. તેની નજદીક ઉભેલો નાગરિક ફરીથી આશ્ચર્યચકિત બન્યો.

"શું ?" વિકાળ વાઘ જેવી આંખોમાંથી મોટા ડોળા કાઢતાં, પોતાની શમશેર ધસારાબંધ વત્સરાજ તરફ ધરતાં, ચુડામણિ બોલ્યો: "નહીં નમશે ? આ ઘમંડ મારી સામે ?"

"તું કે અન્ય કોઇ હો તેની મને પરવા નથી."

"તને ખબર છે ? હું કોણ ? સોરઠનો સંરક્ષક–તને જીતનાર !"

"નહીં. એક તુચ્છ પામર !"

રથમાંથી કુદકો મારી ચુડામણિ નીચે ઉતરી આવ્યો અને વત્સરાજની ગર્દન પકડી બોલ્યો: "શું કહ્યું ?"

"તું વિજેતા નથી–એક દુષ્ટ કસાઇ છે !"

દુકાનને ઓટલે ઉભેલા રજપૂત યુવક પાસેના નાગરિકના મુખમાથી એ વેળા અચાનક શબ્દ નીકળી ગયા: "શાબાશ !"

હજારોની મેદનીમાં બાજુબાજુથી થતાં ખસીયાણા પડેલા ચુડામણિએ તે શબ્દ સાંભળ્યો. બોલનાર તરફ તેની નજર ગઇ. પોતાનો ગુસ્સો તેણે તેના પર ખાલી કર્યો: "એ કિયો કૂતરો ભસ્યો ? સિપાઇઓ, જાઓ એને પકડી લાવો."

ચાર પાંચ સિપાઇઓ વરૂઓની માફક ધસ્યા; ઓટલાપરથી નાગરિકને ઘસડીને સેનાપતિ પાસે લાવ્યા.

"હેવાન ! તારી જીભડી સખણી ન રહી ?"

"મહારાજ" હાથ જોડીને નાગરિક બોલ્યો: "બીજા મનમાં બોલ્યા હશે. મારાથી મોટેથી બોલી જવાયું—"

"એની શિક્ષા શું છે તે જાણે છે ?"

"હું તો એટલું જાણું છું કે-મહાજનની વસ્તીમાં એક જનાવરને યે મારનાર કસાઈ ગણાય છે—"

"દોઢ ડાહ્યા ! તું કઈ જાતિનો છે ?"

"વણિક છું. મહારાજ."

"વણિક ?! અને આ હિમ્મત ?!"

"હિમ્મત નથી, મહારાજ. દયા અને સચ્ચાઇનો પક્ષ છે. જોઇએ એટલાં નાણાં લ્યો; પણ અહીં બજારમાં આ રાજાનો વધ ન કરો."

"નાણાંનો અહીં સવાલ નથી. જેને તું રાજા કહે છે તેનો વધ અટકાવવો હોય તો તેને કહે કે, મને નમે."

"એ કામ મારૂં નથી, મહારાજ. મેં તો અહીં હાજર રહેલાં સૌ સોરઠસંતાનના દિલની લાગણી કહી બતાવી."

"જે તારૂં કામ નથી તેમાં તેં માથું માર્યું તો હવે જાણી લે. તારોયે અહીં વધ થશે."

"ધિઃક્કાર !" વત્સરાજ બોલી ઉઠયો અને એ શબ્દોનો પડઘો આખી વસ્તીમાંથી પડી રહ્યો. ચોતરફથી "ધિઃક્કાર ! ધિઃક્કાર !" ના અવાજ સંભળાઇ રહ્યા.

"હટી જાઓ, ખસી જાઓ, રાજકુમારીના મ્યાનાને જવાનો માગ આપો" એમ બોલતા કેટલાક ઘોડેસ્વારો એજ વખતે ત્યાં આવી પહોંચ્યા અને એમની પાછળ એક મ્યાનો ઉચકીને કેટલાક ભોઇઓ આવ્યા. મ્યાનો સેનાપતિના રથ નજદીક જમીનપર મૂકાયો. તેમાંથી બે લલનાઓ બહાર નીકળી આવી. તેઓનાં મોં ઘુંઘટથી ઢંકાયલાં હતાં. એમાંની એકે સેનાપતિ પાસે જઇ કહ્યું: "સેનાપતિજી !

કૃપા કરીને હવે આ હત્યાકાંડ બંધ રાખો. સીરસાધિરાજને તેઓ જ્યાં હતા ત્યાં પાછા મોકલો."

"જરૂર હશે ત્યારે તમારી સલાહ લઇશ. અત્યારે નહીં."

"તમે તેમનું શું કરવા માગો છો?"

"તેનું મસ્તક મારે હાથે ઉડાવી દઇશ."

"એ કાર્ય યુદ્ધ–ક્ષેત્રમાં કેમ ન કર્યું? શહેરના બજારને શા માટે કલંકિત કરો છો?"

"મારો વિજય પૂરેપૂરો સાબીત કરવા."

"એ કૃત્ય એક હીચકારૂં ગણાશે. જો પૂરો વિજય સાબીત કરવો હોય તો તેમને દ્વન્દ્વ યુદ્ધ ખેલવાની તક આપો."

"મારી તેમ કરવા ઇચ્છા નથી. આપ ચાલ્યાં જાઓ."

ચુડામણિએ લોકોપર ધાક બેસાડવા માટે વણિકને ગર્દન મારવા સિપાઇઓને ઇશારત કરી દીધી. ત્રણ સિપાઇઓએ તેને પકડ્યો અને એક ચોથાએ પોતાની તલવાર તેની ગર્દન ઉડાવવા ઉંચી કરી; પણ એ ઝાટકો મારે ત્યાં તો હવામાંથી એક જમૈયો તેના તરફ આવ્યો અને એના ઉંચા કરેલા હાથમાં ભોંકાતાં તલવાર જમીનપર નાંખી દેવાની અને "ઓય! ઓય!" ઉચ્ચાર કરવાની તેને ફરજ પડી.

જે દિશામાંથી જમૈયો આવ્યો હતો તે તરફ સૌની નજર ગઇ. આંખ જેટલી પહોળી કરાય તેટલી પહોળી કરતો ચુડામણિ પણ તે દિશામાં જોઇ રહ્યો. જમૈયો તાકનાર અને સૈનિકને ઘાયલ કરનાર લાલચોળ આંખવાળો નવલોહ્યો રજપુત જુવાન હતો. તે કૂદકો મારીને ઓટલાપરથી ઉતર્યો અને આકાશમાંના વાદળાં વીંધીને જેમ સૂર્ય બહાર આવે તેમ ગીર્દીમાં થઇને ચુડામણિની નજદીક આવીને તે ઉભો રહ્યો.

બન્દિવાન વૃદ્ધ રાજેન્દ્ર વત્સરાજની નજર અને તેની નજર એક થઈ. વત્સરાજે તેના તરફ સંતોષની લાગણી બતાવી. મોતીનાદથી સહસા બોલી જવાયું: "ધન્ય!"

"નાદાન! સેનાપતિએ તે યુવકને પૂછ્યું: "કોણ છે તું મારી આજ્ઞામાં આડે આવનાર?"

"એક મુસાફર."

"ચાલ્યો જા તારે રસ્તે."

"નહીં જઉં. શું જુનાગઢના રા'એ ગમે તેનાં ખૂનનો હુકમ કરવાની સત્તા તેના સેનાપતિને આપી છે?"

"એ તારે જોવાનું નથી."

"સત્તાનો એ તુમાખ એક પલભર પણ નહીં ચાલી શકે."

"એટલે ?"

"ભરબજારમાં નિર્દોષ વસ્તીની વચ્ચે એક પણ માણસનો વાંકો વાળ સુદ્ધાંત નહીં થઇ શકે."

"એમ ? સિપાઇઓ, પૂરો કરી દો, એને."

"ખબરદાર" કમ્મરમાંથી પોતાની તલવાર કાઢીને ચમકાવતાં આ જુવાન બોલ્યો: "જો એક પણ સિપાઇડું મારી નજદીક આવવા હિમ્મત કરશે તો ધડથી તેનું માથું જુદું થશે—"

"શુ જુઓ છો, હીચકારાઓ ? તુટી પડો એક સામટા એના ઉપર !"

દશ બાર સિપાઇઓ તે એકલા યુવક સામે ધસ્યા. યુવકે તલવારના અટાપટા ખેલવા માંડયા. દશમાંથી એક પણ સિપાઈ તેની નજદીક જવા હિમ્મત કરી શક્યો નહીં. રાવણની સભામાં જેમ વીર બંકા હનુમાને હાક વગાડી હતી તેમ ચુડામણિના સિપાઇઓના દિલમાં આ યુવકની રણહાક વાગી રહી. અટાપટા ખેલતાં ખેલતાં તેણે એક અજબ નવીન કાર્ય કર્યું. વત્સરાજને જે ત્રણ દોરડાંના બંધથી બાંધીને ઉભો રાખવામાં આવ્યો હતો, તે ત્રણે દોરડાંની વચ્ચે તલવારનો એકેક ઘા કરીને તે દોરડાં તોડી નાંખ્યા અને કહ્યું: "મહારાજ, આવી જાઓ મારી બાજુએ."

વત્સરાજે ડોકું ધુણાવી ના પાડી. વત્સરાજ પોતાની જગ્યાએથી ખસ્યો નહીં. આ યુવક તેને છોડાવવા માગતો હતો પણ તેણે ના પાડી એટલે યુવક લાચાર બન્યો. ચુડામણિએ જ્યારે વત્સરાજના દોરડાના બંધ કાપી નાંખવાનું યુવકનું પરાક્રમ જોયું ત્યારે તે ગભરાયો. "ઉભો રહે" એમ કહી તે પોતે તેના તરફ ધસ્યો અને સિપાઇઓને કહેવા લાગ્યો: "ચાલો, ઘેરી લ્યો, એને"

તલવારના અટાપટા ચાલુ રહ્યા. પણ વખત કટોકટ હતા. પુષ્કળ સિપાઇઓ સામે એકલો આ યુવક શું ટકી શકશે ? આવો પ્રશ્ન સૌના દિલમાં ઉઠી રહ્યો. ત્યાં પેલા વણિક મહાજને યુવકને કહ્યું: "બહાદૂર જવાન, જીવતો નર ભદ્રા પામશે."

યુવકે આમ તેમ જોયું. વિજળીના ચમકારાની માફક તેણે એક ફલંગ મારીને લોકની ગીર્દીમાં ઝંપલાવ્યું. ત્યાંથી પોતે જે ઓટલા ઉપર અગાઉ ઉભો હતો તે ઉપર ચડ્યો અને તલવાર પોતાના મોંમાં

રાખી, બજરંગબલીની માફક, એક થાંભલા વાટે થઇને નજીકના છાપરાપર ચઢયો. એ જગ્યાએથી તેણે ત્રાડ નાંખી. "નરપિશાચો, હિમ્મત હોય તો અહીં આવો."

લોકની ગીર્દીમાં કોલાહલ થઇ રહ્યો. સૌ તેની આ ચપલતાથી છક્ક થઇ હર્ષાવેશમાં આવી જઇ "શાબાશ, શાબાશ" એમ કહેવા લાગ્યા. ચુડામણિ વધારે ગુસ્સે બન્યો. તેના સિપાઇઓ યુવકની પાછળ છાપરા પર ન ચઢયા, એ જોઇ, તેણે એક જણની ગર્દન પકડી, બે ચાર ગડદાપાટુ લગાવી. ધક્કો મારી, જમીન પર નાંખી દીધો અને કહ્યું: "ધિક્કાર છે તમને! એક છોકરાથી તમે સૌ ડરી જાઓ છો? જાઓ, પડો એની પાછળ. જીવતો કે મરેલો, એને પકડી લાવો; નહીંતર, યાદ રાખજો, તમારાં મસ્તક જોખમમાં છે."

લોકનો ઉપહાસ, કીકીઆરીઓ વગેરે તેને અસહ્ય લાગ્યાં. કોઇક પણ પ્રકારે લોક પર ધાક બેસાડવો અને પોતાના નામની જયગર્જના કરાવવી એવી ઇચ્છાથી તેણે હવે પોતાનો ગુસ્સો શાન્ત કરવા વત્સરાજ તરફ નજર કરી; પોતાની તલવાર હાથમાં બરાબર પકડી; અને વત્સરાજને કહ્યું: "છેલ્લીવાર કહું છું કે, મસ્તક સલામત રાખવું હોય તો નમાવ; નહીંતર એક ઘાથી મારે હાથેજ ઉડાવી દઇશ."

"મૂર્ખ સેનાની, વત્સરાજ કદી પરરાજ્યના નોકરોને નમ્યો નથી; કદી હીચકારાઓને નમ્યો નથી; કદી મૃત્યુથી ડર્યો નથી."

"એમ? તો સ્મરણ કરી લે તારા ઇશ્વરનું."

ચુડામણિ પોતે વત્સરાજનો વધ કરવા તત્પર થયો અને એજ સમયે પુનઃ તેને થોભી જવું પડ્યું. કારણ, પાટવીકુમાર જયમલ્લ બે ચાર સાથીઓ સહિત ગીર્દીમાંથી બહાર આવ્યો. તેણે ચુડામણિનો તલવારવાળો હાથ પકડી લીધો અને પોતાના સાથીઓને કહ્યું: "ઉડાવી લ્યો નિડર અને નેકી શીરસા–નરેશને."

"સબૂર" ચુડામણિ આ સાંભળીને બોલ્યો. પણ જયમલ્લના સાથીઓએ તેનું કહેલું સાંભળ્યું જ નહીં અને વત્સરાજને ઉડાવીને તેઓ ગીર્દીમાં ભળી ગયા. જયમલ્લે હવે સેનાપતિનો હાથ મૂકી દીધો અને તે તેની સામે ટગર ટગર જોતો ઉભો રહ્યો.

"યૂવરાજ, શું કરું કે તમે છો." ચુડામણિએ ગુસ્સાથી પગ પછાડીને કહ્યું: "તમારી જગ્યાએ બીજો કોઇ હોત તો અહીંજ ઠાર કરાવત."

"પણ તમારૂં એ મસ્તક રહેત નહીં, સમજ્યા? વિજયની આટલી બધી ખુમારી શાં રાખો છો? જુનાગઢ રાજવંશવિહોણું નથી બન્યું

કે, તમારી મનસ્વી ઇચ્છાઓ પાર પડી શકે. જે કાર્ય તમારે રણ-ક્ષેત્રમાં કરવું જોઇતું હતું તે અહીં વસ્તીમાં કરવા તત્પર થઇ, તમે ક્ષાત્રધર્મ ચૂક્યા છો. તમારા કાર્યનો અટકાવ કરવાની મારી ફરજ હતી અને તે મેં બજાવી છે. બસ; હવે મારે અહીં થાભવાની જરૂર નથી."

જયમલ્લ, એટલું કહી, ગીર્દીમાં ભળી ગયો. વત્સરાજને નમાવવાની કે ન નમે તો તેને મારી નાંખવાની તેમજ તે કાર્યમાં આડે આવનારને શિક્ષા કરવાની ચુડામણિની આશાઓ ફોક થઈ. માનભંગ થવાથી તેને રથપર ચઢી ચાલ્યા જવું પડયું. પ્રજાગણે આનંદની કીકીઆરીઓ કરી મૂકી.

## પરિચ્છેદ ૨.

### દેશવટો.

બજારમાં બનેલા બનાવને થોડોક વખત વીત્યા પછી સેનાપતિના ભુવનમાં એક સૈનિક દાખલ થયો. સેનાપતિ પોતાના માનભંગનો બદલો શી રીતે વાળવો, એના વિચારમાં હતો. સૈનિકે નમન કરી તેને જણાવ્યું: "મહારાજ, એ બે માણસો કોણ હતા, તેની તપાસ કરી છે."

"તેઓ કોઇ પ્રપંચીઓ છે કે, દુષ્ટસિંહ ?"

"હા. મહારાજ," દુષ્ટસિંહે જવાબ આપ્યો: "જે વણિકે આપની સામે બોલવા હિમ્મત કરી હતી, તે મહાજનનો શેઠ છે તેનું નામ મોતીશા છે."

"અને જુવાન મુસાફર ?"

"તે કોઈ પરદેશી છે. ગઇ કાલેજ આવેલો છે; કોણ છે, તે જણાતું નથી. ધર્મશાળામાં ઉતરેલો છે."

"સિપાઇઓની એક મોટી ફોજ લઇ, રાજમહેલ આગળ આવી પહોંચો. ત્યાંથી તમને હુકમ અપાવું છું."

સેનાપતિ ઘર બહાર નીકળી રાજમહેલમાં પહોંચ્યો. રા' ગજરાજ સમક્ષ જઈ તેણે પોતાની તલવાર તેનાં ચરણમાં મૂકી દીધી. આશ્ચર્યચકિત થતાં રા' ગજરાજે પૂછ્યું: "અટંકી વીર ! આમ કેમ ?"

"કૃપાળુ, મને એ વિશેષણથી ન સંબોધશો. હવે હું તલવાર ઝાલવા લાયક નથી. હું ગીરનારની ગુફામા જઈ ભજન કરીશ."

"પણ છે શું? એકાએક આવો નિર્ણય શા માટે?"

"જ્યાં રાજ-આજ્ઞા બજાવવામાં આડે આવવા રાજવંશજો તત્પર થાય છે અને પ્રજા પાસે હુલ્લડ કરાવે છે, ત્યાં એક સ્વમાન-વાળો પુરુષ રહી ન શકે."

રા' ગજરાજે પોતાના આસન ઉપરથી ઉઠી સેનાપતિનો હાથ સ્નેહપૂર્વક ઝાલ્યો અને કહ્યું: "શાન્ત થાઓ; જેઓએ તમારૂં સ્વમાન હણ્યું હશે, તેઓને હું સખ્ત શિક્ષા કરીશ—પછી ભલે તેઓ મારા પોતાના વંશના હોય."

"રાજાઓનો વિશ્વાસજ નકામો! આપની આજ્ઞા લઇ હું મારા કેદીને ભરબજારમાં નમાવવા ગયો ત્યાં મહાજનનો શેઠ **મોતીશા**, કોઇ પરદેશી યુવક; રાજકુમારી **મોતીનાદ** અને યુવરાજ **જયમલ્લ** મારી સામે થયા.—મારૂં માનભંગ કર્યું. મહારાજ, જ્યાં અમારાં કામમાં વિઘ્ન નાંખવામાં આવે ત્યાં આપના વિશ્વાસે શી રીતે નોકરી બજાવાય?"

"મહાજનનો શેઠ અને પરદેશી યુવક ક્યાં છે?"

"કોણ જાણે? હું તો હતાશ થઇ ગયો છું. આપના ચરણમાં મારી તલવાર મૂકી હું હવે આ રાજ્યને છેલ્લા પ્રણામ કરવા માગું છું."

"નહીં. જો તમે જશો તો હું પણ રાજપાટ તજીને સાધુ થઇ જઇશ."

"મારી ખાતર એમ કરવાની આપે જરૂર નથી. અપમાન મારૂં થયું છે. ભલે થયું."

"તમારૂં અપમાન એટલે રાજઆજ્ઞાનું ઉલ્લંઘન. હું એ સામે પગલાં લઇશ. જુઓ, નીચે કોઇ સૈનિક હાજર છે? બોલાવો તેને."

ચુડામણિ ઉઠ્યો. મહેલની બારીમાંથી જોતાં દુષ્ટસિંહ ઉભેલો જણાયો. તેણે તાળી વગાડી તેને ઉપર બોલાવ્યો.

રા' ગજરાજે તેને હુકમ આપ્યો: "એક મોટી લશ્કરી ટુકડી લઇ મહાજનના શેઠ મોતીશાના ઘર પર હુમલો કરો. તેને એકદમ પકડો. વળી, ધર્મશાળામાં જેટલા પરદેશીઓ હોય તેટલા બધાને પકડો અને સેનાપતિજી સમક્ષ તેઓને હાજર કરો."

સૈનિક નમન કરી વદાય થયો. સેનાપતિ મનમાં ખુશી થયો પણ બહારથી ખિન્નતા બતાવતાં બોલ્યો: "પણ મારૂં ખરૂં અપમાન તો યૂવરાજે કર્યું છે. કેદી વત્સરાજને તેણે ક્યાંક છુપાવ્યા છે."

"શું વત્સરાજને તેણે છુપાવ્યો છે? મને શાન્તિથી પૂરી હકીકત કહો એટલે સમજ પડે."

સેનાપતિએ બજારમાં બનેલી ઘટના વર્ણવી અને તેની સામે થનાર સૌએ અગાઉથી પ્રપંચ કરી મૂક્યો હતો એમ જણાવ્યું.

"યુવરાજને આ બધું કરવાની શી જરૂર?"

"એનાથી મારો વિજય સાંખી શકાયો નથી. જો હું હીચકારો હોઉં તો મારૂં પદ ભલે યૂવરાજ ભોગવે. હું રાજીખુશીથી ચાલ્યો જઇશ."

"એ નાદાન છોકરો સૈન્યને ઉપરીપદે એક ક્ષણભર પણ ટકી શકે નહીં! ક્યાં તમારૂં બાહુબળ અને ક્યાં એ બચ્ચું?! એની તો તુલના જ ન થઇ શકે. ચુડામણિ, તમને તો હું નહીં જ જવા દઉં. બહેતર છે કે, એ છોકરો રાજ્યમાંથી દૂર થાય—"

"મારી ખાતર?"

"તમારી ખાતર નહીં: અવિચારીપણે તેણે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, તે માટે."

રાજાએ યૂવરાજને પોતાની સમક્ષ બોલાવ્યો. સેનાપતિની હાજરીમાં જ રંગજરાજે તેને પૂછ્યું: "કેમ, વત્સરાજને ક્યાં છુપાવ્યો છે?"

"રાજ્યના કેદખાનામાંજ તેને પાછો મૂક્યો છે."

બન્ને જણ અંદરખાનેથી ખુશી થયા બન્ને જણે યૂવરાજનું કાર્ય અંદરખાનેથી વ્યાજબી ગણ્યું; પણ રંગજરાજે યૂવરાજને દમ ભરાવ્યો:

"એવું કરવાની તમારે શી જરૂર હતી?"

"ત્યારે શું મારે એને નસાડી મૂકવો જોઇતો હતો?"

"કેવું વિચિત્ર બોલો છો? હું એમ પૂછું છું કે, સેનાપતિ પોતાના કેદીને જે શિક્ષા કરતા હતા, તેમાં આડે આવીને તે કેદીને ઉપાડી જવાની ધૃષ્ટતા તમે શા માટે કરી?"

"એનાં અનેક કારણો હતાં. પ્રથમ તો એ કે, શહેરના બજારમાં કોઇ પણ મૂગા પ્રાણીને મારી ન શકાય તો એક માણસને શી રીતે મારી શકાય? બીજું, એ કે, એક રાજાને એક સેનાપતિથી

કદી જાહેર રીતે નમાવી શકાય નહીં. રાજા કેદી હોય તોપણ તેનો મોભો જાળવવો જોઇએ. રણક્ષેત્રમાં એક વિજેતા કદાપિ પરાજિત શત્રુને મારે તો તે ચાલી શકે, પણ લડાઈ પૂરી થયા પછી તેમ કરવું એ ખૂન બરાબર છે. જો શત્રુને મારવો હોય તો રાજાની હાજરીમાં તેને દ્વન્દ્વ યુદ્ધની તક આપીને તે પછીજ મારી શકાય. વળી, રાજવંશનાં સ્ત્રીજન સમક્ષ તો કોઇને પણ મારી ન શકાય. આ બધા સિદ્ધાંતોનો ભંગ આપના ગર્વિષ્ટ સેનાપતિએ કર્યો હતો. તેથી મેં વચ્ચે પડવું દુરસ્ત ધાર્યું—"

રાજગજરાજે સેનાપતિની જે તલવાર પોતાના પગ પાસે પડી હતી તે હાથમાં લઇ, યુવરાજને આપીને કહ્યું:

"સિદ્ધાંતવીર જુવાન! સેનાપતિ જે કાર્ય કરતા તે મારા હુકમથી કરતા હતા; માટે એ સિદ્ધાંતોનો ભંગ મેં કર્યો છે. મારી ગર્દન ઉડાવી દે; અને તારા વત્સરાજને મારી જગ્યાએ ગાદીએ બેસાડ અથવા તું પોતે બેસ."

"પિતાજી," તલવાર દૂર ફેંકી દઇને જયમલ્લ બોલ્યો: "આપની વક્રોક્તિ હું સમજતો નથી એમ ન માનશો. મને દિલગીરી થાય છે કે, આપ મારો ખોટો ઉપહાસ કરો છો."

"આમાં ઉપહાસ છે?"

"બેશક, મારા સિદ્ધાંતો હજી પણ સાંભળી લ્યો. એક સેનાપતિ જે વિજય મેળવે તેનો યશ રાજાને સમર્પિત થવો ઘટે. પરાજિત રાજાએ એ યશશાળી રાજાનેજ નમવાનું હોય—તેના નોકર સેનાપતિને નહીં. જે રાજા આ નિયમ ધ્યાનમાં નહીં રાખી, પોતાના સેનાપતિને પોતાનું કાર્ય બજાવવા કહે તેને એક દિન જરૂર પસ્તાવું પડે—એજ સેનાપતિ અને તેના સૈન્યનો ઘમંડ વધી જતાં એજ રાજાનો મુકુટ જોખમમાં આવી પડે."

"આ તું શું બકે છે, એની મને સમજ પડતી નથી!"

"આપને સમજાવવા વધુ ખુલ્લું કહું તો, આ આપના ગર્વિષ્ટ સેનાપતિનો ગર્વ વધી જતાં પોતાના વડેજ આ રાજ્ય ચાલે છે, એમ તેને લાગે. તેના લોભની માત્રા તેથી વધી જઇ, આપની રાજગાદી પચાવી પાડવા તે પ્રયત્ન કરે. પરિણામે કાંતો આપને પદભ્રષ્ટ થવું પડે અથવા તો વત્સરાજના જેવી હાલતમાં કેદી થવું પડે—"

"મહારાજ, આ તો હદ્દ થઇ!" સેનાપતિ હાથ મસળતાં બોલ્યો: "શું કહું કે, એ આપનો યુવરાજ છે; નહીંતર—"

" માત્ર મોઢાનાજ ફુંફાડા મારવા રહેવા દો, ચુડામણિજી " યૂવરાજે કહ્યું: " તમારામાં જો એટલી બધી તાકાદ હોય કે ગમે તેને તમે ચાંચડની પેઠે ચોળી શકો તો, જાઓને, દિલ્હીના પૃથુરાજ રાઠોડને હરાવો; કનોજના જયચંદને હરાવો; શાહબુદ્દીન ઘોરીને હરાવો. જ્યારે દેશપરદેશના રાજાઓને હરાવીને ચક્રવર્ત્તિ ઠરો ત્યારેજ તમે વીર ગણાશો. આમ હાથ મસળી વારંવાર ગમે તે વ્યક્તિને મારી નાંખવા કલ્પ્યા કરો છો, એથી કાંઇ તમે વીર ઠરી શકતા નથી."

" છોકરા " રાંગજરાજે ગુસ્સે થઇને કહ્યું: "તારી જીભ બહુ ઉતાવળી ચાલે છે. પણ તને સિદ્ધાંતોનો અને વીરત્વનો ફાંકો છે, તો મારે તને બતાવી આપવું જોઇએ કે, ચુડામણિ પણ સિદ્ધાંત–વીર અને બહાદૂર છે. તારૂં આહ્વાન સેનાપતિ સ્વીકારશે. હું જાહેર કરૂં છું કે, મારૂં તમામ લશ્કર લઇને સેનાપતિ આજથી આઠમે દિવસે હિંદુસ્તાન જીતવા નીકળી પડશે."

યૂવરાજ સેનાપતિના પગથી તે માથા સુધી નજર નાંખી બોલ્યો: " એ તો આપ કહો છો. પોતે શ્રીમુખે ક્યાં કહે છે ? "

" એના મુખથી બોલાવવું છે ?" " રાંગજરાજે કહ્યું: " પણ તેની એક શરત છે."

" શી શરત ? "

" એ કે, જ્યાં તે હોય ત્યાં તું નહીં. "

" એટલે ? "

" એટલે એ કે, આજ જે ઉદ્ધત વર્ત્તન તેં અત્યાર સુધીમાં બતાવ્યું છે અને જે પટપટારો ચલાવ્યા કર્યો છે તે બદલ તારે આ રાજ્ય છોડી જવું પડશે. હું તને આજ્ઞા કરૂં છું કે–મધ્યરાત્રિ સુધીમાં તારે કાળો પોષાક પહેરી, કાળા ઘોડા ઉપર સ્વાર થઇ દેશવટો લેવો. મારો સેનાપતિ જ્યાં સુધી મારી નોકરીમાં છે ત્યાં સુધી મારે તારૂં કામ નથી. સેનાપતિ વિજય કરીને પાછો વળશે ત્યારે તેની ઇચ્છા હશે તો જ તારો દેશવટો માફ થશે; નહીંતર ભવિષ્યમાં હું તારૂં મુખ જોવા માગતો નથી."

રાંગજરાજ, આમ કહી, સેનાપતિને ઇશારો કરી, જોડના ખંડમાં ચાલ્યો ગયો અને સેનાપતિ યૂવરાજ તરફ વક્રદષ્ટિ નાંખતો, પોતાની મૂછને તાવ દેતો, રાંગજરાજની પાછળ પાછળ ગયો.

યૂવરાજે હવે અહીં ક્ષણભર પણ ઉભા રહેવું દુરસ્ત ન ધાર્યું.

યૂવરાજના જવા બાદ રા' અને ચુડામણિ પુનઃ બહાર આવ્યા.

રા'એ પૂછ્યું: " હવે રાજકુમારી માટે શું કરીશું ? એણે પણ તમારૂં અપમાન કર્યું હતું, ખરૂંને ? "

ચુડામણિએ જવાબ દીધો: " જો કે મને ગુસ્સો ચઢે એવું રાજકુમારીનું પગલું હતું, તોપણ તેના વિષે મારાથી આપને દબાણ ન થઈ શકે. જ્યારે અજાણ્યા મુસાફરે મારા સૈનિકનું ખૂન કરવા યત્ન કર્યો ત્યારે તેણે તેને ધન્યવાદ દીધો હતો ! "

" એમ ? એવી ઉદ્ધતાઈનું ફળ તેને મળવુંજ જોઇએ. જેને હું માન આપું તેને તેણે માન આપવુંજ જોઇએ. "

" પણ એને આપ શી રીતે શિક્ષા કરી શકો ? "

" શી રીતે કેમ ? થોડાક દિવસ હું એને કેદ કરીશ. "

" નહીં. એ તો ઠીક નહીં. જો કાંઇ ધડો મળે તે માટે અથવા દાખલો જ બેસાડવા માટે એને આપ કાંઇ કરવા માગતા હો, તો આડકત્રી રીતે તેમ કરવામાં આવે એ ઠીક; પણ નહીં, મહારાજ: એ વાત જ જવા દો. સ્ત્રીઓ તરફ આપણે કડક ન થવું જોઇએ. "

" ચુડામણિ, આમાં તમને મારી હઠ લાગે તો ભલે; પણ મારા રાજ્યમાં તમારૂં સર્વોપરિ માન રહે એવું હું ચહાતો હોવાથી તમારૂં અપમાન કરનાર એકેકએક જણને હું શિક્ષા કરવાના મતનો છું. જો **મોતી**નાદને ખુલ્લી નહીં તો છુપી શિક્ષા અથવા આડકત્રી શિક્ષા કરવાનું બની શકશે તોજ હવે તો મને સંતોષ વળશે. "

સેનાપતિ જાણે ખૂબ વિચારમાં પડ્યો હોય તેમ બેસી રહ્યો. રા'ગજરાજે તેને પૂછ્યું: "ચુડામણિ, શિક્ષાનો પ્રકાર બતાવો. મારી પુત્રી છે એથી ગૂંચવાશો નહીં. મારે તમને ન્યાય આપવાનો છે. "

" કહ્યું છે કે, રાજહઠ આગળ સુજ્ઞ અમલદારોએ નમતું આપવું જોઇએ. " ચુડામણિએ કહ્યું: " એ સૂત્ર પ્રમાણે હું આપને એક પ્રકાર બતાવું છું. પણ મારૂં અંતઃકરણ તો એજ ચાહે છે કે— રાજકુમારીને માફી આપવી. "

" એ પાછલી વાતનો વિચાર હું નહીંજ કરૂં. શિક્ષાનો પ્રકાર બતાવો. "

" હું જે વિજય-પ્રયાણ કરવાનો છું તેના ઢંઢેરામાં એવી શરત દાખલ કરવા કૃપા કરો કે, મારી સામેના યુદ્ધમાં આખરે જેની જીત થાય તેને રાજકુમારી **મોતી**નાદ પરણાવવામાં આવશે." ચુડામણિએ ગંભીરતાથી જવાબ દીધો.

"પણ તેનો તો વિવાહ કરેલો છે ને ?"

"આપશ્રી જાણો છો કે, રાજમલ્લજીની ખ્યાતિ કેવી છે ? થોડાક જ દિવસ ઉપર મારા ગુપ્તચરો સમાચાર લાવ્યા હતા તે મેં આપને કહ્યા હતા કે, તે જુગારઘેલો છે; રાતદિન કસુંબાપાણી પીને વારાંગનાઓનાં નૃત્યમાંજ આનંદ માણે છે."

"હા. એ ખરૂં; પણ એમાં મોતીનાદને આડકત્રી શિક્ષા શી ? વખતે તમે એમ કહો કે, એ રાજકુમાર સાથે એને ઝટ પરણાવી દો, તો તેમ તેને શિક્ષા થાય-પણ આ પગલામાં તો ઉલ્ટો તેનો ઉદ્ધાર થાય છે. તે કોઈ 'વીર'ને પરણશે, એ તો ઘણું જ શ્રેયસ્કર થઇ પડશે."

"મહારાજ" ચુડામણિએ કહ્યું: "મારા દૃષ્ટિ બિન્દુથી આપ જુઓ. જે આખરે જીતે તેને રાજકુમારી વરે, એમ મારૂં કહેવું છે. આખરે કોણ જીતશે ? આપનું દિલ શું કહે છે ?"

રા' રાજરાજ ચુડામણિનો મુદ્દો સમજ્યો. સમજીને તેણે સ્મિત કર્યું અને કહ્યું: "વીરશ્રેષ્ઠ, તમારા સવાલનો જે જવાબ તમારા અંતઃકરણમાં છે તેજ મારામાં છે. જો એથી તમારૂં દિલ ખુશી થતું હશે તો મને એ શરત કબૂલ છે. ઉપરાંત હું એ પણ શરત દાખલ કરવા તૈયાર છું કે, વિજેતાને મારૂં અર્ધું રાજ હું આપીશ."

"નહીં. મારે યુવરાજના હક્ક પર તરાપ મારવી નથી. તેમજ એમ જે ભય રાખે છે કે, સેનાપતિ પોતાના સૈનિકો મારફત રાજાને કેદ કરશે અથવા રાજાનું રાજ લઈ લેશે, એ ભય પણ મારે ખોટો પાડવો છે. હું કૃતઘ્ની નથી. મને આપનાં ચરણની સેવામાંજ નિરંતર આનંદ છે. પ્રભુ ઈચ્છાથી જો હું આખરે જીતીશ તો મારા મનની મોટી મુરાદ પાર પડશે. કૃપાળુ, મારી મુરાદ આપ જાણો છો ? હું ભવિષ્યના પટમાં એક મહાન્ અને ભવ્ય કીર્તિમંદિર જોઉં છું. એ કીર્ત્તિમંદિરનાં દર્શનાર્થે દૂર દૂરના મુલ્કના લોકો આવે છે; માત્ર સામાન્ય લોકો નહીં પરંતુ નૃપતિઓ પણ ! તેઓ મંદિરમાંની મૂર્ત્તિનાં દર્શનથી પવિત્ર બને છે; પોતાનાં મસ્તક નમાવે છે; ચરણ ચુંબે છે. એ મૂર્તિ કોની છે ? લોક કહે છે કે, એ ભગવાન છે. પણ હું એ સાંભળીને હસું છું. મને એ મૂર્ત્તિમાં ભગવાનનાં દર્શન નથી થતાં; પણ સમસ્ત ભારતવર્ષના નૃપતિઓ જેનાં ચરણની રજ પોતાને મસ્તકે ચઢાવે છે, એ જુનાગઢના સામ્રાજ્યના ચન્દ્ર-ચુડામણિ મહાન્ નરેન્દ્ર રા'ગજરાજનાં દર્શન થાય છે."

સેનાપતિ આટલું કહી રા'ગજરાજના મુખ ઉપરના ભાવ જોવા થોભ્યો. ખુશામદ કોને પ્યારી નથી ? પોતે ભારતવર્ષનો ચક્રચુડામણિ નૃપેન્દ્ર થશે, એ વિચારથી રા'ગજરાજની છાતી વેંત વેંત કુદી રહી. એના મુખમંડળ પણ લાલાશ ધાઇ આવી. સેનાપતિએ આગળ ચલાવ્યું: "મારા પ્રભુ—મારા ભગવાન રા'ગજરાજ છે—બીજા કોઇ નથી. એમનાં ચરણમાં મારૂં મસ્તક સદા ઝુક્યું હતું—ઝુકે છે—અને ઝુકેલુંજ રહેશે. મહારાજ, આપની કીર્ત્તિ માટે મારો દેહ પડે તેની મને પરવા નથી. હું એ વિચારોમાં મને પોતાને ભૂલી જાઉં છું."

"ચુડામણિ" રા'ગજરાજે હર્ષોલ્લાસમાં આવી જઇ કહ્યું: "તમારી રાજભક્તિની મને પૂરેપૂરી ખાત્રી છે. જે સ્વપ્ન દર્શન તમે અનુભવી રહ્યા છો, એ જો પ્રભુ સાચું પાડશે તો તેથી વિશેષ રળિઆમણું શું થશે ? મને વિશ્વાસ રહે છે કે, તમારૂં બાહુબળ એ સુદિન પ્રાપ્ત કરાવશે."

"અને એ સુદિન આવતાં રાજકુમારીને આકરી શિક્ષા થશે."

"ત્યારે આથી વિશેષ શિક્ષા રાજકુમારીને કરવાની જરૂર નથી. ખરૂંને ?"

"નહીં. લગીરે નહીં. રાજમલ્લ સંબંધમાં એક વ્યવસ્થા કરવા હું આપની પરવાનગી માગી લઉં છું. ઢંઢેરો તેના ગામમાં પહોંચે તે પહેલાં હું તેને અહીં બોલાવી લેવા માગું છું. તે આવશે અને જો પોતાનાં આચરણ એવાં જ રાખશે તો હું તેને જન્મભર કેદ કરવા ઇચ્છું છું."

રા'ગજરાજે થોડીકવાર વિચાર કર્યો અને પછી કહ્યું: "તમારો ઉદ્દેશ હું સમજ્યો. તે ભવિષ્યમા કદી રાજકુમારી માટે માગણી ન કરી શકે એટલા માટે તમે આમ કરશો. ખરૂંને ?"

"મહારાજ બરાબર સમજ્યા છે."

"એમાં મને કાંઈ વાંધો નથી પણ એમાં તમારે ખુબ સાવધ રહેવું પડશે. વખત છે ને તેનો પિતા સામો થશે તો ?"

"એની કશી ચિન્તા, હું બેઠે, આપશ્રીએ કરવાની જરૂર નથી. હું સર્વ પ્રકારનો પાકો બંદોબસ્ત અગાઉથીજ કરી લઇશ."

રા'ગજરાજને બગાસાં આવવા માંડયાં. સેનાપતિએ કહ્યું: "હવે આપશ્રી નિરાંતે વામકુક્ષી કરી લ્યો. હું સંપૂર્ણ રીતે સંતુષ્ટ થયો છું. હવે રજા લઇશ."

રા'એ તેને જવા દીધો.

## પરિચ્છેદ ૩.

### ચુગલીખોર.

જયમલ્લે વત્સરાજને જુનાગઢના ભરબજારમાંથી ઉઠાવરાવ્યો કે, તરતજ છાપરાપર ચઢેલો યુવક પોતાની તલવાર મ્યાન કરીને ચપળતાથી છાપરા ઉપરથી ઉતરી પડયો અને વત્સરાજને લઇ જતા જયમલ્લના સાથીદારો પાછળ ચાલ્યો. તેઓ ઝડપથી આડાઅવળા રસ્તાઓમાં થઇને રાજ્યની તુરંગ તરફ ગયા અને તુરંગના દરવાજા ઉઘડાવી વત્સરાજને લઇને તેમાં પેઠા.

યુવકને આથી નિરાશા ઉપજી. તેની માન્યતા એવી હતી કે, આ માણસો વત્સરાજને મુક્ત કરી દેશે; પણ એવું તો કાંઈ બન્યું નહીં. તુરંગની ઉંચી દિવાલો તરફ પલભર નિહાળી રહી, એક નિસાસો નાંખી, તે યુવક પાછો ફર્યો. પણ આ વખત તેનું પાછું ફરવું બહુ ધીમું હતું. મનમાં કાંઇક વિચારો ઘોળાતા હોય તેમ તેના ગંભીર બનેલા મુખપરથી જણાતું હતું. આ સ્થિતિમાં ચાલતો ચાલતો તે બજાર તરફ આવ્યો ત્યાં લોકોના હર્ષની કીકીઆરીઓ સંભળાઇ; એ પછી ઘોડેસ્વારોનાં પગલાં સંભળાયાં. તે ઉભો રહી ગયો. ઘોડેસ્વારો પોતાના રસ્તા તરફજ આવતા હોય એમ તેને લાગ્યું. તે નજદીકના એક મકાનમાં ઘુસી ગયો. થોડીવારમાં ચુડામણિની હતાશ બનેલી સ્વારી ત્યાંથી પસાર થઇ ગઇ. યુવક મકાનની બહાર નીકળીને પુનઃ ઉપર વર્ણવેલી સ્થિતિમાંજ ચાલવા લાગ્યો. તેવામાં બજારમાં ચુડામણિની સામે થયેલો મોતીશા તેને મળ્યો અને કહેવા લાગ્યો: "બહાદૂર મુસાફર, તમે ઠીક મળી ગયા હું તમનેજ શોધતો હતો. મને તમારી મદદ જોઇએ છે. ચાલો, આપણે એકાન્તમાં વાત કરીએ."

એક બીજો વણિક આ વખતે રસ્તામાંથી પસાર થતો હતો. તે છેલ્લું વાક્ય સાંભળી ગયો. તેની નજર આ બે જણ ઉપર ઠરી. મોતીશાને તે ઓળખતો જણાયો. તેની સાથે વાત કરનાર બજારના ગનાવવાળો યુવક હતો; એટલે આ બન્ને જણ એકાન્તમાં શી વાત કરવા માગે છે, એ જાણવા પેલા રસ્તે જનાર વણિકને કુતૂહલ થયું. જેવા આ બે જણ એકાન્તમાં જવા ચાલવા લાગ્યા કે તરતજ આ વણિક તેમની નજરે પડાય નહીં એવી રીતે તેમની પાછળ ચાલ્યો.

મોતીશા અને અજાણ્યો યુવક એક ગલીમાં પેઠા. એક મકાનના ઓટલા ઉપર તેઓ બેઠા. પાછળ પડેલો વણિક ઓટલા નીચે એક બાજુએ છુપાઇને તેમની વાતચીત સાંભળવા લાગ્યો.

"બહાદુર જુવાન" મોતીશાએ કહેવા માંડયું: "સેનાપતિને અમે અહીંના વતનીઓ જેટલા ઓળખીએ છીએ તેટલા આપ નહીં ઓળખતા હો. બજારના આ દેખાવનું વેર સેનાપતિ અંગત રીતે લેશે. તે મને અને તમને બેયેને શોધવા પોતાનું આખું લશ્કર થોડીકવારમાં છોડી મૂકશે."

"હું તેથી ડરૂં તેમ નથી." યુવકે જવાબ દીધો: "મોત થશે તો બહેતર પણ લશ્કરને તાબે નહીં થાઉં."

"એની તો મને ખાત્રી છે" મોતીશાએ હાથ જોડીને કહ્યું: "પણ મારૂં રક્ષણ કરો. મારાં બૈરાં છોકરાંને બચાવો. મારા ઘરપર એના સિપાઇઓ ઘેરો ઘાલશે તો અમારી બૂરી વલે થશે."

યુવક હસ્યો અને બોલ્યો: "વણિક જન, તમારા સેનાપતિની પ્રકૃતિથી તમે વાકેફ હોવા છતાં તેની સામે શું કરવા થયા?"

વાણીઆએ પણ હસીને જવાબ દીધો: "કૃપાળુ, સંગ તેવો રંગ! પડખે બહાદુર માણસ ઉભો હોય તેને જોઇને કોઈ વાર પિત્તો ઉછળી આવે!"

"તમે ચાલાક છો, હો? વારૂ. તમે જ્યારે મારૂં શરણ માગો છો, ત્યારે મારી ફરજ છે કે, મારો પ્રાણ જાય તોપણ તમારૂં રક્ષણ કરવું. ચાલો, હું તમારે ઘેર આવું છું અને જોઉં છું કે, મારી હાજરીમાં તમારા કુટુંબને આંગળી સુદ્ધાંત પણ કોણ અરકાડી શકે છે?"

મોતીશાએ કહ્યું: "વીરનર, હવે બળનું કામ નથી, કળનું કામ છે. 'જીવતો નર ભદ્રા પામશે' એ સૂત્રમાં માનનાર અમો વાણીઆઓની બુદ્ધિ કદાચ આપને ન રૂચે; પણ જો આપ મારૂં માનો તો, પતંગીઆની પેઠે હોમાવું ઠીક નહીં."

"વારૂ, તમે શો માર્ગ લેવા જણાવો છો?"

"હું આપની સાથે રજપૂત વેષમાં નીકળી પડું—"

યુવક હસ્યો. મોતીશાએ કહ્યું: "હસશો નહીં. રજપૂત વેષમાં આપની રજપૂત જાતિને હું લજવીશ એમ આપ ઘડીભર પણ માનશો નહીં. આ વેષ લેવાનો ઇરાદો હું એટલા માટે જણાવું છું કે, રસ્તામાથી આપણે પસાર થઇએ ત્યારે મને કોઈ ઓળખે નહી કે, આ મોતીશા છે! આથી સેનાપતિના માણસો જ્યારે કોઇને ધમકાટી દે, ત્યારે પોતાનો જીવ બચાવવા કોઇ ચાડી ખાય નહીં કે, મોતીશા ફલાણે રસ્તે ગયો છે!"

"ઠીક. હવે કહો, મારે તમને ક્યાં લઇ જવાના છે ?"

"ગીરનારની તળેટીમાં એવાં ઘણાંક ખોયડાં છે, જેમાં હું કુટુંબ સાથે સહીસલામતિથી રહી શકીશ."

"તમારા કુટુંબને પણ તમે સાથે લઇ જવા માગો છો ?"

"અત્યારે નહીં. દિવસના ભાગમાં મારાં બાળબચ્ચાંને લઇને મારી સ્ત્રી તેને પિયર જશે. પછી રાતના અથવા આવતી કાલે તેઓને હું મારી પાસે બોલાવી લઇશ."

યુવક તેની સાથે વધુ માથાઝીક કરી નહીં.

તે ઉઠ્યો અને બોલ્યોઃ "ચાલો, તમારે ઘેર જઇ જલદી વ્યવસ્થા કરી લઇએ. તમને સુરક્ષિત મૂકીને હું પાછો ફરીશ–મને બીજાં ઘણાં કામ છે."

"ચાલો વીરનર."

તેઓ બન્ને તે ગલીમાંથી ચાલતા થયા. ઓટલા પછવાડે છુપાઇ રહેલો વણિક ઉઠીને ઓટલા પર બેઠો.

તે બડબડવા લાગ્યોઃ "આ મારો લાગ ખરો કે નહીં ? મોતીશા, તેં મને પાયમાલ કર્યો છે. મારૂં વેર હું આજ લઇશ."

તે કંઇકવાર સુધી વિચારવમળમાં બેસી રહ્યો અને આખરે ઉઠીને તે પણ તે ગલીમાંથી બહાર નીકળ્યો.

તે સ્ફુર્તિથી ચાલતો ચાલતો મોતીશાના ઘર આગળ જઇ પહોંચ્યો ત્યારે તેના જોવામાં આવ્યું કે, મોતીશાની સ્ત્રી મકાનને તાળું વાસીને પોતાનાં બાળબચ્ચાં સાથે તથા થોડાંક ગાંસડાં પોટલાં સાથે એક વહેલમાં બેસીને જતી હતી "નક્કી તે તેને પિયર જાય છે; અને પેલા બે જણાઓ પસાર થઇ ગયા !" એમ આ વણિકે માની લીધું.

તેણે હવે સેનાપતિના ઘર તરફનો રસ્તો લીધો. ત્યાં જઇ પહોંચતાં તેને જણાયું કે, ચુડામણિ રાજા પાસે ગયેલો છે. તેથી તે થોભ્યો અને રસ્તામાં આંટાફેરા મારવા લાગ્યો.

કેટલીક વારે સેનાપતિ પાછો ફર્યો ત્યારે તેણે મકાન પાસે જઇ પહેરેગીરને ખબર આપી કેઃ "મારે સેનાપતિજીને મળવું છે."

પહેરેગીરે તેને પૂછ્યુંઃ "શા માટે ?"

વણિકે ધીમેથી કહ્યુંઃ "સેનાપતિ મહારાજ જે નાઠેલા વાણીઆને શોધે છે, તેના સંબંધી કેટલીક હકીકત કહેવાની છે."

"એમ ? ઉભા રહો, હું એમને ખબર આપી આવું "

થોડીકવારમાં તે પહેરેગીર પાછો ફર્યો અને આ વણિકને ચુડામણિ પાસે લઇ ગયો. ચુડામણિએ તેને જોયો. પગથી તે માથા સુધી તેના તરફ ટગર ટગર તાકયા કર્યું અને પછી હસીને કહ્યું: "આવો બેસો, સામેના આસન ઉપર !"

"ના, મહારાજ" વણિક હાથ જોડીને બોલ્યો: "હું તો ઉભો રહીશ."

"અરે, એમ તે ચાલે ? તમે આ શહેરના નગરશેઠ થઇને–

"મહારાજ, હું નગરશેઠ નથી–"

"તો જે કામે આવ્યા છો તે બરાબર પાર પાડશો; એટલે નગરશેઠ થશોજ."

વણિક ખુશી થયેલો જણાયો. "હાશ" તે બબડયો. સેનાપતિએ તેના ઉદ્‌ગાર સાંભળ્યા. તેના ચહેરામાં સંતોષની લાગણીઓ જોઇને સેનાપતિએ સ્મિત કર્યું અને પૂછયું: "વારૂ. હવે તમે શી બાતમી આપો છો ?"

"વાત એમ છે મહારાજ–" આમ શરૂઆત કરીને તેણે ગલીમાં મોતીશા અને યુવક વચ્ચે ચાલેલી વાતચીત મીઠું મરચું ભભરાવીને કહી અને પછી ઉમેર્યું, "મોતીશા રજપૂતનો વેષ લઇ એ યુવક સાથે ગયો છે, એ મારી નજરોનજર મેં જોયું છે–"

"પણ કયાં ગયો ? કઇ તરફ ગયો ?"

"ગીરનાર તરફ ગયો."

"અને એનાં સ્ત્રી–છોકરાં ?"

"એમને આ શહેરમાંજ એમને પિયર મોકલવામાં આવ્યાં છે" સેનાપતિની આંખમાં ભયંકર અંગારા દેખાયા. તે ઉભો થયો અને આમ તેમ ફરવા લાગ્યો.

"તમારૂં નામ શું ?"

"દુર્મુખશા "

"વારૂ. દુર્મુખશા; મોતીશાની સ્ત્રીને પિયર તમારે મારા સૈનિકો સાથે જવું પડશે અને તેને અહીં મારા મહેલમાં લાવવી પડશે."

"મહારાજ, એની બૈરી સાથે મારે કાંઇ દ્વેષ નથી. અને આપ પણ એને—"

સેનાપતિની આંખના ડોળા મોટા થયેલા જોઇ, તે બોલતો બંધ પડી ગયો.

સેનાપતિએ કહ્યું: "તેની સ્ત્રીનું હું શું કરીશ તે તમારે જોવાનું નથી. તમારે એટલુંજ જોવાનું છે કે, તમે આવતી કાલથી નગરશેઠ થશો. બોલો, નગરશેઠની પદવીનો હુકમ મહારાજા પાસેથી લખાવી આપું ?"

"હા, મહારાજ; તો તો આપનો આભારી થઇશ."

"પણ મોતીશાની સ્ત્રીને અહીં હાજર કરવી પડશે."

"એ તો જુલમ થઇ જાય !"

"ચલાવ" સેનાપતિએ પગ પછાડીને કહ્યું: "ચાલ્યો જા, અહીંથી ! તારી મેળે મને આ ખબર આપવા તું આવ્યો હતો. હવે પાછો હઠી જાય છે ? પણ ફીકર નહીં. તું અહીંથી બહાર નીકળીશ એટલે મારા સિપાઇઓ તને પકડી લેશે અને જેલમાં લઇ જઈ તારૂં શરીર ખુલ્લું કરી ૧૦૦ ફટકા મારશે. ચાડી ખાવા આવવાનું આ ફળ ! ચાલ્યો જા."

"પણ મહારાજ, મોતીશાને આપ ફાંસીએ ચઢાવો તોયે મને ધો નથી. મને મોતીશાએ પાયમાલ કર્યો છે, માટે હું આપને આ ાત કહેવા આવ્યો હતો. મારી હાલત તો જુઓ ? અમે એક સાથે ાર શરૂ કરેલો. હું જે માલ મંગાવું તે એ મંગાવતો. પછી એક- એણે એ માલનું બજાર એક હાથ કરી લીધું. માલ પુષ્કળ તો; અને મને સતાવવા માટે ભાવ થોડો વખત ઘટાડી દીધા. મોઘા ભાવમાં હું વેપાર ન કરી શક્યો અને નાણાંની તંગી રહેવા ગી. આખરે એના એક મળતીઆએ મારો માલ ઓછે ભાવે દા લીધો. એ બાદ તેણે ભાવ એવા ચઢાવી દીધા કે, એ પુષ્કળ ગ્યો અને હું પાયમાલ થઈ ગયો ! મારાં ઘરબાર વેચાયાં અને એ લદાર બની નગરશેઠ થઇ ગયો. આવી મારી હાલત કરનારે આપનું ભરબજારમાં અપમાન કર્યું. વળી તે કોઇ પરદેશી મુસાફરનો મળતીઓ થઇ, આપની સામે પ્રપંચ કરવા ગીરનાર તરફ ગયો. મહારાજ, એને સજા થાય અને આપનો લાભ સધાય એવી બાતમી મેં આપી, તેનું ફળ હવે ૧૦૦ ફટકામાં ?"

"ના" સેનાપતિએ કહ્યું: "એનું ફળ તમને નગરશેઠની પદવીમાં મળશે. પણ ૧૦૦ ફટકા તો એની બૈરીને અહીં લાવવા નહીં જવા માટે છે. અહીં લાવવામાં મદદ કરો તો તમને કાંઇ નહીં થાય. ખુલ્લી અને સાદી વાત છે."

"પણ મહારાજ, એ કામ માટે બીજા કોઇને મોકલોને ! મને શું કરવા 'હોળીનું નાળીએર' બનાવો છો ?"

"નગરશેઠાઈ અમસ્થી ન મળે ! એનાં મૂલ આવાં આકરાં છે ! સમજ્યા ?"

"પણ મહારાજ,—"

"મારૂં માથું નહીં પકવો." સેનાપતિએ ત્રાડ નાંખીને કહ્યું.

આખરે આ લોભી માણસને ચુડામણિની માગણીને તાબે થયા વિના છુટકો રહ્યો નહીં. તેણે સૈનિકો સાથે જવા કબુલ કર્યું. પણ તે પહેલાં તેણે ચુડામણિ પાસેથી નગરશેઠની પદવીનું ફરમાન માગ્યું.

સેનાપતિએ કહ્યું: "એ ફરમાન લખીને હું રાજાજીની સહી માટે મોકલું છું. દરમ્યાન તમે આવી પહોંચો એટલે તમને આપી દઉંછું."

સેનાપતિની આંખોના રાક્ષસી ડોળાથી ધ્રુજતો દુર્મુખશા સૈનિકો સાથે ગયો.

એના જવા બાદ સેનાપતિ બરબડયો: "ખરેજ, દુનિયાં વિવિધ પ્રકૃતિનાં માણસોથી ભરપૂર છે એમ કહ્યું છે તે આજ મેં નિહાળ્યું

ચુડામણિ પાસે એ પછી દુષ્ટસિંહે કેદ પકડાયલાઓને ઉ કર્યા પણ તેમાં તેને જે બે જણ જોઇતા હતા, તે નહતા. ગુસ્સ સેનાપતિ લાલ પીળો થઇ ગયો. "મારે આ બધાને શું કરવા છે તેણે પેલા સૈનિકને કહ્યું: "મને તો તે બે જણ જોઇએ. તેઓ પાતાળમાંથી પણ શોધી લાવો."

"પણ આ લોકો કદાચ જાણતા હશે કે—"

"કદાચ ને હશે ને એવી એવી વાતો મારે ના જોઇએ. ચોક્કસ જોઇએ. શું તમે એ બેને શોધી ન શકયા ? તમ આંખો કયાં હતી ?"

દુષ્ટસિંહે કહ્યું: "મહારાજ, અમે જ્યારે મોતીશાનું ઘર શોધી કાઢીને તેને ત્યાં પહોંચ્યા ત્યારે બારણા પર તાળું હતું ! આસપાસ ના પાડોશીઓનાં મકાનો અમો ખુંદી વાળ્યા; પૂછપરછ કરી જોઈ; પણ ક્યાંયેથી મોતીશાનો પત્તો લાગ્યો નહીં. આમ બધે નિરાશા મળી ત્યારે મેં વિચાર કર્યો કે: 'બહારથી તાળું મારીને તે કદાચ ઘરમાં તો ભરાઇ પેઠો નહીં હોય ?' આ ઉપરથી તાળું તોડવામાં આવ્યું; ઘરના ખુણે ખુણા, પેટી પટારા, કોઠીઓ, અને તમામ સરસામાન બારિકાઇથી તપાસવામાં આવ્યો; પણ વ્યર્થ !

વાણીઆઓ હાથતાળી આપીનેજ નાઠેલો ! અમે મુંઝાયા છે, આપને શો જવાબ દઇશું ? આથી અમોએ મોતીશાની પાડોશમાંના આ ઇઇ —ચાર વાણીઆઓને પકડી લીધા. મોતીશાના ઘર આગળથી અમે ધર્મશાળા આગળ ગયા. ધર્મશાળા તપાસતાં તેમાં પેલો જુવાન ન જણાયો ! તે યુવક ન મળ્યો તોપણ જેટલા મુસાફરો ધર્મશાળામાં હતા તેટલાઓને આપના હુકમ મુજબ અમે પકડી લાવ્યા !"

"નહીં. નહીં. હવે એમને પકડવા નકામા છે. એ બધાને છોડી મૂકો અને જાઓ, તમે ગીરનારની તળેટી આગળ જઇ ત્યાંના ઓરડાંઓ તપાસો. તેની કોઇપણ જગ્યા તપાસવી બાકી ન મૂકશો. મને ખાત્રી છે કે, એ જગ્યાએથી આપણા બન્ને કેદીઓ મળી આવશે. ધ્યાન રાખજો, આ વખતે નિરાશ થઇને પાછા ફરશો તો સખ્ત સજાને પાત્ર થશો."

દુષ્ટસિંહ હુકમનો અમલ કરવા વદાય થયો.

## પરિચ્છેદ ૪.

### ઢંઢેરો.

સાયંકાલ થવાની તૈયારી છે. સૂર્યનારાયણે પોતાનાં કિરણો સંકેલી લેવાની શરૂઆત કરવા માંડી છે; પણ તેમ કરતાં પૃથ્વીને યાદ રહી જાય એવી રમ્યતા પ્રસારી છે. ગિરિવર ગીરનાર જાણે સોનેથી રસેલો ન હોય તેમ અત્યારે સુન્દર લાગે છે. તેના ઉપરનાં દેરાંઓ, આસપાસ ઉગેલી લીલોતરી, તળેટીમાંની વૃક્ષરાજી વગેરે આ સમયે એવી સોનેરી શોભાનો ભવ્ય તેજઃપુંજ ફેંકે છે કે જે જોનાર ના અંતઃકરણમાં સર્વશક્તિમાન સૃષ્ટાનાં ગુણગાનનું અદ્ભુત સંગીત કુદરતી રીતે પ્રેરાવે છે.

ગિરિરાજની આ શોભા નિહાળનાર શું આ સમયે કોઈ નથી ? છે—જુનાગઢની રાજકુમારીના મહેલની ઉંચી અટારીમાં બે વ્યક્તિઓ છે. તેઓ તે સંબંધમાં પોતાના અંતરની લાગણીઓ પ્રકટ કરે છે.

સુજ્ઞ વાચકવૃન્દ ! એ વ્યક્તિઓ કોણ છે ? એમની વાતચીત આપોઆપ એમનો પરિચય આપશે.

"બ્હેન, દિગન્તમાં સોરઠની કીર્ત્તિ પ્રસારનાર આ પર્વતરાજ કેવો રમ્ય, શાન્ત અને પવિત્ર લાગે છે ?"

" ખેદની વાત છે, રૂપાંદે, કે, આપણા સોરઠનું ચેતન–જગત્ આ જડ પત્થરોના સમૂહ જેવું નથી !"

" શા ઉપરથી એમ કહો છો, બહેન મોતીનાદ ?"

" એનું કારણ મને ન પૂછીશ. કદાચ હું સાચું બોલીશ, તો તેને માઠું લાગશે."

" તમે ભૂલો છો. આપણા વિચારો લગભગ એક સરખા છે. આપણે બાળપણથી એક બીજાની સખીઓ છીએ. શું હું નથી જાણતી કે, તમે કઈ બાબતને ધિઃક્કારો છો અને કઇને પૂજો છો ?"

" કહે જોઇએ. હું શેને પૂજું છું ?"

" તમે પૂજો છો ધર્મ અને નીતિને; વખાણો છો વીરત્વને; ધિઃક્કારો છો ઢોંગને–દંભને-નામર્દાઇને; તમે ઉપહાસ કરો છો અહંકારીનો–ફરજ વિસરનારનો અને પાપવાસનાથી ભરેલા પામરનો. કહો, મેં સાચું કહ્યું કે નહીં ?"

" બરાબર છે–"

" તો હવે કહો, તમે સોરઠના સમસ્ત ચેતન–જગતનો તિરસ્કાર કેમ કર્યો ?"

" તારા કાકાનું—" આંખમાં ક્રોધની જ્વાળા ભભુકાવતી મોતીનાદ બોલી.

" સમજી: તમારી ટીકાનો મર્મ હવે સમજી; પણ બહેન, તમારા એ સંબંધે જેવા વિચાર છે તેવાજ મારા છે. ચુડામણિ મારા કાકા છે; છતાં જે વર્તન આજે તેમણે ભરબજારમાં બતાવ્યું તે પછી હું તેમને અંતરથી ધિક્કારૂં છું. શસ્ત્ર–બળથી જે માણસ નિઃશસ્ત્ર અને નિઃસહાય પ્રજાપર દાબ બેસાડવા ચાહે છે તે માણસ નથી પણ હેવાન છે આમ છતાં પણ—"

" શું તું તેમનો બચાવ કરવા માગે છે ?" મોતીનાદે પુનઃ ક્રોધથી પૂછ્યું.

" શાન્ત, બહેન, શાન્ત ! સામે દેખાતા ગિરિરાજ જેવાં રમ્ય અને શાન્ત બનવા યત્ન કરો."

" રૂપાંદે, હું શી રીતે શાન્ત બનું ? કાનના કાચા નૃપતિઓએ આપણા ભારતવર્ષની ખુવારી કરી છે. મારા પિતા રાંગજરાજને જેમ તારા કાકા ચુડામણિએ ચઢાવ્યા તેમ તે ચઢ્યા અને બજારમાંની આ હેવાનિયતમાં તેમનું નામ વગોવાયું. પ્રજામાંજ નહી–બલ્કે, આખા સોરઠમાં આથી મારા પિતાનું નામ કલંકિત થશે. હું ઇચ્છું

છું કે, સોરઠનાં સૌ સંતાન ગિરિરાજ જેવાં બને. પ્રૌઢ, પ્રતિભાવંત, પરાક્રમી અને પવિત્ર; પણ હા ! તેને બદલે સોરઠ આજ હીચકારાં કૃત્યોથી અંધકારમય બની ગયો છે !"

"બહેન" રૂપાંદે આંખોમાં અજબ તેજ ચમકાવતી બોલી: "સોરઠનું આકાશ તમને અંધકારમય લાગતું હશે; પણ તેમાં હું કેંક ચમકતા સિતારા જોઉં છું. મહાજનના શેઠ મોતીશાનું આજનું હિમ્મતવાન વર્ત્તન કોને મગરૂરી નહીં ઉપજાવે ? પેલો અજાણ્યો ક્ષત્રિય તરૂણ, અને તમારા વીરબંધુ જયમલ્લનાં કામ શું સોરઠને અમર કીર્ત્તિ અપાવનાર નહોતાં ?"

"હા." મોતીનાદ કોમળ સ્વરે બોલી: "એમની વર્ત્તણુક આપણા હૃદય ઉપર સારી છાપ પાડે એવી હતી. બેશક. જો સોરઠ એવા સિતારાઓથી ઉભરાઇ જાય, તો તે પુનઃ નન્દનવન સમ બને."

"કહો, ત્યારે તમારો ગુસ્સો નક્કામો હતો કે, નહીં ? હેવા-નિયતનો હું બચાવ કરતી નથી; પણ હેવાનિયતને ઠેકાણે લાવનાર સોરઠમાં પડયા છે તેથીજ હું આશાવાદી બનું છું. વારૂ, તમે પેલા તરૂણનું કામ જોયું છે અને તમારા વીરબંધુનું પણ જોયું છે. હવે કહો, બેની સરખામણીમાં કોનું કામ ચઢે ?"

"મારા બંધુ કરતાં હું તો એ અજાણ્યા યુવકનું કામ વધુ ચઢિયાતું ગણું છું."

"કેવી રીતે ?"

"દૂરથી કટાર ફેંકવાની શી એની અજબ કલા ? તલવાર ફેર-વવાની શી એની અદ્દભુત છટા ! અને કેવી ચપલ-વિજળી જેવી ગતિથી જમીનપરથી છાપરાપર એનું કુદી જવું ? રૂપાંદે, મારો બંધુ તો યુવરાજ હતો તેથી તેની પ્રતિભા તારા કાકા ઉપર પડી: પણ એ તરૂણે તો પોતાનાં કામથી તેમને દિગ્મૂઢ બનાવ્યા ! હું ક્યારની વિચાર કરૂં છું કે. એ સોહામણો તરૂણ કોણ હશે ?"

રૂપાંદે આ પ્રશ્ન સાંભળી હસવા લાગી. મોતીનાદે તેને હસતી જોઇ પૂછ્યું: "કેમ, એમાં હસવા જેવું શું છે ?"

"તમારા હૃદયરૂપ આકાશમાં એ સિતારાએ ફેંકેલા ઉજાસથી કોને હસવું ન આવે ? એ સોહામણો તરૂણ કોણ હશે ?" છેલ્લો પ્રશ્ન મોતીનાદના જેવાજ સ્વરથી ઉચ્ચારવા રૂપાંદેએ યત્ન કર્યો.

હવે મોતીનાદના ખ્યાલમાં આવ્યું કે, તે કેમ હસી. તેણે જવાબ દીધો: "રૂપાંદે, એ તરૂણ વિષે મેં વાપરેલું વિશેષણ અને

તેના બદલ કરેલી પૂછપરછ તું અસ્થાને ગણતી હોઇશ તેથી તું હસી એ હું સમજું; પણ બહેન, મારી જગ્યાએ તું હો, તો તારા દિલમાં કેવા ભાવ ઉઠે, એની કલ્પના કરવા હું તને વિનવું છું. સુભાગ્યે, તું જુદી સ્થિતિમાં છે. તારો જયમલ્લ આ દાખલામાં—

"મેં કયારે તમારા ભાઇનો પક્ષપાત કર્યો છે?" રૂપાંદે કૃત્રિમ ક્રોધ દર્શાવતી વચ્ચે બોલી ઉઠી.

"ખોટો ગુસ્સો રહેવા દે હવે! શું તારૂં અંતર મારાથી અજાણ્યું છે? એ તારો પ્રિય નહી–બલ્કે પ્રિયતમ છે. પ્રભુ તમને બેને સુખી કરે; પણ બહેન, મારી સ્થિતિ કમનસિબ છે!" મોતીનાદે નિસાસો નાંખ્યો.

રૂપાંદે તેના વિચાર જાણવા ચૂપ રહી. મોતીનાદે આગળ કહેવા માંડયું: "બજારમાંના અજાણ્યા વીર યુવકનાં વખાણ મેં કોઇ વિકારી ભાવથી કર્યાં નથી. મારૂં હૃદય તેના તરફ નહીં: પણ તેની વીરતા તરફ આકર્ષાયું છે. એક બાજુ આવાં વીરોચિત કામો અને બીજી બાજુ જેનો વિવાહ મારી સાથે થયો છે તેની અફીણીઆ, જુગારી અને વંઠેલ તરીકેની ખ્યાતિ, એ બેની હું તુલના કરૂં છું ત્યારે મારા શરીરમાં કંપ ઉઠે છે–અંગેઅંગમાં કમકમાટ ઉપજે છે. વિચાર કર કે, જેને મેં કદી જોયો નથી; જેણે મને કદી જોઇ નથી, તે અમો બન્નેનો વિવાહ કેવળ મારાં માતાપિતાએ મનસ્વીપણાથી કરી દીધેલો છે! મારે કાને સદાયે એવી વાતો પડે છે કે, એ વિવાહિત દુર્ગુણીજ છે! હવે આ સ્થિતિમાં મારા દિલના ભાવ શા હોઇ શકે? તું જ કહે, તને આવો વર મળે તો તું શું કરે?"

"હું એમને જરૂર ધિઃક્કારૂં. એને લગ્નની પવિત્ર ગાંઠથી મારી સાથે ન જ જોડાવા દઉં."

"મારા દિલના પણ એજ ભાવો છે; છતાં હું હજી એને તક આપવા માગું છું—"

"ઓહો! એક મ્યાનમાં બે તલવાર!"

"હું તક આપવા માગું છું એનો અર્થ તું સમજી નથી તેથીજ આમ કહે છે. હું એક રાજકુમારી છું. મારાથી કાંઇ સામાન્ય માણસોની માફક મારાં માબાપની ઇચ્છાનું ઉલ્લંઘન કરી શકાય નહીં. વળી આર્ય બાળાઓની ફરજનો પણ મને ખ્યાલ છે કે, તેમનાં માબાપે પસંદ કરેલા વરને વધાવી લેવો—"

"બહેન, તમે ઘડીકમાં કાંઈ ને ઘડીકમાં કાંઇ બોલો છો, હેં ? એક ક્ષણ તમે લાગણીઓથી ભરપૂર અને સહૃદયી બંડખોર બાળા તરીકે વિચાર દાખવો છો; તો બીજી ક્ષણે એક વૃદ્ધા નારી જેવાં શાન્ત, અને ગંભીર બની કુટુંબના ગૌરવના વિચાર દાખવો છો ! એ બેમાંથી તમારા ખરા ભાવ કિયા ?"

"રૂપાંદે, હું જ સમજતી નથી કે, મારા ખરા ભાવ કિયા ? મારી સ્થિતિ 'સૂડી વચ્ચે સોપારી' જેવી નથી શું ? એક પાસ શાસ્ત્રો, આર્યભાવનાઓ અને માતાપિતા તરફની ફરજ અને બીજી પાસ વીરત્વની જંખના કરતી, ઉછળતી કૂદતી મારી લાગણીઓ ! આ બન્ને વચ્ચે મારૂં હૃદય ઝોલા ખાય છે અને તેથીજ હું કહું છું કે—હું તક આપીશ."

"કોને ? જેનો તમારી સાથે વિવાહ થયો છે તે રાજમલ્લજીને, કે પેલા અજાણ્યા વીર પુરુષને ?"

"રૂપાંદે" ઠપકો આપતા સ્વરે મોતીનાદ બોલી: "મને હાંસીમાં ઉડાવી ત્રાસ ન આપ !"

"બહેન, તમને માઠું લાગ્યું હોય તો માફ કરશો: પણ તમારા પ્રત્યેના અથાગ ઉંડા પ્રેમથીજ મેં એ પ્રશ્ન કર્યો છે. વીર તરફ કોનું દિલ ન આકર્ષાય ? દુર્ગુણીને કોણ ન ધિઃક્કારે ? છતાં હું ઇચ્છું છું કે, તમારા રાજમલ્લ આવા પ્રતાપી ઠરે અને તમને બંડખોર બનવાનો વખત ન આવે !"

"તારા એ શબ્દો મને ગમે છે. જેનો વિવાહ મારી સાથે થયો છે, તે પ્રતાપી છે કે નહીં, એ જાણવાનો અવસર મને આજ કાલમાં મળનાર છે."

"આજકાલમાં કેવી રીતે ?"

"તે અહીં આવનાર છે. મારી વૃદ્ધ દાસી મોઠી ખવાસણ કહેતી હતી કે, તેમને મારા પિતાએ મળવા આવવા કહેવરાવ્યું છે."

"ત્યારે તો, તમે કહો છો તેમ, રાજમલ્લજીને પિછાનવાની, તેમના રૂપરંગ, દિદાર અને વર્તનની પરીક્ષા કરવાની તમને ઠીક તક મળશે."

"મેં તેથીજ કહ્યું છે કે—હું તક આપીશ. જેવા ચારિત્ર વિષે આપણે સાંભળ્યું છે, તેવુંજ ચારિત્ર માલુમ પડશે તો પછી..." મોતીનાદ અહીં થોભી ગઈ. "હું આ શું બોલું છું ?" તેણે સ્વગત અસ્ફુટ પ્રશ્ન કર્યો.

"બહેન, તમને હવે માઠું લાગે તો લાચાર છું; પણ તમારી નાનપણની સખી તરીકે કહું છું કે, જો રાજમલ્લજી દુર્ગુણી તરીકે સાબીત થાય તો તે તમારે લાયક નજ ઠરવા જોઇએ. તમારાં માતાજીને તમે વિનતિ કરજો કે, તમારૂં લગ્ન સ્વયંવરથી કરવા તેમણે તમારા પિતા ઉપર દબાણ કરવું. પૂર્વકાલના ક્ષત્રિયોમાં તેમ થતું હતું. મહાભારતના સમયમાં રૂકિમણિહરણ, સુભદ્રાહરણ, સુરેખાહરણ ઇત્યાદિ પ્રસંગો બનેલા છે—"

"સખી, મારી અપાર મુંઝવણના વખતમાં મને બંડખોર ન બનાવ. હું હાલનો તાજોજ દાખલો કયાં નથી જાણતી? દિલ્હીના મહારાજ પૃથુરાજ ચોહાણે સંયુક્તાનું હમણાંજ કરેલું હરણ જગજાહેર છે."

"એનું અનુકરણ તમારા દાખલામાં થવુંજ જોઇએ." રૂપાંદે આ વાકય બોલી એટલામાં મહેલ નીચે ડંકો અને રણશિંગાના અવાજ સાંભળી તે અને માનીનાદ ચોંકયાં. તેઓ બન્ને અટારીમાંથી નીચે જોવા લાગ્યાં.

તેઓની નજરે પાંચ ઘોડેસ્વાર સૈનિકો પડયા.

પ્રથમ એક ડંકાધારી ઘોડેસ્વાર હતો. તેની પછી એક રણશિંગુ વગાડનાર અને ધજા ઝાલનાર ઘોડેસ્વાર હતો. ત્રીજા એક ઘોડેસ્વારના હાથમાં રાજ–આજ્ઞાપત્ર હતો અને તે ઘોડેસ્વારની પાછળ બે ભાલેદાર સૈનિકો હતા.

રાજ–આજ્ઞાપત્રવાળો ઘોડેસ્વાર દમામદાર હતો. તેનો પોષાક અમલદાર જેવો હતો. તેને જોતાં રૂપાંદે બોલી: "અહો! આ અમલદાર શેનો ઢંઢેરો કહી સંભળાવવા આવ્યો હશે?"

"કદાચ તારા કાકાનાં આજના જેવાં વધુ પરાક્રમનો!"

"સાંભળો, તે બોલે છે."

વચલા અમલદારે રાજઆજ્ઞાપત્રમાં જોઇને વાંચવા માંડયું.

"નગરજનો! જુનાગઢના રા'ગજરાજ ઉર્ફે મહીપાળદેવ બીજા ફરમાવે છે કે—આજ બપોરે ભરબજારમાં યુવરાજ જયમલ્લે રાજકેદીને ઉપાડી જવામાં રાજઆજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે તે બદલ તેનું યુવરાજ પદ લઇ લેવામાં આવે છે અને તેને દેશવટો દેવામાં આવે છે. ન્યાયનાં કામમાં સગપણની શરમ રાખી શકાતી નથી; તેથી આજ

રાત્રિના બાર વાગ્યા પછી સદરહુ જયમલ્લને દેશપાર થયેલો ગણવામાં આવશે. તેને કોઇએ આશ્રય આપવો નહી. વળી નગરજનોને જણાવવામાં આવે છે કે, આજથી આઠ દિવસ પછી અમારા સેનાપતિ અટંકીવીર ચુડામણિ ભરતખંડનાં રાજ્યોને જીતવા એક મોટી સેના સહિત નીકળી પડશે. એ સમયે સર્વજનોએ તેમની સ્વારીને દબદબાભર્યું માન આપવું અને મોટો ઉત્સવ ઉજવવો. સેનાપતિ ચુડામણિ જે રાજ્યોને જીતશે તે જુનાગઢનાં તાબેદાર બનશે. પણ આખરે જેની જીત થશે તેને રા'ગજરાજ પોતાની પુત્રી મોતીનાદ પરણાવશે."

ઢંઢેરો વંચાઇ રહ્યો એટલે ડંકો અને રણશિંગુ વાગ્યાં અને પાંચ ઘોડેસ્વારો આગળ ચાલ્યા. ત્યાંથી તેઓના જવા પછી મોતીનાદ અને રૂપાંદે અટારીમાંથી ખંડની અંદર ગયાં. ઢંઢેરો સાંભળીને બન્નેના ચહેરા ઉપર ગ્લાનિનાં ચિહ્ન સ્પષ્ટ તરવરી આવ્યાં. બન્નેનાં દિલમાં જુદા જુદા ભાવો ઉઠયા. થોડીવાર તે બન્ને અબોલ રહ્યા બાદ રૂપાંદે બોલી ઉઠીઃ "બહેન, તમારા ભાઇને તો તમે મળ્યાં નથી!"

"હું એજ વિચાર કરતી હતી કે, મારા વીરાને મળવા બોલાવું અને એના તરફ મારો સંપૂર્ણ પક્ષપાત છે, એમ જાહેર કરૂં."

"તો પછી તેમાં શેની રાહ જુઓ છો?"

"કશાનીજ નહીં. એક દાસીને બોલાવ."

રૂપાંદેએ એક દાસીને બોલાવી. તેને મોતીનાદે હુકમ કર્યોઃ "જયમલ્લભાઇ જ્યાં હોય ત્યાંથી તેમને બોલાવી લાવ—"

રૂપાંદે અધવચ્ચ બોલીઃ "અને કહેજે કે, અમે બગીચામાં હોઇશું ત્યાં મળે."

દાસી ગઈ એટલે રૂપાંદેએ મોતીનાદને કહ્યુંઃ "ચાલો બહેન, બગીચાની સુન્દરતાથી, પવનની શીતલ લહરીઓથી અને સમી સાંજની શાન્તતાથી હૃદયનો સંતાપ દૂર થશે."

"હા. ત્યાં જવું હોય તો ત્યાં ચાલ."

મોતીનાદ કેવલ હતાશ બની ગઇ છે, એમ રૂપાંદેએ તેના સ્વર ઉપરથી અને તેના ચહેરા ઉપરથી પારખી લીધું.

# પરિચ્છેદ ૫.

**મદદ.**

સંતપુરૂષ માન અપમાનની દરકાર કરતો નથી. વીર પુરુષ કદી પોતાનું અપમાન થવા દેવાનો પ્રસંગ લાવતો નથી અને હમેશાં માનજ મેળવે છે; પણ કદાપિ દૈવવશાત્ તેનું અપમાન થયું તો તે અપમાન કરનારનું માપ આંકે છે. જો અપમાન કરનાર એક નિર્બળ અને મૂરખ હોય છે તો તેને ક્ષમા આપે છે. જો અપમાન કરનાર તેનો સમોવડીઓ હોય છે તો તરતજ તલવારથી તેની શુદ્ધ સાન ઠેકાણે લાવે છે. કોઇ નિર્બળ પુરૂષનું અપમાન થાય છે તો તે બિચારો દબાઇ ચંપાઇને ચૂપ રહે છે. પણ જો કોઇ દુર્જનનું અપમાન થાય છે તો તે પોતાના અપમાનનો બદલો અવિચારીપણે અનેક પર જુલ્મ ગુજારીને લાવે છે. કોઇ અમલઅંધાનું અપમાન થાય છે તો તે અમલના નીશામાં મસ્ત બની રાહુની માફક અનેક ચન્દ્રને ગ્રસ્ત કરે છે. આ છેલ્લા બે પ્રકારની પ્રકૃતિ જુનાગઢના સેનાપતિ ચુડામણિની હતી. ભર બજારમાં એનું જે અપમાન થયું તેનો બદલો તેના અપમાન કરનાર દરેકે દરેક જણ ઉપર તેને કોઇ પણ રીતે લેવો હતો. એ બદલો ન્યાયી કે અન્યાયી રીતથી લેવાય છે કે કેમ, એ જોવાની તેણે દરકાર કરી નહીં. મોતીશા નાસી ગયો; પણ તેની સ્ત્રી હજી શહેરમાં છે, એ વાત જયારે તેણે દુર્મુખશાને મોંયેથી સાંભળી, ત્યારે તેની આંખો ભયંકર બની ગઇ હતી. એણે તે સ્ત્રીને પકડી લાવવાનો હુકમ કર્યો હતો. પ્રથમ તો દુર્મુખશાને એ અઘટિત લાગ્યું પણ 'નગરશેઠની' પદવીનો લોભ અને પોતાને પાયમાલ કરનાર શત્રુની સ્ત્રી એટલે તે સેનાપતિને તાબે થયો અને સૈનિકો સાથે મોતીશાની સ્ત્રીને પિયર પહોંચ્યો.

મોતીશાની સ્ત્રીનું નામ કલાવતિ હતું. નગરશેઠની તે સ્ત્રી હતી છતાં કદાપિ તેણે એ પદવી માટે ગર્વ ધર્યો નહતો. સાદી, સાલસ, શીલવતી અને સદ્દગુણોપેત. હમેશાં પ્રાતઃકાલમાં તે ગરીબોને દાન દેતી; દેવદર્શનેથી પાછી ફરતી ત્યારે શહેરનાં નાનાં નાનાં બાલકોને દેવની પ્રસાદી તરીકે મિઠાઇ વહેંચતી. તેની આ દયાલુતાને લીધે મોતીશા અને તે બન્નેના તરફ ગામનાં સર્વ લોકોનો પૂજ્યભાવ હતો. પણ જગતમાં સારાનીયે ઇર્ષા ખરાબને આવે છે! ચન્દ્રમા

પ્રકાશ આપે છે તો ચોરી કરવા જનારા ચોર લોકોને તે નડતરરૂપ થતો હોવાથી તેઓ તેને ગાળો ભાંડે છે ! આવી રીતે મોતીશાની અને તેની સ્ત્રીની ખ્યાતિ એક દાનવીર કુટુંબ તરીકે થવાથી અદેખી આંખોમાં મીઠાં પડયાં. એવી અદેખી આંખોમાં દુર્મુખશા પહેલી પંક્તિમાં હતો. વેપારમાં મોતીશાએ દીર્ઘદૃષ્ટિ અને કુનેહ વાપરી પૈસો પેદા કર્યો, અને દુર્મુખશા બિનઆવડત અથવા તો ગજા ઉપરાંત ખોટી રીતે ધંધો કરવાથી પાયમાલ થયો, તેમાં મોતીશાનો શો દોષ ? પણ દુર્મુખશાને પોતાનો દોષ ન વસ્યાથી તે મોતીશા પ્રત્યે વેર લેવાનો લાગ જોઇ રહ્યો હતો. કુહાડીના હાથા રૂપ બનેલા આ દુર્મુખશાને ચુડામણિએ તક આપી અને હવે તો તે તકનો તેણે પૂરેપૂરો લાભ લીધો.

જે વખતે તે કલાવતિને પિયર પહોંચ્યો તે વખતે તેના ઘરમાંથી પ્રભુભક્તિનું ગીત લલકારવામાં આવતું સંભળાયું. તે લીટીઓ આ હતીઃ

"હું શોધું તાત તમને કયાં ?
વિજન વન કે નગરજનમાં ?"

દુર્મુખશાએ આ સાંભળીને સિપાઇઓને કહ્યુંઃ "ચાલો, ઠીક લાગ છે."

એક વૃદ્ધ જેવા જણાતા સૈનિકે કહ્યુંઃ "શેઠજી, જરા થોભો, ભજન પૂરું થવા દો. પછી જઇએ."

"નહીં. વખત નહીં ગુમાવવો જોઇએ."

બીજા બે ત્રણ સિપાઇઓએ પહેલા સિપાઇને ટેકો આપી દુર્મુખશાને સમજાવ્યો કે, "આપણે એટલા બધા જુલ્મી ન થવું જોઇએ કે કોઇના પ્રભુભક્તિના ગીતમાં દખલ થાય. એથી તો ઇશ્વર આપણા ઉપર કોપતો નહોય તોયે કોપે !"

દુર્મુખશા થોભી ગયોઃ ગીત આગળ ચાલ્યુંઃ

બતાવો ભેદ બાળકને,
પ્રભૂ ! શોધું તમોને કયાં ?
કહો અપરાધ શો મારો ?
નહીં દીદાર દેખાવો ?
વળગતો હું રહ્યા તમને,
છતાં નિષ્ઠુર કાં થાઓ ?
ભટકતો ભૂલમાં અહીં તહીં,
પ્રભુ ! કયાં મુજથી ન્યારા છો ?

વસ્યા છો અંતરે મારા,
અણુઅણુમાંજ વ્યાપ્યા છો.
નહીં કદી દૂર કરવાનો,
નિરંતર જાપ જપવાનો;
સ્મરીશ પૂજીશ પ્રહર આઠે,
ન અળગા લેશ કરવાનો !

"અહા ! એક નાનું બચ્ચું ગાતું લાગે છે; પણ કેવી સિતાબીથી ગાય છે !" એક સૈનિક બોલી ઉઠયો.

"હા. બહુ સરસ ગાય છે, હોં ?" બીજાએ ટહુકો પૂર્યો.

"ચાલો, ગીત પૂરૂં થયું." દુર્મુખશાએ હુકમ કર્યો.

તેઓ સૌ અંદર જઇને જુએ છે તો કુટુંબ જમવા બેસતું હતું.

કલાવતિને ત્યાં એવો નિયમ હતો કે, હમેશાં જમતાં પહેલાં પ્રભુપ્રાર્થના ગાવી. તે મુજબ તેના સાત વર્ષના એક પુત્રે તે ગાઈ હતી. આજ બજારમાં સેનાપતિની સ્વારી આવવાની હતી તે જોવા માટે ગામ ઉલટયું હોવાથી ઘણાંક કુટુંબો જમ્યાં નહતાં અને સવારના ૯-૧૦ વાગ્યાથી બજારમાં ભૂખ્યાંને ભૂખ્યાં ગયાં હતાં. બજારમાં તો સ્વારી આવતાં મધ્યાહ્ન વીતી ગયો હતો. ઘણાને ઘેર સ્વારી જોઇ આવ્યા પછી રસોઇ બનાવવામાં આવી હતી. મોતીશા અને તેનું કુટુંબ પણ ભૂખ્યું હતું. સ્વારી ગઈ અને તે સાથે મોતીશાની ભૂખ પણ ઉડી ગઈ. તે તો પોતાનો બચાવ કરવાની પેરવીમાં રહ્યો અને ભૂખ્યોને ભૂખ્યો ચાલી નીકળ્યો. કલાવતિ પણ પોતાના ઘરની રસોઈ પડતી મૂકીને પિયર નાસી આવી. અહીં તે તેનાં બાળકો સાથે ભોજન કરવા બેસતી હતી ત્યાં દુર્મુખશાનું આગમન થયું. તેની પાછળ હથીઆરબંધ સિપાઇઓ જોવામાં આવ્યા. આખા કુટુંબના પેટમાં ફાળ પડી ! "હાય, આ શામાટે આવ્યા હશે ?" એ પ્રશ્ન સૌના હોઠમાં ને હોઠમાં રહ્યો ત્યાં રાજસત્તાના પૂંઠબળથી અને નગરશેઠની ભાવી પદવીના ગર્વથી દુર્મુખશા બોલ્યો: "કલાવતિને સેનાપતિજી પાસે લઈ જવાનો અમને હુકમ છે"

કલાવતિને ઘણું ખરૂં "બ્હેન" સંબોધનથી જ આખું જુનાગઢ બોલાવતું. આજ પહેલીજવાર આ દુર્મુખશાએ તેને તોછડાઇથી બોલાવી.

સેનાપતિનું નામ સાંભળતાં કલાવતિનો પિતા ગભરાયો. પણ શાન્તિ ધારણ કરી તેણે દુર્મુખશાને પૂછ્યું: "તમે તો આપણી ન્યાતના છો ને ? અહીંના છો ને ?"

"હા. મારૂં નામ ન જાણતા હો, તો જાણી લ્યો. દુર્મુખશા નગરશેઠ."

"નગરશેઠ!"

"હા. મોતીશાનું નગરશેઠ પદ ગયું અને હું નગરશેઠ થયો. હવે એની સ્ત્રીને ઘેર ઘેર ભીખના ટુકડા માગી ખાવા પડશે!"

કલાવતિ અને તેનો પિતા, આ હલકાં વેણથી સમજી ગયાં કે, આ ચુગલીખોરેજ આ આપત્તિ આણી છે. કલાવતિના પિતાએ ફરીથી ઠંડા મિજાજે કહ્યું: "ભાઈ, શું કરવા ગમે તેમ બોલો છો? તમે નગરશેઠ થયા, એ ખુશીની વાત છે. કલાવતિનું જે થવાનું હશે તે થશે; પણ મહેરબાની કરીને કહેશો કે મારી પુત્રીને બદલે હું આવું તો ચાલશે? એ હજી જમી નથી. એનાં બાળકો પણ ભૂખે ટળવળે છે."

"તેમાં હું શું કરૂં?" દુર્મુખશાએ ભપકો બતાવ્યો: "તે જ્યાં બેઠી હોય ત્યાંથી તેને લઇ જવાનો મને ચોખ્ખો હુકમ છે. જો સીધી સમા રીતે નહીં માને તો જોરજુલમ પણ વપરાશે."

"એમ? ત્યારે તો મારે તમને કાંઈ કહેવાનું નથી. તે "સીધી સમા રીતે"જ આવશે અને હું પણ સાથે આવું છું."

પોતાનાં રડતાં બાળકોને આશ્વાસન આપી કલાવતિ જવા તૈયાર થઇ. તેના પિતાએ જતા પહેલાં પોતાના ૧૮ વર્ષના પુત્રને કાનમાં કહ્યું: "જયમલ્લ બાપુને શોધી કાઢ. પેલો બજારવાળો તરૂણ પણ મળે તો શોધી કાઢ અને તેઓને આ હકીકતથી વાકેફ કરી સેનાપતિને ત્યાં ઝટ મોકલ."

છોકરો ત્વરાથી વદાય થયો.

કલાવતિ અને તેના પિતા સહિત દુર્મુખશા, સેનાપતિના ઘર આગળ પહોંચ્યો તે વખતે રા' ગજરાજનો ઢંઢેરો ડંકા નિશાન સાથે સેનાપતિના મકાન નીચે વાંચી સંભળાવવામાં આવતો હતો, તે સાંભળતા તે થોભા ગયો અને તેની સાથેના સૈનિકો પણ થોભા ગયા.

એ વખતે એક બીજો બનાવ બન્યો. કલાવતિનો ભાઈ યુવરાજને જયમલ્લ સાથે એ સ્થળે આવી પહોંચ્યો. યુવરાજ અને તે બન્ને જણ લોકની ગીર્દીની ખાસ આગળ ન આવ્યા; પણ દૂરથીજ છોકરાંએ સૈનિકોના પહેરામાં ઘુંઘટ તાણીને ઉભેલી કલાવતિ જયમલ્લને બતાવી.

યુવરાજે તેનો હાથ ઝાલીને કહ્યું: "મારી તલવારના સોગંદ ખાઇને હું કહું છું કે, તારી બહેન એ મારી પણ ધર્મની બહેન છે.

એને હું બચાવીશ. પણ આ સત્તાધેલા સેનાપતિ આગળ અત્યારે મારે કાંઇક કળથી કામ લેવું પડશે. પેલો વણિક જેને તું દુર્મુખશા કહે છે, તે નામ જેવાજ ગુણવાળો છે. એને મેં જોઇ લીધો. જોઉંછું– એ પણ કેટલાં વર્ષ જીવે છે !"

યૂવરાજ આટલું કહીને તેને ખબર આપનાર છોકરાથી તે છૂટો પડી ગયો. તે છોકરાએ કલાવતિના પિતા પાસે જઇ આ બાબતની ખબર તેને આપી દીધી. તેના મુખપર પ્રસન્નતા દેખાઈ.

ઢંઢેરો વંચાઇ રહ્યા પછી કલાવતિ અને તેના પિતાને સેનાપતિ પાસે લઇ જવામાં આવ્યાં.

સેનાપતિ તેના મકાનના વિશાળ દિવાનખાનામાં એક વિસ-ભાસન ઉપર મૂછો આમળતો પડ્યો હતો.

કલાવતિને તેની સમક્ષ ઉભી રાખવામાં આવી. દુર્મુખશા એક બાજુ ઉભો રહ્યો અને કલાવતિનો પિતા કલાવતિની પાછળ ઉભો રહ્યો. સેનાપતિએ સૈનિકોને હુકમ કર્યો કે: "ચાલ્યા જાઓ, નીચે પહેરો ભરો."

સૈનિકોના જવા પછી સેનાપતિએ કલાવતિના પિતાને જોઇ દુર્મુખશાને પૂછ્યું: "આ કોણ છે ?"

"બાઇનો બાપ."

"કેમ ? તમે અહીં શું કામ આવ્યા છો ?" ચુંડામણિએ તેને પૂછ્યું.

"મહારાજ, આ તે કાંઇ રીત છે ?" કલાવતિના પિતાએ આગળ આવી હાથ જોડીને કહેવા માંડ્યું: "રાજ્યના આપ સેનાપતિ એટલે પ્રજાના સંરક્ષક છો. રાજ્યની પ્રજાની સ્ત્રીઓ આપની પુત્રીઓ છે. તેમને ન કહેવાના શબ્દો કહેવાની આપ ગમે તેને છૂટ આપો છો અને જમવાની તક પણ આપ્યા વિના તેઓ અહીં લાવે છે, એ શું વ્યાજબી છે ?"

"વ્યાજબી–ગેરવ્યાજબીનો પટપટારો મારી આગળ કોઇથી થઇ શકતો નથી ! મોતીશા આ રાજ્યનો ગુન્હેગાર છે. તે નાસી ગયો છે! તમારી પુત્રી મોતીશાની સ્ત્રી થાય છે. મારે તેની પાસેથી જાણવું છે કે–મોતીશા ક્યાં છે ?"

"મહારાજ, એ બાબતમાં તેને કાંઇજ ખબર નથી. મોતીશા ગયા અને તેને મારે ત્યાં મોકલતા ગયા. એટલુંજ તે અને હું બન્ને જાણીએ છીએ."

" એ વાત હું માની શકતો નથી. "

" ના માનો તો, આપની મરજી ! મેં તો સાચી હકીકત કહી."

" એ નહીં ચાલે. તમારી પુત્રીએ એ બતાવવું જ પડશે કે, મોતીશા કયાં છે ? "

" પણ તે નથી જાણતી—"

" જો તે સીધી રીતે માનશે નહીં તો એના ઉપર સખ્તાઇ ગુજારીને મનાવવામાં આવશે ! "

" સ્ત્રીજન ઉપર સેનાપતિજી સખ્તાઈ ગુજારશે ?"

" હા. રાજ્યના હિતને ખાતર તેમ થશે જ ! કાયદો સ્ત્રી કે પુરૂષનો તફાવત નથી રાખતો. "

" કાયદો ? ! શું કહો છો ? ! આ બધું કાયદાસર થતું હશે ? "

"એ પૂછવાનો તમને અધિકાર નથી. દુર્મુખશા, આ માણસને ધક્કો મારી બહાર કાઢી મૂકો. "

" મહારાજ, આ અન્યાય થાય છે—"

" ચૂપ—"

દુર્મુખશા કલાવતિના પિતા નજદીક ગયો. હવે આ દુર્બુદ્ધિ સેનાપતિ કે તેના ચુગલીખોર શાગીર્દ માને તેમ નથી એ જોઇને પોતાનું સ્વમાન જાળવવા કલાવતિનો પિતા પોતાની મેળેજ ત્યાંથી વદાય થયો.

ચુડામણિએ કલાવતિને પૂછયું: " કહે બાઈ, મોતીશા કયાં નાઠો છે ? "

" હું એ સંબંધી કાંઇ જાણતી નથી, પિતાજી. "

" તારા બાપની પેઠેજ હઠ ન કર. તું ના કહીશ તેથી કાંઈ નહીં વળે. હું તને રંજાડીશ અને તારી પાસેથીજ કબૂલ કરાવીશ કે, મોતીશા કયાં છે ? "

" ચાહે તે જુલ્મ ગુજારશો પણ હું જે નથી જાણતી તે શી રીતે કહી શકીશ ? "

" એમ ? ત્યારે તો તું હઠે ચઢવાનો ઠરાવ કરીને જ આવી લાગે છે ! ચિંતા નહીં. મેં પણ તારે માટે એક ઠરાવ કરેલો છે. દુર્મુખશા, જાઓ, પહેરાપરના સિપાઇઓને ખબર આપો કે, જે

સીદી બાદશાહને હમણાંજ મારી નોકરીમાં રાખ્યો છે તેને અહી બોલાવી લાવે."

થોડીકવારમાં એક પહેલવાન જેવી કાયાનો કાળો શાહી જેવો એક સીદી, સેનાપતિ સમક્ષ આવી નમન કરી ઉભો રહ્યો.

સેનાપતિએ કહ્યું: "સીદી બાદશાહ, તમારી વફાદારીની કસોટી કરવાનો પ્રસંગ આવ્યો છે."

"ફરમાઓ, હુઝુર" સીદીએ જવાબ દીધો.

"આ સ્ત્રી જોઈ કે ?"

"હાં. હુઝુર"

"એને લઈ જાઓ"

"કીધર ?"

"તમારે ઘેર!"

"કયાં, નામદાર ?"

"બસ. એની સાથે નિકાહ કરી લેજો."

સીદી આશ્ચર્યચકિત થઇ તેની સામે ટગર ટગર જોવા લાગ્યો અને હાથ જોડીને કહેવા લાગ્યો: "જનાબ, કૈસી દિલ્લગી કરતે હો ? યે ગરીબ નોકરકી એસી દિલ્લગી કરની નહીં ચાહીએ."

"મશ્કરી નથી." સેનાપતિએ કહ્યું: "હું તમને સહર પરવાનગી આપું છું કે, એને ઉઠાવી જાઓ. એના શિયળનો અને ધર્મનો નાશ થાય એવી મારી મરજી છે."

"યે બાઇ કૌન હય ?"

"નગરશેઠની સ્ત્રી છે."

સીદી નીચું જોઇ બન્ને હાથથી પોતાના બન્ને ગાલ ઉપર લપડાકો લગાવતો બોલ્યો: "તૌબા, તૌબા." કલાવતિ તરફ તેણે એક પણ ડગલું ભર્યું નહીં; નજર પણ નીચેથી ઉંચી કરી નહીં. આ જોઇને સેનાપતિએ ઘાંટો પાડીને પૂછ્યું: "કેમ ? હું કહું છું તે નથી સાંભળતો ? જા, એને લઇ જા."

"જનાબ" મગરૂરીભર્યા અવાજે સીદી, સેનાપતિ તરફ જોઇને બોલ્યો: "આપકી બાત મુઝે મંજુર નહીં હય."

"શું કહ્યું ?"

"મેરી રાય સુન લો. મૈં જબ યે સહરમેં પહેલી દફે આયા તબ નગરસેઠજીકી યે પાક ઔરતકે મુબારક હાથકી ખૈરાત મૈંને આઠ દિન તક લી થી. પિછે ઇધિર નોકર રહા. ઉનકી ખૈરાત લેકે

મેરા પેટ ભરા હય, ઉન્કો નાપાક નઝરસેં દેખનેકે પહેલું મેરી ચશ્મોં નિકાલ ડાલની ચઇએ. નગરશેઠજીકી યે ફિરસ્તાદિલ ઔરત મેરી–મા હય–સચ્ચી મા હય."

સેનાપતિએ ક્રોધથી પગ પછાડ્યો. એક ગરીબ માણસ નેકીના કેવા ઉમદા ખ્યાલ ધરાવે છે, એ જાણી કલાવતિનું હૃદય હર્ષથી પ્રફુલ્લ થયું.

"મૂર્ખ! શું તું મારો હુકમ નહીં માને?" સેનાપતિએ પહાડી અવાજથી પૂછ્યું.

તેને મક્કમ જવાબ મળ્યો: "હરગિઝ નહીં."

"તને નોકરીમાંથી કાઢી મૂકીશ." વધુ ભયંકર સ્વરે સીદીને ધમકી અપાઇ.

પણ સીદીનો જવાબ હજીયે વધુ મક્કમ નીકળ્યો: "નૌકરી કલ નેકી હોવે તો આજ જાય–અભી જાય."

"તારે મરણને શરણ થવું પડશે."

"તૈયાર હું. મર જાઉં તો કુચ્છ પરવા નહીં. મગર જીન્કો મેરી મા કહા, વો મુઝે પૈદા કરનેવાલી મા જૈસી હી રહેગી" કલાવતિ નજદીક તે ગયો અને તેનાં ચરણોમાં પોતાનું મસ્તક ઝુકાવીને બોલ્યોઃ "તેરેકો મેરી જીંદગી, માઇ! તેરા ઘરકી રોટી મૈને ખાઇ હય મેં કભી ભી નમકહરામ નહીં હોઉંગા. હરગિઝ યે બેહયા હુકમ બજા નહીં લાઉંગા."

કલાવતિના કોમલ હાથ ઘડીભર અને સીદીના મસ્તક પર ફર્યા. એજ હાથ ઉંચા થયા; એકઠા થયા, અને ઉંચે જોઇ તે ગણગણવા લાગીઃ "દયાઘન દેવેશ્વર! તારા મહિમાનો ડંકો સર્વત્ર ગાજે છે!"

સેનાપતિના ક્રોધની સીમા ન રહી. દૈત્ય જેવું બેડોળ મોં કરી, દાંત કચકચાવતો, મુઠીઓ ઉગામતો, પગ પછાડતો તે થોડીકવાર અહીં તહીં ફર્યો અને પછી દુર્મુખશાને તેણે હુકમ કર્યો: "જાઓ, બે ચાર સિપાઇઓને બોલાવો."

દુર્મુખશા પહેરાવાળાઓને બોલાવી લાવ્યો. સેનાપતિ તેઓ તરફ જોઈ રહ્યો. એમાંથી એકને ઉભા રહેવા કહી, બાકીનાઓને તેણે ફરમાવ્યું: "આ હઠીલા સીદીને કેદખાનામાં નાંખો."

સીદી પોતાની મેળેજ ઉભો થયો અને લગીરે આનાકાની કર્યા વિના ગર્વાન્વિત મુખ રાખીને સિપાઇઓ સાથે ચાલ્યો ગયો.

જે સિપાઇને ત્યાં ઉભો રાખવામાં આવ્યો હતો તેના તરફ જોઇ સેનાપતિએ પૂછ્યું: "તું મુસલમાન છે ને?"

"હા. સરદાર."

"ગરીબ છે, ખરૂં કે?"

"હા. સરદાર. મારા કુટુંબમાં પાંચ જણનું મારે પૂરૂં કરવાનું છે અને પગાર થોડો મળે છે."

"વારૂ. લે, આ સો રૂપામહોરો." સેનાપતિએ નાણાંની એક કોથળી તેના હાથમાં આપી. તે લઇને તેણે પૂછ્યું: "સરદાર, આ શા માટે આપી?"

"જે બાઇ અહીં ઉભા છે, તેને તારે ઘેર લઈ જઇ તેનું અને તારા કુટુંબનું પૂરૂં કરવા."

"જનાબ, મારા કુટુંબમાં એકનો વળી વધારો શા માટે કરવા ફરમાવો છો?"

"બસ. મારી મરજી. આ બાઇ પાસે રસોઇ કરાવજે. પણ મંજાવજે; એને તારી ઓરતની માફક રાખજે અને કોઇનો ડર નહીં રાખતાં ચાહે તેમ—"

"નામદાર, એ કોણ છે?" સિપાઇએ અધવચ્ચ પૂછ્યું.

"ગમે તે હોય; તારે શી પંચાત?"

"નહીં, હજુર, મારે જાણવું જોઇએ કે, એ કોણ છે? એક શ્યાણા મૌલવીએ મને કહેલું છે કે, હમેશાં ઓરત અને ઉંડું પાણી પહેલેથી માપજે."

"એ કોણ છે તે તો નહીં કહું—ફક્ત એક ખાનદાન હિંદુ સ્ત્રી છે, એટલું તારે જાણવું બસ થઈ પડશે."

તાજુબી ઉપજી હોય એવું મોં કરીને સિપાઇ માથું ખંજવાળવા લાગ્યો. તેના મોંમાથી એક પણ અક્ષર નીકળ્યો નહીં.

"કેમ, શા વિચાર કરે છે? જા, આ બાઇને લઇ જા."

"જનાબ." હાથ જોડીને તે સિપાઇ કહેવા લાગ્યો: "આજે જ મેં એક મૌલ્વી પાસે કસમ લીધા છે કે, ગમે તે થાય; પણ ગયર કોમોની લાગણી દુભાવીશ નહીં. 'આ સ્ત્રી એક હિંદુ છે. મારી પરણેતર બીબી સિવાય અમારી મુસલમાન કોમની સ્ત્રીઓને જેમ હું મા બહેન ગણું છું તેમજ હું આ હિંદુ બાઇને ગણું છું. મારાથી એને નહીં લઇ જવાય. લો, સરદાર, આપનાં આ નાણાં પાછાં!"

તેણે સેનાપતિના પગ આગળ કોથળી મૂકી દીધી. નીચા વળેલા એ સિપાઇને એક લાત મારીને સેનાપતિએ ત્રાડ નાંખી: "બદમાશ! ચિબાવલાવેડા કરે છે? ચલાવ, એને લઈ જા."

પોતાને વાગેલી જગ્યાએ હાથ ફેરવતો જમીનપરથી ઉઠીને તે સિપાઇ ઉભો થયો. મોઢામાંથી એક પણ અક્ષર તેણે બહાર કાઢયો નહીં.

સેનાપતિએ કહ્યું: "ભલા માણસ, હાથે કરીને શું કરવા મોત માગી લે છે? આ નાણાં છે. આ સ્ત્રી છે. જા, આનંદ કર અને સુખી થા."

"નામવર, કસમ આડે આવે છે. દુનિયાની બધી આફતો ભલે મારા પર ઉલટી આવે; પણ કસમ તો નહીંજ તોડું."

સેનાપતિએ પોતાના હાથથી તેની ગર્દન પકડી અને તેને આગળ ચલાવી ધક્કા મારતો તે ખંડના બારણા આગળ લાવ્યો. તેણે બહાર ડોકીઉં કર્યું તો એક જુવાન સૈનિક પહેરા ઉપર ઉભેલો જણાયો.

"બીજા સિપાઇઓ કયાં છે?" સેનાપતિએ પહેરાવાળા જુવાનને પૂછ્યું.

"નીચે ઉભા છે. નામદાર."

"આ બદમાશને કેદખાનામાં અંધારી કોટડીમાં પૂરવા મોકલી આપો અને પછી તમે અંદર આવો."

સેનાપતિ ખંડની અંદર ગયો અને જુવાન પહેરાવાળો મુસલમાન ઇને લઇને નીચે ઉતર્યો. નીચે ઉતરતાં એક પણ સિપાઈ તિના મકાનના રક્ષણ માટે ઉભેલો જણાયો નહીં.

જુવાન પહેરાવાળાએ નાકે આંગળી અરકાડી મુસલમાન કહ્યું: "જા, જીવ બચાવવો હોય, તો સીધો તારે ઘેર જઈ તારો પોશાક કાઢી નાખી, નોકરીને તલાક આપી, કુટુંબ સાથે બહાર ગામ ચાલ્યો જા."

"આપ કોણ છો, મહેરબાન?"

"ખુદાઈ ફિરસ્તો." એટલું કહી, પુનઃ નાકે આંગળી અરકાડી જુવાન પહેરાવાળો ઉપર ચાલ્યો ગયો.

સેનાપતિ સમક્ષ જઈ લશ્કરી ઢબે સલામ કરી તે ઉભો રહ્યો. તેના તરફ થોડીક પળ જોઈ રહી સેનાપતિએ મોં મલકાવી કહ્યું: "જુવાન, તું ખૂબસુરત જણાય છે."

"નામવર, એ ઇશ્વરની મહેરબાનીની વાત છે."

"ખૂબસુરતી ઇશ્વર આપે પણ મોજમઝાહ વિના તે નકામી છે. મોજમઝાહ માણસની મહેરબાનીથી મળે છે--ઇશ્વરની મહેરબાનીથી નહીં."

સિપાઇએ કાંઇ જવાબ દીધો નહીં. થોડીવાર ચૂપ રહી, સેનાપતિએ તેને કહ્યું: "સાંભળ, તારે લાયક એક વસ્તુ હું તને બક્ષિસ આપવા માગું છું. આ સ્ત્રી જોઇ કે?"

"હા, જી" સૈનિકે જવાબ દીધો.

"તું જાણે છે ને કે, એક સોદી અને એક મુસલમાનને હમણાંજ મેં કેદખાનામાં મોકલ્યા?"

"હા જી."

"મારી બક્ષિસ તેઓએ ન સ્વીકારી તેનું એ પરિણામ! પોતાના જીવનને તેઓએ એળે ગુમાવ્યું. પણ મને ખાત્રી છે કે, તું તેમ નહીં કરે. ઇશ્વરે તને આપેલી ખૂબસુરતીને લાયક તને આનંદના સાધન તરીકે હું આ સ્ત્રી બક્ષિસ આપું છું. તેને તારે ત્યાં લઇ જા અને તેની સાથે ગૃહસંસાર માંડ."

"કૃપાળુ" સૈનિકે કહ્યું: "આપ જાણો છો કે, હું એક સિપાઇ બચ્ચો છું. સિપાઇને રાજ્ય અને રાજ્યની તમામ વસ્તીનું રક્ષણ કરવાનું હોય છે. સિપાઇબચ્ચો મોજમઝાહનો અધિકારી નથી."

"એ હું જાણું છું અને તે છતાં આ હુકમ કરૂં છું."

"આપના હુકમમાં નીતિ અને ધર્મ રહેલાં છે?"

"તે તારે જોવાનું નથી. સૈનિકનો ધર્મ સેનાપતિ ફરમાવે કરવાનો છે."

"સૈનિકનો ધર્મ રાજ્ય માટે તલવાર ફેરવવાનો છે. રાણી, સેનાપતિ કે હરકોઈ ઉપર ગેરવાજબી હુમલો થાય તે બચાવમાં હુમલો કરનારનું સિર તલવારથી ઉડાવી દેવાની સૈનિકની ફરજ છે. રાજ્યપર શત્રુદળ ચઢી આવે તેની સામે અમે ઝઝુમીએ; અમારા અન્નદાતાની રક્ષા કરતાં પ્રાણની પણ પરવા ન કરીએ."

"એ બધો સિદ્ધાંત—વાદ મારે નથી સાંભળવો. હું કહું છું તેમ કરવા તું તૈયાર છે કે નહીં?"

"આપને હું યાદ આપું છું કે—સિપાઈ બચ્ચાને છાજતું કામ મને સોંપો. સિપાઇ બચ્ચાને ગાય, બાળક, ખેડુત, બ્રાહ્મણ અને સ્ત્રીજનની રક્ષા કરવાની હોય છે. ખાસ કરીને સ્ત્રીઓના ધર્મ

અને શિયળ સાચવવા માટે પોતાનાં શસ્ત્રો તેણે તેજસ્વી અને ધારદાર રાખવાનાં હોય છે."

સેનાપતિએ ગુસ્સે થઇને પૂછ્યું: "એટલે શું તું મારો હુકમ માનવા ના પાડે છે?"

"આપનો હુકમ થાય તો એક શું હઝારો શત્રુઓનાં ડોકાં પલકમાં ઉડાવી દઉં. દરિયો, પહાડ અને જંગલ ખૂંદીને પણ આપના શત્રુનાં મદમર્દન કરૂં. ધર્મકાર્ય માટે મારી તલવાર સદાયે આપની સેવામાં હાજર છે. પણ—"

"અભાગી, હવે વિચારીને બોલજે." સેનાપતિએ અધવચ્ચ કહ્યું.

"અધર્મ્ય કાર્ય કરવા હું ના પાડું છું."

આ સાંભળી કલાવતિના હૃદયમાં હિમ્મત આવી. પોતાના ઘુંઘટમાંથી તે ક્રોધભરી વાણીમાં બોલી: "સાંભળો, એ લશ્કરી બળપર ઝૂઝનાર સત્તાશૂરા જડહૃદયી સેનાપતિ, સાંભળો. તમારા ગરીબ નોકરો એક પછી એક શું કહે છે, તે સાંભળો. ખરેખર, નીતિધર્મ ગરીબોમાંજ વસે છે અને રાજદરબારોમાં નથી વસતો, એમ કહેવાય છે તે સાચું જણાય છે. ગરીબો ઇશ્વરના ડરથી ડરીને ચાલે છે: પણ રાજદરબારીઓ, ઉંચા મહેલોમાં વસનાર સત્તાશૂરાઓ અને અમલઅંધાઓ ઇશ્વરની દરકાર સુદ્ધાંત કરતા નથી! આવાં પાપનાં પોટલાંનો ભાર હજી પણ તમે કયાં સુધી વધારવા માગો છો? સેનાપતિજી, મારી આપને વિનતિ છે કે, હવે સમજી જઇને આ પ્રકરણ બંધ પાડો અને મને જવા દો."

"જવા દઉં?" સેનાપતિએ દાંતીઉં કરીને કહ્યું: "ઉપદેશ દેનારી ભક્તાણી! તારી લાજ લીધા વિના જવા દઉં? નજ બને; હવે તો, એ નજ બને."

સૈનિક તરફ જોઇને સેનાપતિએ કહ્યું: "અને તારે મારા શત્રુદળ સામે ઝૂઝવું છે? ન સમજીશ કે, તું કોણ છે, એ મારા ખ્યાલમાં નથી આવ્યું. તું મારો સૈનિક નથી. હડહડતો શત્રુ છે. પ્રપંચી છે. દુષ્ટ છે. જયમલ્લ! આજ હું તારો પ્રાણ લઇશ."

'જયમલ્લ' નામ સાંભળતાંજ દુર્મુખશા અને કલાવતિ બન્ને ચોંક્યાં. કલાવતિને આનંદ થયો. દુર્મુખશા ગભરાયો.

સેનાપતિની તલવાર તેના વિરામાસન પાસેની એક ત્રિપાઇ ઉપર પડી હતી. એ તલવાર તે લેવા જાય અને જયમલ્લ ઉપર ધસવા જાય તે પહેલાં. "હજી તેં મને પૂરેપૂરો ઓળખ્યો

નથી" એમ કહી જયમલ્લે ત્રિપાઈ પાસે ધસી જઈ, તલવાર ઉઠાવી લીધી અને દૂર ફેંકી દઈ, સેનાપતિના શરીરપર તેણે હુમલો કર્યો. બન્ને બથ્થંબથ્થા કરવા લાગ્યા.

સેનાપતિપર હુમલો કરનારને ઠાર કરવો જોઇએ, એમ ધારી દુર્મુખશા જયમલ્લે ફેંકી દીધેલી તલવાર લેવા દોડ્યો. કલાવતિ ઉભી હતી ત્યાંથી થોડેકજ દૂર તે પડેલી હતી. કલાવતિ દુર્મુખશાનો હેતુ કળી ગઇ. પોતાની મદદે આવનાર યુવરાજને આ ચુગલીખોર પાછળથી ઘા કરી મારી નાખશે, એ તેના ખ્યાલમાં આવી ગયું. અબળા પ્રબળા બની. તેની રગેરગમાં નવચેતન આવ્યું. એકદમ ચાર ડગલાં ભરીને તેણે તલવાર પોતાના હાથમાં ઉઠાવી લીધી અને સામે દોડી આવતા દુર્મુખશા તરફ તેની અણી તેણે ધરી. દુર્મુખશા થંભી ગયો. તેણે બીજો ઉપાય લેવા ધાર્યો. તે બારણા તરફ દોડ્યો અને "કો–ઓ–ઇ–આ–" એમ જ્યાં સોરેથી તે બૂમ પાડવા તત્પર થયો કે, તેની પીઠમાં કલાવતિની તલવારની અણી ખૂંપી. તે આગળ બોલી શક્યો નહીં.

"એક પણ શબ્દ વધુ બોલશો તો જીવ ખોશો." કલાવતિએ કહ્યું: "ચૂપચાપ પેલી દિવાલ તરફ ચાલો."

ચંડિકા સમી એ પ્રબળા આગળ વાણીશૂર પુરુષ લાચાર બન્યો. તેને દિવાલ પાસે જવું પડ્યું. મોં દિવાલ સરખું રાખીને તેને ઉભા રહેવું પડ્યું. તલવારની અણી તેની પીઠમાં ખૂંપેલીજ રહી.

બથ્થંબથ્થા કરતા ચુડામણિ અને જયમલ્લ તરફ કલાવતિની નજર ગઇ. અને તેના મોંમાંથી 'શાબાશ' ઉદ્ગાર નીકળી ગયો. કારણ કે, એજ વખતે ચુડામણિને જમીનપર નાંખી દઈ, તેના શરીરપર ચઢી બેસી જયમલ્લે પોતાના માથા ઉપરના ફાળીઆથી તેને સખ્ત બંધ બાંધી લીધા અને તેના મોંમાં ડૂચા દઇ, તે ઉભો થઈ ગયો.

તે હવે દુર્મુખશા પાસે આવ્યો અને તેની કાનપટ્ટી પકડીને બોલ્યો: "તારી માતાનાં ચરણમાં મસ્તક નમાવ." ભયભીત પણ આનાકાનીભરી નજરે દુર્મુખશા તેના તરફ જોઇ રહ્યો પણ તેનો કાન અમળાયાથી "ઓ...ઓ..." બૂમ સહિત આખરે તેને કલાવતિનાં ચરણમાં પડ્યા સિવાય ચાલ્યું નહીં.

"હવે તારી જીભને વશ રખાવવી પડશે" એમ કહી આસપાસ નજર કરી, યુવરાજે દુર્મુખશાની પાઘડી લઈ લીધી અને છૂટી કરી નાંખીને તેનાથીજ તેને સખ્ત બાંધી લીધો.

"બહેન" કલાવતિ તરફ જોઇ જયમલ્લે કહ્યું: "ચાલો, હવે વખત ગુમાવવામાં સાર નથી. તમને મારી બહેનના મહેલમાં સુરક્ષિત મૂકી આવું. કોઇની મગદૂર નથી કે, ત્યાં તમને ત્રાસ આપી શકે."

કલાવતિ જયમલ્લની સાથે તે ખંડમાંથી બહાર નીકળી. દાદરનાં પગથીઆં ઉતરી તેઓ નીચે આવ્યાં. એક પણ સિપાઇ ત્યાં નજરે પડયો નહીં. વસ્તીમાંથી એક પણ માણસ તેઓની નજરે પડયો નહીં. કલાવતિ આશ્ચર્યચકિત થઈ કે, "આમ કેમ ?"

સાયંકાલ વીતી રાત્રિની શરૂઆત થઇ હતી. રસ્તામાં દીવાઓ થયા હતા તે બન્ને ઉતાવળી ગતિથી ચાલ્યાં.

જયમલ્લે એક બગીચામાં પ્રવેશ કર્યો. કલાવતિને પણ તેમાં પ્રવેશ કરતાં આનંદ થયો; કારણ કે, તે જાણતી હતી કે, તે બગીચો રાજકુમારી મોતીનાદનો છે.

---

## પરિચ્છેદ ૬.

## ઘોડેસ્વારોને થાપ !

મોતીશા રજપૂત વેશે અપરિચિત તરૂણ સાથે જુનાગઢના આડા અવળા રસ્તાઓમાં થઇને ગીરનારની તળેટીમાં પહોંચ્યો. તેઓ એક ખંડીએરમાં જરાક આશાયેશ લેવા બેઠા. યુવકે પૂછ્યું: "હવે તમે અહીં નિરાંતે છુપાઇ શકો તેમ હો, તો હું પાછો જઉં."

મોતીશાએ જવાબ દીધો: "પણ હજી આપે એક કામ કરવાનું છે."

"વળી શું ?"

"કૃપા કરીને આપ મારી સ્ત્રી અને છોકરાંને રાતને વખતે અહીં લાવી આપો. તેઓ સહિત નજદીકના એક ગામમાં મારા ઘણા ઓળખીતા છે, તેઓમાંના એકને ત્યાં હું છુપાઈ રહીશ."

યુવક કોઇક અગત્યના કામે જુનાગઢ આવ્યો હતો. તેનું કામ તેને ત્વરાથી કરવાનું હતું. તેમાં અધવચ આ નવી રોકાણોથી ઢીલ થતી જોઇ, તે અકળાયો. તેણે પોતાનું કામ પણ કરવું જોઇએ અને તે સાથે રક્ષણ માગનારને પૂરેપૂરૂં રક્ષણ પણ આપવું જોઇએ. બન્ને

સવાલ તેના મનને મુંઝવી રહ્યા. તેના મોં ઉપર એનાં ચિહ્ન સ્પષ્ટ જણાયાં. મોતીશાએ તે જોઇને કહ્યું:

"અજાણ્યા મુસાફર, તમારા પોતાના કોઇક જરૂરી કામમાં ઢીલ થતી હોય અને તેમાં મારાં સ્ત્રી–બાળકોના બચાવનું કામ વધ્યાથી તમારો સંતાપ વધતો હોય એમ લાગે છે. પણ દયાળુ અને વીર ક્ષત્રીઓ હંમેશાં અમારા જેવા પીડિતોના રક્ષણ માટે તત્પર રહે છે એ વિશ્વાસ-થીજ મેં તમારી બાંહ્ય પકડી છે. તમે કોણ છો, એ હું જાણતો નથી; પણ મર્દ બચ્ચો ઢાંકયો રહેતો નથી. તમારૂં મોં કહી આપે છે કે, તમે કોઇક રાજકુમાર છો. તમારી કોઇ ખાનગી બાબતની હું પંચાત નહીં કરૂં પણ મને મદદ આપ્યાનો બદલો હું તમને બહુજ સારી રીતે આપીશ, એ ન ભૂલશો "

"બદલો ? અમે ક્ષત્રીઓ બદલા માટે કાંઇજ કામ કરતા નથી. તમને એ વાત મેં કહી દીધેલી છે. ફરીથી બદલાની યાદ મને આપશો નહીં. મારી મુંઝવણ કેવળ મારા અગત્યના કામની ઢીલને લીધે વધી છે. બાકી, તમારી સ્ત્રી અને તમારાં છોકરાંને અહીં લાવવામાં મને જરાકે વાંધો નથી. તમે રાતનો સમય આ માટે પસંદ કર્યો, એ તમારી દીર્ઘદષ્ટિ છે–"

તે આગળ બોલવા જતો હતો ત્યાં કેટલાંક ઘોડેસ્વારોનાં પગલાં સંભળાયાં.

એક અવાજ પણ સંભળાયો: "ચારે બાજુએ તપાસ કરો દરેક પથ્થર, દરેક ખાઇ, દરેક ઝુંપડું અને દરેક ખંડીએર તપાસો. પર્વત ઉપર પણ થોડાક જણ જાઓ."

મોતીશાના ચહેરા ઉપર ગભરાટના ચિહ્ન જણાયાં.

"ઘરનો ઉઠયો વનમાં ગયો, તો વનમાં લાગી આગ !" એવો આ પ્રકાર બન્યો એમ તેને લાગ્યું. તે સમજી ગયો કે, તેની ધારણા ખોટી પડી છે. કોઇકે તેને રસ્તામાં ઓળખ્યો છે અને સિપાઇઓને બાતમી આપી. આ બાજુ મોકલ્યા છે. તે યુવક તરફ જોઇ રહ્યો.

યુવકે ધીમા સ્વરે કહ્યું: "સેનાપતિના માણસો લાગે છે; ખરૂં ?"

"હા." ખોખરા સાદે મોતીશાએ જવાબ દીધો: "ઓ પર-દેશી, મારી બાંહ્ય ન છોડશો."

યુવકે સ્મિત કર્યું; અને કહ્યું: "શા માટે ગભરાઓ છો ? તમને બચાવતાં મારો દેહ પડશે યે પડવા દઇશ. સમજ્યા ?"

છતાં મોતીશાના હૃદયનો ગભરાટ ન મટયો. ફક્ત બહારથી હિમ્મત દેખાડવા ખાતર તે ફિક્કું હસ્યો. યુવકે તેને ખંડીએરમાંના એક મોટા પથ્થર પાછળ લપાઇને બેસી જવા જણાવ્યું અને પોતે ખંડીએરના દરવાજા જેવા થાંભલાઓમાંના એકની આડે છુપાઇ બહાર ડોકીઉં કરી જોવા લાગ્યો કે, સ્વારો કેટલા છે અને શું કરે છે ?

તેને માલુમ પડયું કે, લગભગ ૫૦ થી ૬૦ ઘોડેસ્વારો છે. તે પાંચ છ ની ટુકડીઓમાં એકઠા થઇને આડા અવળા શોધ ચલાવી રહ્યા છે. તેઓની તપાસ ચલાવવાની રીત તેણે જોઇ. જે ખંડીએરમાં પોતે અને મોતીશા હતા, તેવાં બીજાં કેટલાંક ત્યાં આવેલાં હતાં; ટુકડીઓના ઘોડેસ્વારો દરેક ખંડીએરની બહાર ઉભા રહેતા અને એક જણ ઘોડા ઉપરથી ઉતરી અંદર જતો. તે તપાસ કરી થોડીવારે પાછો આવતો અને પોતાની નિરાશા જાહેર કરતો એટલે તેઓ બધા બીજા ખંડીએરની તપાસ કરતા. શોધ કરવાની તેમની આ પ્રથા ઉપરથી યુવકના દિલમાં એક યુક્તિ સ્ફુરી. પોતાની કમ્મરેથી તેણે એક ઝીણી પણ મજબુત હીરની દોરી છોડી. એ દોરી ૨૦ થી ૨૫ વામ લાંબી હતી. તેણે દોરીના એક છેડાને સટકીઆ વાળી ગાંઠ વાળી, એક માણસના ગળામાં આવે એવો ફાંસો બનાવ્યો. એ ફાંસો એક હાથમાં રાખી બીજા હાથમાં તેણે બીજા છેડાથી ગોળાકાર ગુંચળું વાળીને તે આખી દોરી સમેટી લીધી. તેણે સટકીઆવાળી ગાંઠનો જે ફાંસો એક હાથમાં રાખ્યો હતો તે જમીન પર નાંખી, ત્રણ ચાર વામ જેટલી દોરીની છૂટ મૂકી, તે દોરી અધવચ ઝાલી. એ બાદ મોતીશા જે પથ્થર પાછળ છુપાયો હતો તેજ પથ્થર પાછળ જઈ એક શિકારી પોતાના શિકારની રાહ જોતો ઉભો રહે, તેમ તે ઉભો રહ્યો.

થોડીવારે પાંચ ઘોડેસ્વારો આ ખંડીએર આગળ આવ્યા. તેઓ બધાએ ખંડીએર બહાર પોતાના ઘોડા થોભાવ્યા. તેમનામાંનો એક જણ ઘોડા ઉપરથી ઉતર્યો અને ખંડીએરની અંદર આવ્યો. ખંડીએરમાં તે પેઠો કે તરતજ મોતીશા સાથેના યુવકે પોતાનો હાથ ઉંચો કર્યો. તેના હાથમાંની દોરી તેણે હવામાં વીંઝી. તેનો ગોળ ફાંસો એકજ ક્ષણમાં આ સ્વારના ગળામાં પડયો-ખેંચાયો–તે સ્વાર જમીન પર પડી ગયો–લગીરે અવાજ કરવાની તેને તક મળે તે પહેલાં તો તેનું શરીર ઘસડાઇને તે પથ્થર પાછળ ગયું.

ખંડીએર બહારથી અવાજ આવ્યો: " વીરસિંહ, કેટલી વાર ! કોઇ ન હોય તો પાછો આવ. "

પથ્થર પાછળથી સ્વાર બહાર આવ્યો. પોતાનું મોં ખંડીએ તરફ અને પીઠ ઘોડેસ્વારો તરફ રાખી, પીઠ પાછળથી હાથ લાંબો કરી, તેણે ઇશારત કરી કે, આગળ ચાલો. ઘોડેસ્વારોમાંના એકે હસીને ટીકા કરીઃ "એ તો અમે જાણતા હતાજ !" તેઓએ ઘોડા આગળ ચલાવ્યા. સ્ફુર્ત્તિથી સ્વારે ખાલી ઘોડાની લગામ પકડી લીધી; મોતીશા બહાર આવ્યો અને બન્ને જણ તે ઉપર સ્વાર થયા બાદ આ સ્વારે મોતીશાને કહ્યું: "તેઓ શું જાણતા હતા ! કપાળ ! !"

તેણે ઘોડાને એડી મારી; ઘોડો ઉછળ્યો; લગામથી બરાબર કાબુમાં લઇ તેણે તેને ખુલ્લા રસ્તા પર દોરવ્યો અને "આવજો" એવી બૂમ સહિત તે પસાર થઇ ગયો !

તેની બૂમથી સૌની નજર તેના તરફ ગઈ. તેઓએ જોયું કે, પોતા માંહેલાજ એક ઘોડેસ્વારની પાછળ એક રજપૂત બેઠેલો છે. "શું વીરસિંહ વાણીઆને છોડાવી ગયો ?" એક જણે પૂછ્યું.

"ન બને ! કાંઇક પણ દગો થયો હોવો જોઇએ." બીજાએ કહ્યું.

માત્ર પાંચ–છની આ ટુકડીનું જ નહીં; પણ તળેટીમાં તપાસ કરતી તમામ ટુકડીઓનું ધ્યાન આ બનાવ તરફ ગયું. અનેક સ્વારોના ઘોડા, નાસનારાઓ પાછળ પડયા અને વીરસિંહવાળી ટુકડીએ ફરીથી પેલા ખંડીએરમાં પ્રવેશ કર્યો. તેઓએ શું જોયું ? વીરસિંહ તો બેશુદ્ધ પડેલો છે ! તેના ગળામાં દોરીનો ફાંસો છે અને શરીરે દોરીના બંધ બાંધેલા છે. તેનો પોષાક કાઢી લેવાયલો છે. ફક્ત તેના શરીર ઉપર તેનાં સાદાં કપડાં છે !

"નક્કી, પેલા બદમાશ હિમ્મતવાન જુવાનનુંજ આ કામ !" એકે ટીકા કરી.

"હાથ આવેલા છટકયા ને શું ?" બીજાએ કહ્યું.

"જબરો જુવાન લાગે છે !" ત્રીજાએ કહ્યું.

"હવે એની પંચાત છોડી દો. ચાલો, દુષ્ટસિંહજી શો હુકમ કરે છે તે સાંભળીએ." ચોથાએ કહ્યું.

આ ટુકડી દુષ્ટસિંહ પાસે ગઇ ત્યારે તેના દરેક જણ પર તેણે ગુસ્સાના ખુબ બખાળા પાડયા. તેણે બીજા સ્વારોને નાસનારાઓની પૂઠે મોકલ્યા હતા; છતાં બાકીના બધા સાથે તેણે પણ તેમનું અનુકરણ કર્યુ.

અપરિચિત યુવક ઘોડેસ્વારીમાં કાબેલ જણાયો. ઘોડો ઘણાજ વેગથી તે દોડાવતો હતો. મોતીશા તેની પાછળ તેને બાઝીને બેઠેલો

હતો. તેના મનમાં હજીયે ફડક હતી કે, " રખેને પાછળ પડેલાઓ આવી લાગે ! " પણ યુવક તો નિશ્ચિંતપણે ઘોડો દોડાવ્યો જતો હતો.

આશરે ત્રણેક ગાઉ કાપ્યા હશે ત્યાં એક ગામ આવ્યું. મોતીશાએ યુવકને કહ્યું: "આ ગામ મારૂં જાણીતું છે. એમાં ચાલો."

યુવકે ઘોડો થોભાવ્યો. બન્ને જણ તે ઉપરથી ઉતરી પડયા. પણ ગામમાં જતા પહેલાં યુવકે એક યુક્તિ કરી. થોડાંક ડાળી ડાખળાં તેણે એકઠાં કર્યા; મોતીશાનો ફેંટો તેના ઉપર બાંધ્યો. તેનું અંગરખું તે ઉપર વીંટયું. એ રીતે નકલી મોતીશાને તેણે ઘોડા ઉપર બેસાડીને ઘોડાને હાંકી મૂક્યો.

તેણે હસીને મોતીશાને કહ્યું: " તમારા શા'ના ઘોડેસ્વારો હવે અસલ મોતીશાને પકડી પાડે, તોજ હું તેમને બાહોશ કહું ! "

મોતીશાએ યુવકની યુક્તિ માટે હસીને આફ્રિનનો ઉદ્દગાર કાઢયો. બન્ને જણ સ્ફુર્ત્તિથી પગે ચાલતા ગામમાં ગયા. ત્યાંના મુખીને ઘેર પહોંચ્યા. મુખીને મોતીશાએ પોતાની આફતની અને વેષધારી સિપાઇની વીરતાની વાત કહી. મુખીએ તેને આશરો આપ્યો અને ખુલ્લા પડી જવાની લગીરે દહેશત ન રાખવા આશ્વાસન આપ્યું.

મુખીને ત્યાં ગયા પછી સાંજ પડી ગઇ ત્યાં સુધીમાં પણ જ્યારે ઘોડેસ્વારો ગામમાં ન આવ્યા ત્યારે મોતીશાના ખોળીઆમાં જીવ આવ્યો. યુવકની યુક્તિ આબાદ પાર પડી અને ઘોડેસ્વારોને જબરી થાપ દેવાઇ, એથી તેને આનંદ થયો.

દીવાઓ થવાની તૈયારી હતી તે વેળા મુખીનો છોકરો જુનાગઢમાં કાંઇક કામસર ગયેલો તે આવી પહોંચ્યો. તેણે ખબર આપી કે: " જુનાગઢમાં તો ગભરાટ થઇ રહ્યો છે. નગર શેઠની સ્ત્રીને સેનાપતિના માણસો લઇ ગયા છે. અને ગીરમાંથી કેટલાક સિંહ છુટયા છે. લોકો તો ગભરાઇ ગયા છે અને પોતાનાં ઘરમાં ભરાઇ પેઠા છે. સિપાઇઓ સિંહને પકડવા ગયા છે. "

મુસાફરે મોતીશા તરફ જોયું. મોતીશાએ આર્જવતાથી કહ્યું: " આફત માટે ઇશ્વરે મને એકલાનેજ પસંદ કર્યો છે કે શું ? "

યુવકે જવાબ દીધો: " ન અકળાશો. તમે નિરાંતે અહીં રહો. હું હમણાંજ તમારાં પત્નીને છોડાવી લાવું છું. ચાહે એટલા સૈનિકો સેનાપતિની પાસે હશે તોપણ તેઓ મને રોકી શકશે નહીં. "

મોતીશા યુવકના આ સાહસ માટે આશ્ચર્યમાં ગરકાવ થતોજ રહ્યો અને મુખીના ઘોડા ઉપર બેસીને તેણે પ્રયાણ કર્યું.

તેનો વેષ રા'ના એક સૈનિકનો હોવાથી દરવાજામાંથી શહેરમાં દાખલ થતાં તેને અડચણ પડી નહીં. દરવાજામાં પેસતાંજ પહેરેગીરોએ તેને પૂછ્યું: " જમાદાર, ક્યાંથી આવ્યા ? શી ખબર છે ? "

" ગીરમાંથી આવું છું. બીજા સૈનિકો આવી ગયા ? "

" પેલા વાણીઆને પકડવા ગયા હતા તેમાંના થોડાક પાછા આવ્યા છે. તમે એ બધા સાથે હતા ? "

" હા. હું નવી બાતમી લાવ્યો છું. વાણીઓ અને પેલો મુસાફર સાધુ વિષે છુપાયલા માલુમ પડે છે. અમારો વિચાર બધા સાધુઓને પકડી લેવાનો છે. મહારાજની પરવાનગી લેવા આવ્યો છું; પણ ભલા, એ વાણીઆની સ્ત્રીનું શું થયું ? "

" એની કાંઈ ખબર નથી. સેનાપતિજી પાસે એને લઇ ગયા પછી એ તો પાંશરી દોર થઈ ગઇ હશે. "

" ઠીક જઇશું, રામ રામ, " એમ કહી મુસાફરે ઘોડો શહેરની અંદરને રસ્તે મારી મૂક્યો: માર્ગમાં તેણે એક સ્થળે સેનાપતિ સંબંધે રા'ગજરાજનો જાહેર ઢંઢેરો સાંભળ્યો. આગળ ચાલતાં સિપાઇની દોડધામ તેને જણાઈ. એક સિપાઇને તેણે ઉભા રાખીને પૂછ્યું: " હવાલદાર, નગરશેઠની સ્ત્રીનું શું થયું ? "

" તમને ખબર નથી ? "

" ક્યાંથી હોય ? અમે તો ગીરમાં વાણીઆને શોધવા ગયા હતા. એની સ્ત્રી સેનાપતિ મહારાજના ઝપાટામાં આવી ગઇ ને ? "

" ના, યાર. " આમ તેમ જોતો ધીમેથી હસતો હસતો તે સિપાઇ બોલ્યો: " ત્યાં તો બડી ગમ્મત થઈ ! ત્રણ જણને સેનાપતિ મહારાજે હુકમ કર્યો કે, આ બાઇની લાજ લુંટો. ત્રણે જણે ના પાડી. અને છેલ્લો જે ત્રીજો સિપાઈ હતો, તેણે તો સેનાપતિ મહારાજની સાથે હાથોહાથ લઢાઈ કરી તેમને બેશુદ્ધ બનાવી બાંધ્યા અને વાણીઆની સ્ત્રીને ઉઠાવીને તે જતો રહ્યો ! "

" શું કહે છે ?! પછી શું થયું ? "

" પછી એમના દીકરા નાના મહારાજ વીરમણિ કાંઇક કામસર હમણાંજ ત્યાં ગયા ત્યારે એમને છોડયા. સેનાપતિ મહારાજે અમને બધાને હુકમ આપ્યો કે, જાઓ, ગમે ત્યાંથી તેઓને શોધી લાવો. પોતે રા' પાસે ગયા છે. "

" અને નાના મહારાજ વીરમણિ ક્યાં છે ? "

" એ પણ શોધ કરવા ગયા છે. "

"મારે એમને એક સંદેશો કહેવાનો છે. તેઓ કઇ બાજુએ ગયા છે ?"

"રાજકુમારીના મહેલ તરફ બે સ્વારો સાથે જતા મેં તેમને જોયા હતા."

"ઠીક, જઇશું. રામ, રામ."

મુસાફર આ ખબરથી વાકેફ થઇ, મોતીશાને છોડાવનાર સૈનિક કોણ હશે, અને તેને ક્યાં લઇ ગયો હશે, એ સંબંધી ગડભાંગ કરતો, રસ્તામાં જે મળે તેને વધુ પૂછપરછ કરતો, રાજકુમારીના બગીચા તરફ જવા લાગ્યો.

---

## પરિચ્છેદ ૭.

---

### આનાકાની.

યુવરાજ જયમલ્લ કલાવતિ સહિત જે બાગમાં દાખલ થયા. તે બાગના પહેરગીરોને તેણે પોતાનો પરિચય આપ્યાથી બાગમાં દાખલ થતા તેને અડચણ નડી નહીં. એ બાગની પછવાડે રાજકુમારી મોતીનાદનો મહેલ આવેલો હતો. જે વખતે તે તેમાં દાખલ થયા, તે વખતે તેનેજ ઝંખતી મોતીનાદ અને રૂપાંદે બાગમાં ફરતી હતી, એની ખબર યુવરાજને નહોતી. તે કલાવતિને સુરક્ષિત રાખવા માટે મહેલ તરફ ચાલવા લાગ્યો, ત્યાં અધવચ્ચે મોતીનાદ અને રૂપાંદે તેને મળી ગયાં.

"વીરા, આ તે ન્યાય કે અન્યાય ?" હંદેરાને લક્ષમાં રાખીને તેણે જયમલ્લને પ્રશ્ન કર્યો.

"બહેન, કેવળ ન્યાય !"

"આ તું શું કહે છે ?"

"હું સત્ય કહું છું. નગરશેઠની સ્ત્રીપર જુલ્મ થાય અને હું શું તે જોઇ રહું ?" જયમલ્લે પ્રશ્ન કર્યો: "હું તેથીજ તેને બચાવી લાવ્યો !"

"તું આ સન્નારીની વાત કરે છે ?"

"હા. તું શા વિષે કહેતી હતી ?"

"હું હંદેરા વિષે કહેતી હતી." એમ કહી મોતીનાદ કલાવતિ પાસે ગઇ અને તેને પૂછવા લાગી: "બહેન, શો પ્રકાર બન્યો હતો ?

"રાજકુમારી" કલાવતિએ કહ્યું: "ભગવાન કૃષ્ણચન્દ્રે જેમ દ્રૌપદીની લાજ રાખી હતી તેમ આજ વીરશ્રેષ્ઠ જયમલ્લભાઇએ મારી લાજ જાળવી છે. દુષ્ટ સેનાપતિના ભયંકર મનોરથોનો ગઢ તેમણે તોડી પાડ્યો છે."

"વળી મારા કાકાની કાંઇ નવી દુષ્ટતાની વાત!" રૂપાંદે એ અજાયબી બતાવી.

"એ કાકો પાકો ઠગ છે." જયમલ્લે કહ્યું: "એવાંનાં સગાં હોવું, એ શરમની વાત છે!"

"ભાઇ, ભાઇ, પાપડી ભેગી યેળ ન ખાફ!" મોતીનાદે ઠપકો આપતાં કહ્યું: "કાકો દુષ્ટ હોય તેમાં ભત્રીજી શું કરે?"

"શું કરે કેમ? તેનો આશ્રય તજી દે. જગતને જાહેર કરે કે, એનું સગપણ કબૂલ નથી!"

"કૃષ્ણમાં હિમ્મત નહોતી ત્યાં સુધી રૂકિમણિ કાંઇ કરી શકી નહતી. અર્જુને ભેખ નહોતો લીધો ત્યાં લગી સુભદ્રા પણ ચૂપચાપ બેઠી હતી!" રૂપાંદેએ જવાબ દીધો.

"ઓહો!" મોતીનાદે રૂપાંદેની ટીખળ કરતાં કહ્યું: "જોયું? કેવી તારા દિલની વાત તેં કહી દીધી? મારો વીરો કૃષ્ણ અને તું રૂકિમણિ કે?"

"બહેન, આ પ્રસંગ હાંસીનો નથી" જયમલ્લે કહ્યું: "મારૂં હૃદય આજ જેટલું ખિન્નતાથી અને વેરની લાગણીઓથી ભરપૂર છે, તેટલું અગાઉ કોઇ દિવસ નહતું. મને આજ એ વધારે ઇષ્ટ લાગે છે કે, ચુડામણિ અથવા તેનાં સગાંઓ સહિત આપણે સંબંધ રાખવો જોઇએ નહીં—"

"ભાઇ, ચુડામણિની નીચતા આપણે જોઇ તે માટે તેનાં બીજાં સગાંઓનો અને ખાસ કરીને મારી સખી રૂપાંદેનો તિરસ્કાર કરવા હું તત્પર નથી."

"તો તેમાં તારે પસ્તાવું પડશે. વિશ્વાસની પણ હદ હોય છે."

"તું એના વિચારો જાણતો નથી તેમાંજ એમ કહે છે." મોતીનાદે કહ્યું: "હું ખાત્રીથી કહું છું કે, દુષ્ટતા, ભીરૂતા, અત્યાચાર અને પાપને તું અને હું જેટલાં ધિઃક્કારીએ છીએ તેટલાંજ તે ધિક્કારે છે."

"એની પ્રતીતિ શી?"

"જો હું પુરુષ હોત" રૂપાંદેએ કહ્યું: "તો તેની પ્રતીતિ દેશવટો લઇને આપત; અથવા દ્વન્દ્વ યુદ્ધ કરીને આપત."

"બહેન" કલાવતિએ કહ્યું: "તમારા આવા વિચારો વખાણવા જોગ છે. વીરશ્રેષ્ઠ જયમલ્લભાઇ હવે તમારા ઉપર અવિશ્વાસ નહીં રાખે, એમ હું ચોક્કસ માનું છું."

જયમલ્લે કાંઇ જવાબ દીધો નહીં. કલાવતિને લાગ્યું કે,–કદાચિત મતભેદ વધી જશે તેથી તેણે વાતચીતનો વિષય બદલ્યો: "પ્રતાપી યૂવરાજ, મારે માટે શી વ્યવસ્થા કરવા ઇચ્છો ? તમે જાણો છો કે, સેનાપતિ ચુડામણિ જોકે હમણાં તો જકડાયલો છે તોપણ જરૂર તેને કાઈક છોડનાર મળશે, અને તે વાઘની પેઠે ધસમસ્યો અહીં આવશે."

"ભાઇ, એમની વાત તો પૂરી કહે ? શું બન્યું છે ?" મોતીનાદે જયમલ્લને પૂછ્યું.

"એ હું કહું. બહેન" એમ જણાવી કલાવતિએ પોતાના ઉપર વીતેલી વીતક કહી સંભળાવી અને જયમલ્લ તેનો બચાવ કેવી રીતે કરી લાવ્યો તે કહી પ્રશ્ન કર્યો: "પણ મને એક વાતનું આશ્ચર્ય થયું કે, અમે આવ્યાં ત્યારે સેનાપતિના મકાન આગળ એક પણ માણસ કેમ નહતું ?"

જયમલ્લે હસીને કહ્યું: "એ બધો પ્રપંચ મેં અગાઉથી ગોઠવેલો હતો. કલાવતિ બહેન, મને તમારા ભાઇએ ખબર આપી કે, તમે આફતમાં છો, એટલે હું સેનાપતિના મકાન આગળ આવ્યો. ઢંઢેરો વંચાતો હતો તે વખતે તમને મેં સિપાઇઓના ટોળા વચ્ચે જોયાં. મેં બળ સાથે કળનો ઉપયોગ પણ કરવા ઠરાવ્યું. એક જમાદારને મારી ઓળખાણ આપી તેનો પોષાક મેં પહેરી લીધો અને તેને થોડીક વાર છુપાવા કહ્યું. બાદ સીદીને પકડવા સિપાઇઓને અંદર બોલાવાયા ત્યારે હું પણ આવ્યો; સિપાઇઓ જ્યારે સીદીને તુરંગમાં લઇ ગયા ત્યારે એકાએક બહાર નીકળી ગભરાયલા જેવો દેખાવ કરી પહેરેગીરોને મેં ખબર આપી કે, ગીરનારપરથી ત્રણ સિંહ શહેર તરફ આવે છે માટે તે તરફ દોડી તેઓને પકડી પાડો. સેના-પતિજીએ હુકમ કર્યો છે. મારી આ યુક્તિ પાર પડી. જમાદાર તરીકેનો મારો વેષ હોવાથી સૈનિકોએ મારૂં કહેલું માન્યું અને તેઓ ગયા. વસ્તીનાં માણસોને પણ મેં ભયભીત બનાવી તેમનાં ઘરોમાં સંતાઇ રહેવા જણાવ્યું. આથી તેઓ પણ જતા રહ્યા. આ પછી હું એકલો પહેરાપર રહ્યો અને બચાવની તક મળતાં તમને બચાવી લાવ્યો."

"ત્યારે તો તેં જબરી યુક્તિ કરી!" મોતીનાદે કહ્યું:

"એ સિવાય બચાવ મુશ્કેલ હતો. અને હજી પણ ભય દૂર થયો ન ગણાય."

કલાવતિએ કહ્યું: "ચુડામણિ ફરીથી અત્યાચાર માટે તત્પર થશે, એમ હું માનું છું. એ સ્થિતિમાં શું કરવું? યૂવરાજશ્રીને તો મધ્યરાત્રિ પહેલાં અહીંથી જવું પડશે તેથીજ આ સવાલ વિચારવાનો છે."

"અમે શું કરીશું એની તમને ચિન્તા થાય છે? અમે કોણ? અમે રજપૂતાણીઓ છીએ." રૂપાંદે એ હિમ્મતથી જવાબ દીધો: "સિર જાય તો સહી; પણ શું અમ દેખતાં કોઈ હીચકારો અબળાનું શિયળ લૂંટી જાય?"

"ધન્ય બ્હેન!" કલાવતિથી સહસા બોલી જવાયું: "તમે વીરને છાજતાં જ વીરાંગના છો. માત્ર રજપૂતાણીઓજ નહીં બલ્કે દરેક સ્ત્રી પોતાના શિયળને સિર સાટે પણ નજ તજે."

"બરાબર છે." મોતીનાદે કહ્યું: "કલાવતિ બ્હેન મારી પાસે રહેશે અને હું પિતાજીને વિનવીને અથવા હરકોઈ રીતે પણ તેમની રક્ષા કરીશ."

"દરમ્યાન મારા પિતાને ત્યાં ખબર પહોંચાડવામાં આવે અને જે અહીંથી ગયા છે તે બરાબર છુપાયલા છે કે કેમ એ તપાસવામાં આવે તો ઘણું સારૂં." કલાવતિએ સૂચના કરી.

"એ બન્ને કાર્ય હું કરીશ. મોતીશા શેઠનું છુપાવાનું સ્થાન તમે જાણો છો?" જયમલ્લે પૃછ્યું.

"ના. તેઓ એક રજપૂત યુવક સાથે ગયા છે, એટલું જ હું જાણું છું. એ યુવકની બહાદુરી આખું ગામ જાણે છે; એટલે મને વિશ્વાસ પડે છે કે, તેમનું રક્ષણ થશે."

"એની ચિન્તા દૂર કરો અને એ સંબંધી મારી ચિન્તા પણ હાલતુર્ત હું દૂર કરી તમને અહીં બ્હેન પાસે રાખવાં યોગ્ય ગણું છું. પણ બ્હેન મોતીનાદ," જયમલ્લે મોતીનાદ તરફ વળી કહ્યું: "હજી બીજી ચિન્તા દૂર થઇ નથી. તારૂં સગપણ રાજમલ્લજી સાથે થયું છે, એ તું જાણે છે. એમ છતાં પિતાજીએ જાહેર ઢંઢેરા મારફત તારા સંબંધી જે નવું તૂત જગાડયું છે, એ મને ભારે વિમાસણમાં નાંખે છે."

"એમાં ચિન્તા શી?" રૂપાંદે બોલી: "અફીણી, જુગારી અને બાયલાને બદલે કોઇ સાચા વીરને વરવાની તક બ્હેનને મળશે."

"વળી પાછી તેં ભુલી બાઇ ગમે તેમ હલાવી?" **મોતીનાદે** રૂપાંદેને ઠપકો આપ્યો.

"રાજમલ્લ વિષે જે વાતો આજ લગી આપણે કાને આવી છે તે ખરીજ છે, એમ શા ઉપરથી માની લેવાય?" **જયમલ્લે** કહ્યું: "એનું બાયલા તરીકેનું વર્ત્તન આપણે જોયું છે? એને અફીણ ખાતાં કે જુગાર રમતાં જોયો છે? જ્યાં સુધી તેનું વર્તન નજરે નિહાળ્યું ન હોય, ત્યાં સુધી આવી વાતો ગપગોળા તરીકે કેમ ન ગણવી?"

"તારૂં કહેવું ખરૂં લાગે છે." **મોતીનાદે** કહ્યું.

"વળી, મને આમાં સેનાપતિની એક પ્રપંચજાળ લાગે છે." **જયમલ્લે** એક નવી વાત કહેવા માંડી: "ગમે તે રીતે વિજેતા તરીકે પોતાને ઠરાવી બેસાડી, બહેન **મોતીનાદ**! સેનાપતિ પોતે તને વરવા ચહાતો હોય અને તેથી તેણે પિતાની પાસે આ શરત મૂકાવી હોય એમ શું ન હોઈ શકે?"

**મોતીનાદ** વિચારમાં પડી ગઇ. **જયમલ્લે** આગળ ચલાવ્યું: "રાજમલ્લ અફીણી, જુગારી અને બાયલો હોવાની અફવા સેનાપતિએ પોતેજ મનસ્વી રીતે ઉરાડી હોય એમ પણ કેમ ન બને?"

રૂપાંદે બોલી: "આ મુદ્દાઓ પણ વિચારવા જોગ તો છે."

"એથીજ આ ઢંઢેરો અન્યાયી છે, એમ હું કહું છું." **મોતીનાદે** કહ્યું.

"ત્યારે એનો ઇલાજ શો કરશો?" કલાવતિએ પ્રશ્ન કર્યો.

"ઇલાજ છે." રૂપાંદે બોલી: "રાજમલ્લ અહીં આજે આવનાર હતા. હજી લગી આવ્યા નથી એટલે કદાચ કાલે આવે. તેઓ આવતાં તેમની કસોટી કરવી અને જો તેઓ સુવર્ણ નીવડે તો બહેને તેમની સાથે ગાંધર્વ-લગ્નથી જોડાઇ પલાયન કરી જવું."

"તમે જબરાં છો." કલાવતિ સ્હેજ હસીને બોલી: "તમારી સૂચના જો કે સાહસિક છે પણ ફેંકી દેવા જેવી નથી."

"રાજમલ્લજીની પરીક્ષા પર આ બધો આધાર છે." **જયમલ્લે** કહ્યું: "વારૂ, થોભો અને જુઓ. દરમ્યાન, બહેન હવે હું વદાય માગું છું."

એ શબ્દો સાંભળતાં **મોતીનાદ** ગળગળા સ્વરે બોલી: "ભાઇ તારા દેશવટામાં અન્યાયનાં ઉંડાં મૂળ રહેલાં છે, પિતાજીએ બહુજ

ઉતાવળથી આ હુકમ કરેલો લાગે છે. મને એમ ઇચ્છા થાય છે કે, હું જાતે તેમની પાસે જાઉં અને તારો દેશવટો બંધ રાખવું–"

"નહીં," જયમલ્લે મોટે સાદે કહ્યું: "જે થયું છે તેજ બહેતર છે. એક મ્યાનમાં બે તલવાર શોભે નહીં. જ્યાં તે હોય ત્યાં હવે મારાથી રહી શકાય નહી. હું જોઇશ કે, એ દુષ્ટ ચુડામણિ કેવો વીર ઠરે છે ? એક ટીટોડી સાગર સામે બાથ ભરે અથવા એક ઉંદર ડુંગર ખોદવાની હામ બીડે એવીજ વાત તે અને પિતાજી કરે છે ! દેશોદેશ જીતવા નીકળવું એ ખરા શૂરવીરનું કામ છે. ન્યાયી, ધર્મિષ્ટ, સંયમી અને સત્યશીલનું કામ છે. તેને બદલે અહીં તો આ કામ માટે નીકળનાર શૂરવીરપણું સમજે છે ફક્ત સત્તાનો સિતમ બેસાડવામાં ! ધર્મ ગણે છે ફક્ત સ્વાર્થને ખાતર બીજાઓને દેશવટો દેવામાં ! અને ન્યાય માને છે કેવળ સતીઓનાં શિયળ ભ્રષ્ટ કરાવવામાં ! વિજયદેવી એવાઓના કંઠમાં વરમાળ પહેરાવે તો પૃથ્વી રસાતાળ જાય ! છતાં હું થોભીશ અને જોઇશ. તારે પિતાજી પાસે જવાની કશી જરૂર નથી."

"વીરા" મોતીનાદ બોલી: "મારૂં હૃદય તું ચિંતાતુર હાલતમાં મૂકતો જાય છે."

"લગીરે ચિન્તા કરીશ નહીં. એક પણ અશ્રુબિન્દુ પાડીશ નહીં." જયમલ્લે તેને આશ્વાસન આપ્યું: "હું દૂર કે નજદીક ગમે ત્યાં હોઇશ તોપણ અહીંના સર્વ પ્રકારથી વાકેફગાર રહીશ, અને જ્યારે જ્યારે તને અથવા કોઇપણ અન્યાય પામનારને સહાયની જરૂર હશે, ત્યારે જરૂર મદદ કરીશ. મને હસીને વદાય આપ."

એટલામાં ઘોડાનાં પગલાં સંભળાયાથી જયમલ્લે કહ્યું: "એના સ્વારો તપાસ માટે નીકળી ચૂક્યા લાગે છે. બસ; તમે બધાં હવે મહેલમાં જાઓ, મારી લગીરે ચિન્તા ન કરશો."

રૂપાંદેએ આ વખતે મોતીનાદના કાનમાં કાંઇક કહ્યું. મોતીનાદે જયમલ્લને કહ્યું: "બંધુ, તારાથી જૂદી પડતાં મને ઘણું દુ:ખ થાય છે. પણ તારા વિચાર જાણ્યા પછી આશ્વાસન મેળવી હું તને ઘણી ખુશીથી વદાય આપું છું; અને પ્રભુને પ્રાર્થના કરૂં છું કે તે જગન્નિયંતા સદાય તને સહાય કરે." તેણે જયમલ્લનાં ઓવારણાં લીધાં.

કલાવતિએ કહ્યું: "જેણે એક વીર બાંધવના બાહુબળનો અને હિમ્મતનો પરિચય મેળવ્યો છે, તે એક અસહાય અબળા પણ

તમારી સહાયની હુંફથી નિડર બની પોતાના એક માડીજાયાને વદાય આપતી હોય તેમ વદાય આપે છે." તેણે પણ તેનાં ઓવારણાં લીધાં અને બન્ને જણ ત્યાંથી ગયાં. પણ રૂપાંદે ત્યાં ઉભી રહી.

તે અને જયમલ્લ એકલાં પડયાં. સ્વાભાવિક રીતેજ જયમલ્લ ની નજર તેના તરફ ગઇ. બન્નેની આંખ મળી. જયમલ્લે આડું જોઇ કહ્યું: "બાળા, અહીં ઉભા રહેવું સલામતિ ભરેલું નથી; માટે મહેલમાં જાઓ."

"વીરજનના અવિશ્વાસ અને અશ્રદ્ધાની સળગતી ભઠ્ઠીમાં ઉભેલી હું, ગમે ત્યાં હોઉં, તેની મને પરવા નથી."

"બાળા, આ તમારૂં ખોટું સાહસ છે. દરેક ક્ષણ હમણાં એવી વીતે છે, જેમાં શત્રુઓ અહીં આવી લાગશે. તમારી સાથે લાંબી વાતચીત કરવાનો હવે અવકાશ નથી, માટે જાઓ; તમે મારાં બહેન સાથે રહો."

"તમે અન્યાય પામનારને ન્યાય આપવાની હમણાં પ્રતિજ્ઞા લીધી; પણ મને તો અન્યાયજ કરો છો, એનો તમને ખ્યાલ નથી એ આશ્ચર્યની વાત છે! એક વીર કેદી નરેશને તમે અપમાનિત થતા ઉગાર્યો; એક વણિક બાળાને શિયળભંગની આફતમાંથી ઉગારી પણ નગરનાં નરનારમાં ધિઃક્કારપાત્ર થઇ પડેલા તમારા દુશ્મનને ખરા અંતઃકરણથી ધિઃક્કારનાર તેની ભત્રીજીના વિચારો જાણવાં પહેલાં તમે કેવળ પૂર્વશંકાથી 'અવિશ્વાસુ' કહી અન્યાય આપો છો, એ દુઃખની વાત નથી શું?"

"વિશ્વાસની પ્રતીતિ શી?"

"એક રજપૂતાણીના વેણની કિંમત શું એક રજપૂતને નહીં પડે?"

ઘડીભર જયમલ્લ રૂપાંદે તરફ જોઇ રહ્યો. તેની આંખમાંથી નર્યું સત્ય નીસરતું હોય એમ તેને લાગ્યું. શું ચુડામણિની ભત્રીજી વિશ્વાસપાત્ર હોઈ શકે? વાણીમાંથી એ પ્રતીતિ મળે છે. ચહેરો પણ તે પ્રતીતિ આપે છે. પરંતુ આખરે લોહી તો એકજ ને? શું તે વિશ્વાસપાત્ર છે? જયમલ્લ આ આનાકાનીમાં રહ્યો.

રૂપાંદે તેની આનાકાની કળી જઇને બોલી: "જેમ તલવાર ચલાવવામાં એક રજપૂત સાહસિક હોય છે તેમ વિચારો બાંધવામાં તેણે સાહસિક થવું ન ઘટે. માની લ્યો કે, તમારી બહેનની છેક બાલપણની સખી, કદાપિ લોઢું હોય તો પણ પારસમણિના સંગથી

આજ સુધીમાં તે સુવર્ણ બની નહીં હોય ? જો એ પ્રશ્ન ન કરવો હોય તોપણ એટલો તો ખ્યાલ જરૂર લાવવા કૃપા કરશો કે, સાચી રજપૂતાણી કદી જીવતાં અધર્મની સાથી નથી થતી."

જયમલ્લે ગંભીર સ્વરે પૂછ્યું: "બાળા, તમારા કાકાને મોઢે તમે આ છેલ્લું વાક્ય કહી શકો ખરાં ?"

"જેને હું ધિક્કારૂં છું તેને રૂબરૂમાં જરૂર ધિક્કારૂં; પણ એનું જે માઠું પરિણામ આવે તેમાંથી ઉગારનાર કોઇ વીર નરની ઓથ મને–"

"તમને રજપૂતાણીને ઓથ ?!"

"રજપૂતાણી મરી જાણે. પણ રજપૂતાણીને તરવું હોય તો એક વીર રજપૂત રૂપ મજબૂત તુંબડું ન જોઇએ ? પૂર્વકાળમાં એવા ક્ષાત્રવીરો હતા, જેઓ કાદવમાંથી રત્ન ઉચકી લેતા; અનાથને સહાય દેતા. હા ! શું આજ એવા વીરો આ સોરઠ ભૂમિમાં નહીં હોય ? કેવળ અવિશ્વાસ અને તે પણ એક અબળા ઉપર !"

જયમલ્લ વિચારવા લાગ્યો કે, આને હવે શો જવાબ દેવો ? માત્ર મોઢાનાં વેણ ઉપરથી સેનાપતિની ભત્રીજી ઉપર વિશ્વાસ મૂકવો કે કેમ એની આનાકાનીમાં તે હતો એટલામાં ઘોડેસ્વારોનાં પગલાં તદ્દન નજદીક સંભળાયાં. જયમલ્લે તલવાર પર હાથ નાંખ્યો. તેને જણાયું કે, ત્રણ ઘોડેસ્વારો બાગના દરવાજામાંથી અંદર આવતા હતા. તેઓએ કાળા ઝબ્બા માથાથી તે પગ સુધી નાંખી દીધેલા હતા !

---

## પરિચ્છેદ ૮.

### વીરમણિ.

આ ઘોડેસ્વારોને જોઇ જયમલ્લે રૂપાંદેને કહ્યું: "બાળા, તમારી હદ કવખતની થઇ પડી છે. હવે તમે નાસી જાઓ, તો હું ભીરૂ ઠરૂં. આવો, મારી નજદીક ઉભાં રહો. હું એમને મારી તલવારનું પાણી બતાવી આપીશ." તેણે તલવારની મૂઠપર હાથ રાખીનેજ ઘોડેસ્વારોને સંબોધી પડકાર કર્યો: "સબૂર, તમે કોણ છો ? પરવાનગી વિના આ બાગમાં શા માટે આવ્યા ?"

સામો જવાબ મળ્યો: "પરવાનગીની વાત કરનાર તુંજ પહેલાં કહેને કે, મર્દ હોય તો રાજકુમારીની ઓથે ભરાવા અહીં શેનો આવ્યો ?"

"કોણ? ભાઇ **વીરમણિ** કે?" રૂપાંદેએ બોલનારનો અવાજ ઓળખી પૂછ્યું.

"અને તું રૂપાંદે અહીંઆં? આ કંગાલ, દુષ્ટ, દેશવટો પામેલા, નગ્નચલા **જયમલ્લ** સાથે? શરમ છે તને!"

"**વીર**મણિ, શરમ તો તને છે કે, તું વગર વિચાર્યે આ શબ્દો બોલ્યા છે! કાકા **ચુડામણિ**ના આતતાઇપણાની અસર તારામાં પણ આવી છે કે શું?" રૂપાંદેએ તેને ટોણો માર્યો.

જયમલ્લ ચોંકેલાપણાથી એ બેની વાત મૂંગો મૂંગો સાંભળવા લાગ્યો.

"પારકી બાબતોમાં પંચાત કરનાર ચિબાવલી? જેનો પક્ષ તું કરે છે તે નહીં પણ અમે તારા સંબંધીઓ છીએ, એનું ભાન રાખ."

"સંબંધની વાત પૂછે છે? તો સાંભળી લે. તમારો સંબંધ હું ઠોકરે મારૂં છું; કારણ મારા હૃદયથી હું એનેજ વરી ચૂકેલી છું."

જયમલ્લ આ સાંભળીને આભો બન્યો અને એવીજ રીતે **વીર**મણિ અને તેના સાથીઓ પણ આભા બન્યા. **જયમલ્લ**ને હવે લાગ્યું કે, જે વિશ્વાસની પ્રતીતિ તે રૂપાંદે પાસે માગતો હતો, તે આખરે તેણે ઘટતે સમયે આપી છે અને હવે વાત જરૂર વિફરી જશે. **વીર**મણિ શું કરે છે, તે જોવા તે થોભ્યો.

**વીર**મણિ રૂપાંદેના શબ્દો સાંભળી ઘોડાપરથી ઉતર્યો. તેના સાથીદાર પણ તેમના ઘોડાપરથી ઉતર્યા. **વીર**મણિએ ઝભ્ભો કાઢી નાંખ્યો. ઘોડેસ્વારોએ પણ તેમ કર્યું. રૂપાંદે તરફ તિરસ્કારભર્યા મોટા ડોળા કાઢીને જોતો તે ધસ્યો અને ક્રોધભર્યા સ્વરે બોલ્યો: "નાદાન, શું આ લોણુભાગીને તું વરી ચૂકી છે?" તે રૂપાંદેનો હાથ ઝાલવા ગયો એટલે જયમલ્લે **વીર**મણિનું કાંડું ઝાલી કહ્યું: "ચુડામણિનો પુત્ર પોતાનું પોત પ્રકાશે એમાં નવાઇ નહીં! પણ મને 'કંગાલ' કહેવા માટે આ એક—" એમ કહી તેણે તેના ગાલમાં એક લપડાક લગાવી દીધી. "અને 'દુષ્ટ' કહેવા માટે આ બીજી—" એમ કહી બીજી લપડાક લગાવી દીધી.

**વીર**મણિ તેને સામા લપડાક લગાવવા ગયા; પણ જયમલ્લે પોતાના હાથમાં તેનું પકડેલું કાંડું એવું તો જોરથી આમળ્યું કે, તે જયમલ્લની નજદીક આવવાને બદલે દૂર એક બાજુ અમળાટ ખાવા લાગ્યો!

" પકડો, એને પકડો. " ગભરાયલા ત્રુટક સ્વરે **વીર**મણિએ પોતાના સાથીદારોને કહ્યું.

એનો હાથ છોડી દઇ, પોતાની તલવાર મ્યાનમાંથી કાઢી, **જયમલ્લ** તેને પકડવા આવનારાઓની સામે થવા તત્પર થઇ ઉભો.

" રાજકુમારી " રૂપાંદેએ બૂમ મારીઃ " અહીં આવો. ઝટ આવો. "

" અહો ! શું સ્ત્રીઓનું લશ્કર અમને હરાવશે ? " **વીર**મણિએ ટકોર કરી.

**મો**તીનાદ તરતજ ત્યાં આવી પહોંચી. તેણે જોયું કે–**જયમલ્લ** અને બે સૈનિકો વચ્ચે તલવારથી યુદ્ધ ચાલે છે. તે બોલીઃ " સબુર, મારા બાગમાં આ લડાઇ શા માટે ? "

સૈનિકો થંભી ગયા. **વીર**મણિ આગળ આવી બોલ્યોઃ " અમારાં કેદી અમને આપી દો. આ જયમલ્લ અને મોતીશાની સ્ત્રી. "

" તું કોના હુકમથી પકડવા આવ્યો છે ? "

" રાજરાજેશ્વર **રા'ગજરાજ**ના હુકમથી. "

" જા, કહેજે કે, મને એ માન્ય નથી. "

" એ નહીં ચાલે. બળાત્કારે પણ હું લઇ જઇશ. "

" બળાત્કાર કરવાવાળો ભોંય ભેગો થશે " જયમલ્લે કહ્યુંઃ " લવારી બંધ કરી તારી તલવાર સંભાળ. "

જયમલ્લે પોતાની તલવારની અણી **વીર**મણિના શરીરે અરકાડી તેને યુદ્ધનું આહ્વાન કર્યું.

**વીર**મણિ અને તેના બે સાથીદારો તલવારો કાઢી જયમલ્લ ઉપર હુમલો કરવા ધસ્યા. તેઓ અને જયમલ્લની વચ્ચે ઉભા રહી રૂપાંદે બોલીઃ " નહીં, એ નહીં બને. તમે ત્રણ એક બાજુ છો અને બીજી બાજુ એક છે. એવું અસમાન દ્વન્દ્વ યુદ્ધ અહીં થઇ શકશે નહીં. "

" આ દ્વન્દ્વ યુદ્ધ નથી. " **વીર**મણિ બોલ્યોઃ " રૂપાંદે, દૂર જા. આ તો કેદીની ધરપકડ છે. "

જયમલ્લે રૂપાંદેને કહ્યુંઃ " બેલાશક હટી જાઓ. મને તેઓ કેમ પકડી શકે છે તે હું જોઉં છું. "

રૂપાંદે હાથ મસળતી દૂર હટી અને મોતીનાદને કહેવા લાગીઃ " બ્હેન, આ અસમાન યુદ્ધ આપણે અટકાવવું જોઇએ. આપણા બાગના પહેરેગીરોને બોલાવું ? "

" હા. ઝટ જા. તેઓને બોલાવી લાવ. "

રૂપાંદે બગીચાના દરવાજા આગળ દોડી. તેણે જોયું કે, બે પહેરેગીરો બેશુદ્ધ અવસ્થામાં પડયા છે. **વીર**મણિ અને તેના સાથીઓએ તેઓની આ હાલત કરી હશે, એમ અનુમાન કરી નિરાશ થઈ તે પાછી ફરતી હતી; પણ તત્કાળ એક ઘોડેસ્વાર દરવાજા પાસે આવી લાગ્યો તેના તરફ તેની નજર ગઈ. તેનો પોષાક સેનાપતિના સૈનિકનો હતો, એટલે રૂપાંદે ગભરાઈ કે, **વીર**મણિનો આ ત્રીજો સાથી હશે. પણ તે સૈનિકે તેને નમન કરી પૂછ્યું: " રાજકુમારી મોતીનાદનો બાગ આ કે ? "

રૂપાંદેએ તેનો સ્વર ઓળખ્યો. તેના મુખ ઉપર દીવાનો પ્રકાશ પડતો હતો તેથી તે સ્વરને આધારે તેને પણ ઓળખ્યો; પરંતુ શંકાને લીધે તે કાંઇ ઉત્તર દઇ શકી નહીં.

ઘોડેસ્વારની નજર દરવાજામાં બેશુદ્ધ પડેલા પહેરેગીરો તરફ ગઈ. બાગમાંથી તલવારોના ખખડાટ સંભળાયા. એ ઉપરથી તે બોલ્યો: " બાળા, અહીં બે પહેરેગીરો બેશુદ્ધ જણાય છે. તેમજ આ બાગમાંથી તલવારોના ખખડાટ સંભળાય છે. શું કોઇ આફતમાં છે ? તમે કદાચ મારો પોષાક જોઇને ગૂંચવાતાં હશો; પરંતુ ખરી રીતે હું સેનાપતિનો સૈનિક નથી–"

રૂપાંદેએ આ ઘોડેસ્વારના પ્રથમ પ્રશ્ન વખતેજ તેને ઓળખ્યો હતો. તેના ખુલાસાએ તેની શંકા ટાળી: તોપણ વધુ ખુલાસા ખાતર તેણે પ્રશ્ન કર્યો: " આજ ભરબજારમાં ચાલાકી બતાવનાર વીર તો તમે નહીં ?! "

તે ઘોડા ઉપરથી ઉતર્યો અને ફરીથી તેને નમન કરીને બોલ્યો: " મને કાંઇ વિશેષણ ન લગાડશો. હું તેજ રખડતો મુસાફર છું, જેણે સેનાપતિની અનીતિ અટકાવવા યત્ન કર્યો હતો. મને પરવાનગી આપો તો બાગમાં આવું અને કાંઈ મદદની જરૂર હોય તો તે આપું. "

" ચાલો. " એમ કહી રૂપાંદે આગળ થઇ અને આ મુસાફર પોતાનો ઘોડો એક ઝાડના થડે બાંધી, મ્યાનમાંથી પોતાની તલવાર કાઢી, તેની પાછળ ચાલ્યો.

તેઓ બાગના ફુવારા નજદીક આવ્યાં ત્યારે આ યુવક ખરી વસ્તુસ્થિતિથી માહિત થયો. તેણે જોયું કે, પોતાના જેવાજ પોષાકમાં એક સૈનિક ફુઆરાની પાળ ઉપર ઉભો ઉભો તલવારના અટાપટા ખેલે છે અને તેના ઉપર ત્રણ સૈનિકો હુમલો કરે છે. તેનો ચહેરો જોતાં તેને લાગ્યું કે, એ તો બજારમાંથી **વત્સરાજ**ને ઉઠાવી જનાર ચૂલરાજ છે ! તેણે લડનારાઓનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યું:

"ખબરદાર, ત્રણ જણ એક ઉપર શું હુમલો કરી રહ્યા છો? મર્દ હો, તો આવી જાઓ મારી સામે!"

"વીરમણિ, જો, હું 'સ્ત્રીઓના લશ્કર'ની મદદ નથી લાવી પણ એક ખરા વીરની મદદ લઈ આવી છું." રૂપાંદેએ ટાંણો માર્યો.

મોતીનાદે આ યુવકને ઓળખ્યો. તે આવ્યો તેથી તેને છુપો આનંદ થયો.

વીરમણિનું અને તેના સાથીઓનું ધ્યાન તે યુવક તરફ ખેંચાયું. તેઓની નજર તેના તરફ જવાથી પળભર તેઓની તલવારો અટકી; એટલે જયમલ્લે ફુવારાની પાળ ઉપરથી કુદકો મારી નીચે આવી વીરમણિના હાથમાંની તલવારને એવો તો એક સખ્ત ઝાટકો માર્યો કે, તે દૂર ઉછળી પડી.

વીરમણિ પોતાની તલવાર લેવા ફાફાં મારતો રહ્યો ત્યાં તો જયમલ્લ અપરિચિત યુવકની બાજુએ આવીને ઉભો રહ્યો. વીરમણિના સાથીઓ તેની અને યુવકની સાથે લઢવા આવ્યા. એકેક જણ વચ્ચેનું આ યુદ્ધ તો બન્નેને મન સહેલું હતું. તે બન્નેએ પોતાના પ્રતિસ્પર્ધીઓને મ્હાત કરવા તરફ ધ્યાન આપ્યું.

વીરમણિની તલવાર જ્યાં પડી ત્યાં તે લેવા દોડયો; એટલે મોતીનાદ તેની સામે આવીને ઉભી રહી અને બોલી: "એ તલવાર નહીં લેવાય."

"શા માટે?"

"અસમાન યુદ્ધ નહીં થાય."

"દૂર હટો મારા માર્ગમાંથી."

"નહીં હટું."

"તો જુઓ તેનું પરિણામ." એમ કહી વીરમણિએ મોતીનાદને ધક્કો માર્યો. મોતીનાદ જમીન પર પડી ગઈ અને બોલી: "નામર્દ, આખરે મને જ ધક્કો મારવામાં તેં વીરતા બતાવી કે?"

પણ એ પ્રશ્ન તે કરી રહી ત્યાં તો વીરમણિની ગર્દન ઉપર એક લોખંડી પંજા પડયા હોય તેમ પાછળથી કોઈના હાથ પડયા.

મોતીનાદે જોયું કે, વીરમણિની ગર્દન પકડનાર પેલો તરૂણ હતો. પોતાના હરીફને ઘાયલ કરીને છુટો થવાથી તે ત્યાં આવી લાગ્યો હતો. તેણે ઉચ્ચસ્વરે વીરમણિને કહ્યું: "બદમાશ, એક સ્ત્રીને ધક્કો મારતાં તને શરમ ન આવી?"

વીરમણિની ગર્દન સખ્ત દબાયલી હતી. તેનાથી તસુ માત્ર પણ હાલી શકાય તેમ નહતું; તેમ ગળામાંથી કાંઇ સ્વર પણ કાઢી

શકાય તેમ નહતું. પોતાના બન્ને હાથથી તે પોતાની ગર્દન વછુ-ટાવવા કોશિષ કરવા લાગ્યો. યુવકે ફરીથી તેને કહ્યું: "સ્ત્રીજનની દરકાર કેમ કરવી, એ મારે તને આજ શીખવવું પડશે."

તેણે પોતાની તલવાર જમીન પર નાંખી દીધી અને **વીરમણિને** કેડમાંથી ઉચકીને અદ્ધર ઉંચો કર્યો. હનુમાને ઉચકેલા એકાદ ઝાડના થડીઆની માફક તેના બન્ને ઉંચા થયેલા હાથમાં **વીરમણિ** તરફડીઆં મારવા લાગ્યો. એક આંચકા સમેત યુવકે પોતાના હાથ નીચા કરી **વીરમણિને** જમીનપર પછાડ્યો !

**મોતીનાદ, રૂપાંદે** અને આ આખોય બનાવ દૂર ઉભે ઉભે નિહાળી રહેલી ફલાવતિ આશ્ચર્યથી આભાં બની ગયાં.

"ઓ ! ઓ !" અવાજ કરતો **વીરમણિ** જમીનપર ઉંધો પડ્યો. અંધારામાં પડે ત્યાં એક અણિયાળો પથ્થર પડ્યો હતો : તેની ધાર તેના લમણામાં પેસી ગઈ અને દડ દડ લોહી નીકળવા માંડ્યું. યુવકે તેને ઉદ્દેશીને કહ્યું: "ચાલ, ઉભો થા. તાકાદ હોય તો ઉઠીને સામો લડવા આવ."

**વીરમણિ** ઉઠ્યો અને: "આવી જા" એમ બોલી તેની સામે થયો. બન્ને વચ્ચે બથંબથ્થા ચાલી; પણ **વીરમણિને** યુવકના બળની ખબર નહતી. બે ચાર મુક્કીઓ અહીં તહીં લગાવીને યુવકે તેને તદ્દન શક્તિ વિનાનો બનાવી મૂક્યો. તેને હવે મારીજ નાંખવો એવો નિશ્ચય કરીને યુવકે તેને એકવાર ફરીથી કેડમાંથી ઉચક્યો અને તેના તરફ જોઇને તેણે કહ્યું: "આ વખતે તને હું જમીનપર એવો પછાડું છું કે, જો તારા પ્રાણ રહે, તો તું ભાગ્યશાળી છું એમ સમજજે."

**જયમલ્લ**, એ વખતે, પોતાના હરીફને ઘાયલ કરી ત્યાં દોડી આવ્યો અને બોલ્યો: "હં. કરી દો એને પૂરો !"

યુવક **વીરમણિને** જમીનપર નાંખવા તૈયાર થયો કે તરતજ **રૂપાંદે** તેની સમક્ષ દોડી આવીને કરગરતે અવાજે બોલી: "વીર પુરુષ, એનો પ્રાણ ન લેશો. એ મારો ભાઇ છે."

આ સાંભળી યુવકે તરતજ હળવેથી **વીરમણિને** જમીનપર મૂકી દીધો અને તેને એક લાત મારીને કહ્યું: "તારી બહેનની વિનતિથી તારૂં આયુષ્ય આજથી લંબાય છે; પણ યાદ રાખજે. ફરી કોઈવાર મને મળ્યો તો જીવતો નહી છોડું."

આસપાસ આમતેમ નજર કરતો, લોહીલુહાણ થયેલો, **વીરમણિ** પોતાની સ્થિતિ સમજીને આખરે ત્યાંથી પલાયન કરી ગયો !

## પરિચ્છેદ ૯.

### યુવક પરિચય આપે છે!

એક ભયભીત થયેલું હરણ સિંહના પંઝામાંથી છુટીને નાસી જાય, તેમ દડબડ દડબડ **વીરમણિ** નાસી ગયો તે જોઇને યુવકે હસીને **જયમલ્લ**ને પૂછ્યું: "યુવરાજશ્રી, એ મહાશય કોણ હતા?"

**જયમલ્લે** પણ હસીને જવાબ દીધો: "એનું નામ **વીરમણિ** છે! અહીંના મહાપરાક્રમી સેનાપતિ **ચુડામણિ**ના એ વીર પુત્રરત્ન છે!"

"એમ? તો પછી અહીં ઉભેલાં આ ત્રણ સન્નારીઓમાંથી કોઇકે તેને પોતાના ભાઈ તરીકે ઓળખાવીને જીવતો મૂકવા મને કેમ વિનતિ કરી? શું સેનાપતિનાં પુત્રી અહીં છે?"

તે આ પ્રશ્ન પૂછીને **મોતીનાદ**, રૂપાંદે અને કલાવતિ તરફ જોઇ રહ્યો. તે ત્રણે જણનાં મોં તેનાથી જોઇ શકાય તેમ નહતાં; કેમકે તેમણે ઘુંઘટથી પોતાનાં મોં ઢાંકેલાં હતાં.

**મોતીનાદે** એના પ્રશ્નનો ઉત્તર વાળીને ખુલાસો કર્યો: "સેનાપતિની ભત્રીજી મારી સખી છે; એટલે અહીં મારા મહેલમાં આવી હતી. તે ઘણું ખરૂં મારી સાથેજ અહીં રહે છે. તેનું હૃદય તેના કાકાના દીકરા માટે ખેંચાય એ સ્વાભાવિક છે."

"હું ધારૂં છું કે," યુવકે કહ્યું: "મને માનવંતાં રાજકુમારી સાથે વાત કરવાનું માન મળે છે."

"અપરિચિત વીરજન, તમારૂં ધારવું ખરૂં છે." **મોતીનાદે** જવાબ દીધો.

"મારૂં આપને વંદન છે. અહીં આવી હું કિંચિત્પણ આપની સેવા બજાવી શક્યો છું એ મારૂં મહાભાગ્ય માનું છું."

"માત્ર કિંચિત્ સેવા નહીં; પણ મને ધક્કો મારનારને મારૂં વધુ અપમાન કરતો અટકાવી, તેમજ તેને પલાયન કરાવી, તમે મને ઋણી બનાવી છે."

"સ્ત્રીજનની રક્ષાની મારી ફરજ બજાવવા સિવાય એમાં મેં કાંઇજ વિશેષ કર્યું નથી. આવાં કામ ક્ષત્રિયોએ ઘણી ખુશીથી બજાવવાં જોઇએ."

**કલાવતિ**એ આ યુવકની રીતભાતમાં ઘણોજ વિનય જોઇ અને પોતાના પતિ સાથે જનાર તરીકે તેને બરાબર ઓળખીને પૂછ્યું:

"નગરશેઠ સાથે આજ બપોરે આ શહેરમાંથી જનાર વીરક્ષત્રિય તમેજ લાગો છો. ખરૂંને? એમનું શું થયું?"

"એ પૂછવાનું શું પ્રયોજન?" યુવકે પૂછયું: "કોઇની ગુપ્ત વાત મારાથી શી રીતે ગમે તેને કહી શકાય?"

જયમલ્લે કહ્યું: "એ નગરશેઠનાં પત્ની છે. અમે તેમજ તેઓ નગરશેઠની ખબર જાણવા ઇંતેજાર હોઇએ, એ સ્વાભાવિક છે."

"એમ? નગરશેઠનાં પત્ની સુરક્ષિત છે? અને તે પણ અહીંજ? વારૂ. મારે તેમને એક સંદેશો કહેવાનો છે: પણ તે પહેલાં મને એ ખાત્રી મળવી જોઇએ કે, સેનાપતિનું કોઇ પક્ષકાર અહીં નથી."

"એની ખાત્રી હું આપું છું." મોતીનાદે કહ્યું: "અહીં ઉભેલાં બધાંયે સેનાપતિજીનાં વિરોધી છે."

"આપની જામિનગિરી પૂરતી છે." યુવકે કહ્યું: "હું પાસેના અમરપુર ગામમાંથી આવું છું. મોતીશાશેઠ ત્યાં તદ્દન સહીસલામત છે."

"હાશ" કલાવતિએ ઉદ્ગાર કાઢયો: "મને ખાત્રી હતી કે, બજારમાં અજાણતા પણ તેમનો પક્ષ કરનાર આ બહાદૂર ક્ષત્રિય તેમને સહીસલામત જગ્યાએજ લઇ જશે."

"એમના પોતાના સદ્ભાગ્યથી એ સહીસલામત છે. એમાં મને કાંઇજ તકલીફ પડેલી નથી. એમનો એક સંદેશ મારે આપને કહેવાનો કે, આપનાં બાળબચ્ચાં સહિત આપ, અમરપુર જાઓ."

"મારાં બાળકો મારા પિતાને ત્યાં રહેશે. માત્ર હુંજ અમરપુર જઇશ; પણ મને ત્યાં લઇ કોણ જશે?" "કલાવતિએ પૂછયું:

"મેં હમણાંજ અહીં આવતાં ઢંઢેરો સાંભળ્યો," યુવકે કહ્યું: "તેમાં યૂવરાજશ્રીને દેશવટો દેવાની આજ્ઞા ફરમાવવામાં આવેલી છે. તેઓશ્રી અહીંથી જાય તે સાથે આપને પણ લઇ જાય અને અમરપુર મૂકી દે, તો તે બની શકે તેમ છે."

"બરાબર" મોતીનાદે કહ્યું: "આ બહુ સરસ યુક્તિ છે. બહેન કલાવતિ, તમે જવાની તૈયારી કરો અને વીરા જયમલ્લ, તું હવે અહીં ન થોભ. આપણે ભૂલવું ન જોઇએ કે, હજી સેનાપતિ કદાચ અહીં આવી પહોંચશે."

યુવકે વધુ સૂચના કરી: "શહેરમાં સૈનિકોનાં ટોળેટોળાં ફરે છે, અને મોતીશા શેઠનાં પત્ની તેમજ તેમને બચાવનાર સૈનિકની તપાસ કરે છે. વળી સેનાપતિજી મહારાજા પાસે ગયા છે. વીરમણિને તેમણેજ અહીં મોકલ્યો હતો. આ બધું મેં મારા આ પોષાકને

લીધે જાણી લીધું છે. જો સહેજ ચાલાકી વપરાય તો તેઓને થાપ આપી શકાય તેમ છે."

"હું જવા તૈયાર છું" જયમલ્લે કહ્યું: "પણ સેનાપતિની નાહકની આ બધી દોડધામ ઉપરથી અને મને દેશવટો અપાવ્યા છતાં કેદ કરવા તેણે વીરમણિને મોકલ્યો તે ઉપરથી મારૂં લોહી ઉકળી આવે છે. મને ખેદ થાય છે કે, મને તક મળી ત્યારે મેં તેનો શિરચ્છેદ કેમ ન કર્યો? પણ હવે જો તે અહીં આવશે તો પહેલી તકે હું તેમ કરીશ અને તે પછી જ જઇશ."

"વીર બંધુ" કલાવતિએ કહ્યું: "કૃપા કરી મને જવાબ દેશો કે, જગતનો તાત સૌને સજા દેવાવાળો બેઠો છે તો એક માનવીએ બીજા માનવીને સજા કરવાનું શું કરવા માથે લેવું જોઇએ?"

"બરાબર છે." મોતીનાદે પુષ્ટિ આપતાં કહ્યું: "ભાઇ, એ વખત તેં યુક્તિથી કામ કર્યું અને હવે પાછો અધીરો બની જાય છે? આપણે સમય વર્તીને કામ કરવું જોઇએ. પિતાજી કેવળ ચુડામણિની આંખે અત્યારે જુએ છે. તેમની આંખ ખુલે નહીં ત્યાં સુધી યુક્તિપૂર્વક ચુપકીદી પકડવી સારી છે."

"નહીં: હવે તો સેનાપતિનો શિરચ્છેદ પહેલો. પછી બીજી વાત."

"ભાઈ, તું તો બાહુબળથી લડીશ; પણ આ કલાવતિ બહેનને અહીંથી મુક્ત કરવાનું રહી જશે. આ અપરિચિત વીર યુવક કહે છે તેમ, અત્યારે તો કલાવતિ બહેન સાથે ચાલ્યો જા. તારી જે ઇચ્છાઓ હોય તે અત્યારે અહીંથી શહેર બહાર ગયા પછી નિરાંતે અમલમાં મૂકજે."

"હવે હું ગમ ખાઉં? અપમાન સહન કરી એક બાયલાની માફક નાસી જાઉં? એ માર્ગ મારો ન હોય. યુક્તિઓના પાસા હવે ઘડીએ ને પલકે ફેંકવા મને પસંદ નથી." જયમલ્લે જવાબ દીધો.

અપરિચિત યુવકે ધીમા પણ મક્કમ અવાજે કહ્યું: "દરેક રજપૂતે જુગારના દાવની માફક પાસા ફેંકતા પણ શીખવું જોઇએ. કેટલીક વખતે યુક્તિપૂર્વક ફેંકાયલા પાસા જીત અપાવે છે. આપનો હેતુ સેનાપતિને કચડવાનો હોય તો આપ હાલ તુર્ત અહીંથી દૂર થઇ, થોડો વખત રાહ જોશો તો સહેલાઇથી આપની ઇચ્છા પાર પડશે."

"યોગ્ય સલાહ છે" મોતીનાદે કહ્યું.

યુવકે આગળ ચલાવ્યું: "અન્યાય થતા જોઇને હરકોઇ રજપૂતને ક્રોધનો નીશો ચઢે અને તે ગમે તેમ કરી બેસે એ સ્વાભાવિક છે. હું પોતે ઘણી વખત એવો નીશાબાજ બનું છું પણ તરતજ એ નીશો પાછો ઉતારી દઇ ભાનમાં આવી પાસા ફેંકું છું. જુઓ, હું બજારમાંથી છટકયો, તો, મોતીશાને બચાવી શકયો—અહીં આવી શકયો—એમનાં પત્નીને સંદેશ આપી શકયો અને—"

"હું નથી સમજી શકતો કે, દરેક વખત યુક્તિઓથી આપણે શા માટે કામ લેવું? શું ચુડામણિ વાઘ છે? મને એની જરાકે બીક નથી. કદાપિ વાઘ હશે તોપણ મારા પોતાના સૈનિકોની મદદથી હું તેને ઠાર કરી શકીશ."

"હજી મારૂં કહેવું પૂરૂં થયું નથી" યુવકે કહ્યું: "મેં આપને કહ્યું કે રાહ જુઓ. કારણ જાણો છો? શહેરમાં ઢંઢેરો ફર્યો તે મુજબ, ચુડામણિ દેશોદેશ જીતવા જનાર છે. પણ હાલનો સમય કેવો છે તે એ જાણતો નથી માટેજ તેમ કરવા તત્પર થયો છે—"

"અપરિચિત સજ્જન" મોતીનાદે કહ્યું: "આપ કોઈ રાજવંશી અને વળી માહિતગાર મુસાફર લાગો છો."

"મારી વાત ન કરશો." યુવકે તેને વંદન કરીને કહ્યું: "યૂવરાજશ્રીને હું ટૂંકમાં જે કહું છું તે સાંભળી લ્યો. હાલનો સમય કેવો છે? શાહબુદ્દીન ઘોરી હિંદુ રાજ્યોપર આક્રમણ કરે છે. ગુજરાતમાં ભીમદેવ અને દિલ્હીના પૃથુરાજ ચોહાણ માંહોમાંહે કુસંપ કરી રહ્યા છે. જયચંદ્ર રાઠોડ પણ પૃથુરાજનો શત્રુ બન્યો છે. તેમ છતાં પૃથુરાજ અનેક ક્ષત્રિય રાજાઓની મદદથી શાહબુદ્દીન ઘોરી સામે એક જબરૂં યુદ્ધ કરવા તૈયારી કરે છે. આવા વખતમાં તમારા નાનકડા જુનાગઢમાંથી ચુડામણિ દેશોદેશ જીતવાનો ફાંકો રાખીને નીકળવા માગે છે, એ કવળ મૂર્ખતા નથી શું? તે એક ચાંચડની માફક ચોળાઇ જશે. પહેલેજ ફટકે તે પાછો પડશે—કોઇક તેનો મદ ઉતારનાર રાજા જરૂર બહાર આવશે. માટે યૂવરાજશ્રી, આપ થોભી જાઓ. હાલ તુર્ત અહીંથી એક અબળાનું રક્ષણ કરી લ્યો અને સમય જોઈ કોઈ નવી પ્રેરણા વડે કામ લેજો."

મોતીનાદ આ અપરિચિત યુવકની વાક્ધારાથી અને તેણે હાલના રાજદ્વારી મામલાની સમજાવેલી પરિસ્થિતિથી ચકિત થઇ ગઇ. તેનું દિલ તેના વીરત્વ ઉપર એક વાર ચોંટયું હતું. અત્યારે તેની વાક્ધારાએ પુનઃ તેના દિલની ઊર્મિઓને જગાડી. તે બોલી:

"માનો ન માનો, પણ તમે જરૂર કોઇક રાજવંશી છો. તમારા લલાટની તેજસ્વિતાએ તેની સાક્ષી આપી દીધી છે. ઉપરાંત હમણાંની તમારી વાણી પણ તેની સાક્ષી આપે છે. વીરજન, શું અમે તમારો પરિચય મેળવવા ભાગ્યશાળી નહીં થઈ શકીએ ?"

રૂપાંદેએ કહ્યું: "સાચા વીરને કદી પોતાના પરિચયમાં વાંધો ન હોય."

કલાવતિ બોલી: "મારા પતિને બબ્બે વાર બચાવનાર કિયા મહા પુરુષનાં અમે ઋણી છીએ. એ જાણવા શું અમે નાલાયક છીએ ?"

"મારો પરિચય ?" યુવક બેદરકારીથી હસ્યો: "હું એક રખડતો માણસ છું !"

"કલાવતિ બહેન" જયમલ્લે હવે યુક્તિપૂર્વક કામ કરવાનો નિશ્ચય કરી લઇને કહ્યું: "આ વીર કહે છે તેમ, હવે સમય ગુમાવવો જોઇતો નથી. મને લાગે છે કે, તમને સુરક્ષિત લઇ જવાં એજ અત્યારે ઠીક થઇ પડશે."

"હવે આપ ખરા રાહ પર આવ્યા." અપરિચિત તરૂણે કહ્યું.

યૂવરાજે કહ્યું: "પણ હું સ્વસ્થતાથી જઇ શકું તે માટે તમારો પરિચય આપો. મેં તમારૂં કહ્યું માની ગમ ખાવા વિચાર કર્યો છે. હવે તમે મારૂં કહ્યું માની તમારો પરિચય આપો."

"ઓહો !" યુવકે છટાબંધ હાસ્ય કરતાં કહ્યું: "ત્યારે તો મારે શરતી પરિચય આપવાનો ! શો પરિચય આપું ? હું કોણ છું, એમ આપને કહું ? મને સહેજ વિચાર કરવા દો." તે વિચારમાં હોય એવી રીતે ઉભો રહ્યો.

આ સમયે બે પુરુષો નજદીકના એક ઝાડ આગળ આવી પહોંચ્યા અને તેની ઓથે ઉભા રહ્યા. તે કોણ હતા ? તે ચુડામણિ અને રા'ગજરાજ હતા. અહીં ક્યાંથી અને શા માટે તેઓ આવ્યા હતા ? વાત એમ હતી કે, ચુડામણિને જ્યારે જયમલ્લે બાંધીને તેના મહેલમાં એક ઓરડીમાં પૂર્યો હતો ત્યારે વીરમણિએ તેને એક સંદેશો કહેવા આવતાં તેની એ સ્થિતિ જોઇ તેના બંધ છોડી નાખ્યા હતા. વીરમણિને યૂવરાજની શોધનું કામ સોંપીને ચૂડામણિ રા'ગજરાજ પાસે ગયો હતો. તે રાજાને ખબર આપતો હતો ત્યાં નંદિલા અને ઘવાયલા વીરમણિએ આવીને બાગમાંના બનાવની વાત કહેવાથી તેઓ બન્ને કુંવરીના બાગમાં દાખલ થયા હતા. તેમણે લશ્કરનાં તમામ માણસોને બાગને ઘેરો ઘાલવાનું કામ સોંપ્યું હતું. ઘોડેસ્વારો,

અને પાયદળ લશ્કરીઓ ચૂપચાપ બાગની આસપાસ ફરી વળ્યા હતા. અપરિચિત યુવક તે વેળા પોતાના પરિચય સંબંધી ઉદ્‌ગારો કાઢતો હતો, તે સાંભળીને તેઓ થંભ્યા અને તે શું કહે છે, એ સાંભળવા લાગ્યા.

· યુવકે હસીને કહ્યું: "તમારો આગ્રહ છે તો હું પરિચય આપું છું; પણ ખાત્રીથી કહું છું કે, એક રખડલ રજપૂતનો પરિચય તમને કાંઈજ કામમાં નહીં આવે. હું એક ખુની માણસ છું. મને ખુન ચઢે છે ત્યારે તલવાર લઈને એક નીશાબાજની માફક હું ઘુમું છું. મને તમે જુગારી પણ કહી શકો; કારણ હું એવા દાવ ખેલું છું કે બીજાઓને તેની કલ્પના સુદ્ધાંત નહોય. સાચેજ હું એક રખડેલ, ખુની, નીશાબાજ અને પાસા ફેંકનાર રજપૂત છું."

રૂપાંદે બોલી: "સજ્જન, આપ અમારી હાંસી કરી રહ્યા લાગો છો. એક રાજવંશી જેવા દેખાતા અને મારા ભાઈને એક મલ્લની માફક ઉંચકીને પછાડનાર વીર, નીશાબાજ કે પાસા ફેંકનાર હોઈ શકે કે?"

"હં. ત્યારે હું તમને રાજવંશી લાગું છું. ખરૂં કે? હું તલવાર ઝાલું છું તેથી તેવો લાગતો હોઈશ! હું મલ્લ જેવો પણ લાગું છું કે? હઃ હઃ નામર્દોને ઉચકી ફેંકી દઉં છું તેથી તેવો લાગતો હોઈશ!" તે હસવા લાગ્યો અને પછી બોલ્યો: 'ત્યારે મારા પરિચયમાં એ વધુ બાબતો ઉમેરૂં છું:—રખડેલ, ખુની, નીશાબાજ, પાસા ફેંકનારો રાજવંશી મલ્લ!"

"હેં શું નામ દીધું?" મોતીનાદે પૂછ્યું.

ફરીથી યુવકે એજ શબ્દો બોલી બતાવ્યા. મોતીનાદે રૂપાંદેને ધીમે સ્વરે પૂછ્યું: "બહેની, આ નામ અર્થસૂચક નથી લાગતું? મારી વૃદ્ધ દાસીએ જે આવનાર હોવાની ખબર આપી હતી તેજ આ હોય એમ નથી લાગતું?"

"બરાબર, એ તો એ જ!" રૂપાંદેએ મોતીનાદને જવાબ વાળ્યો અને યુવકને કહ્યું: "નક્કી, તમે રાજમલ્લજી લાગો છો! આજ તમે અહીં આવનાર હતા; એની ખબર અમને મળી હતી."

"કોણ રાજમલ્લજી?" જયમલ્લ હર્ષાવેશમાં કુદકારો મારીને બોલ્યો: "હસતાં હસતાં કેવો ખૂબીબંધ એમણે પોતાનો પરિચય આપી દીધો? બસ. બહેન મોતીનાદ, તારા ભાવી પતિના રક્ષણ નીચે તું મૂકાઈ એટલે હવે મને અહીંથી જવામાં જરાકે વાંધો નથી."

" "પણ મારૂં કહેવું હજી પૂરૂં થયું નથી—" તરૂણે પોતાના મોં ઉપર આશ્ચર્યના ભાવ લાવીને કહ્યું.

"હું તમારૂં કહેવું હવે સાંભળવાનો નથી." **જયમલ્લે** જવાબ દીધો. તેઓ બન્ને આ રકઝક કરતા હતા તે દરમ્યાન **મોતીનાદે** રૂપાંદેને લઇને જરા દૂર ગઇ અને પૂછવા લાગી: "બહેન, આ તો એક પંચાત ઉભી થઇ!"

રૂપાંદેએ તેનું કારણ પૂછ્યું. **મોતીનાદે** જવાબ દીધો: "આપણે એમને જેવા ધાર્યા હતા તેવા નથી: પણ તે તો એક શૂરા અને સર્વ-ગુણસંપન્ન ક્ષત્રિય છે! હવે જો પિતાજીએ ઢંઢેરામાં મૂકેલી શરત પ્રમાણે ચુડામણિને હરાવનારને મારે વરવાનું હોય તો આ વીર પુરૂષ સાથે મારો લગ્નસંબંધ ન થાય ને?"

"હા. તમારો પ્રશ્ન બરાબર છે. આ તો એક મોટી પંચાત ઉભી થઇ—"

તે પોતાનું વાક્ય પૂરૂં કરી શકી નહીં. તેના વિચારો તેના મનમાં જ રહ્યા: કારણ કે, તેણે બાગ બહાર ઘોડાઓના ખુંખારા સાંભળ્યા. એ તરફ નજર કરતાં ઘોડેસ્વારો અને લશ્કરીઓ તેના જોવામાં આવ્યા. તેણે **મોતીનાદને** તે બતાવ્યા. તેઓ બન્ને એ જોઇને **જયમલ્લ** પાસે દોડી આવ્યાં. **મોતીનાદે** કહ્યું: "ભાઇ, તું મોડો પડ્યો! બાગની આસપાસ લશ્કરીઓએ ઘેરો ઘાલ્યો છે!"

"શું?" એમ પ્રશ્ન કરી બાગ બહાર નજર કરવામાં સૌ રોકાયાં. તે દરમ્યાન **રા'ગજરાજ** અને ચુડામણિ ઝાડને **ઓથેથી** બહાર નીકળી આવી તેમની પાછળ ચૂપચાપ ઉભા રહ્યા.

---

## પરિચ્છેદ ૧૦.

---

### માનભેર છૂટકારો.

"રકઝક કરવામાં વખત ખોઇ આપણે મોડું કર્યું!" જયમલ્લે સૈનિકો જોઇને કહ્યું.

કલાવતિએ ગભરાટથી પૂછ્યું: "હવે શું થશે?"

"શું થાય? થવાનું તો થઇ ચૂક્યું છે." પાછળથી અવાજ આવ્યો.

સૌએ સ્તબ્ધ થઈ પાછું જોયું તો **રા' ગજરાજ** અને ચુડામણિને ઉભેલા જોયા.

રા' ગજરાજે ક્રોધભર્યા સ્વરે મોતીનાદને કહ્યું: " છોકરી, તારા અંતઃપુરના બાગમાં લાજમર્યાદાનો લોપ ! જેમ જેમ મેં તને લાડકોડમાં ઉછેરવા માંડી તેમ તેમ તું ઉચ્છૃંખલ થતી જાય છે, એમાં તો હવે શક નથી."

" પિતાજી, " મોતીનાદે ઓસંગાતા સ્વરે શરૂઆત કરી: " આપનું ધારવું ભૂલ ભરેલું છે. અહીં કોઇ જાતની લાજમર્યાદાનો લોપ થયો નથી. "

" મને મૂરખ બનાવવા માગે છે ? " રા' ગજરાજે પ્રશ્ન કર્યો: " મારી જાહેર મનાઇ છતાં આ દેશવટો પામેલાને તેં અહીં બોલાવ્યો છે અને પોતાનેજ મોઢે પોતાને જુગારી અને વ્યસની કહેનાર આ રખડેલને તેં અહીં દાખલ કર્યો છે. શું આ આપણા કુળધર્મને અનુસરતું આચરણ છે ? "

" પૂજ્ય પિતાજી, " મોતીનાદે સહેજ ઉત્તેજીત સ્વરે કહેવા માંડયું: " કુળધર્મને અનુસરતાં આચરણ આપ પોતે અમલમાં મૂકો અને તે પછી મને કહો તો તે ઠીક દેખાય ! આપના રાજ્યમાં આજ શું કુળધર્મને યોગ્ય આચરણ જણાય છે ? "

" બેશક. એવાં આચરણ અમલમાં મૂકીને જ હું તને તેમ વર્તવા કહું છું. " રા' ગજરાજે ઉત્તર દીધો.

" ના. મને બામણુામાં ન નાંખો. પિતાજી. પૂર્વ કાળમાં ક્ષત્રિયો રણક્ષેત્રમાં જતા ત્યારે કુળદેવીના પૂજન કરીને જતા; રાજ્યની વસ્તીની સ્ત્રીઓ, પુત્રવધૂઓ વગેરેને પોતાની જ બહેન દીકરી ગણીને તેમનાં મંગલ વધામણાં અને આશીર્વાદ લઇને જતા; પણ તમારા સેનાપતિ તો પ્રતિષ્ઠિત નાગરિકોની સ્ત્રીઓની લાજ લુંટવાના યત્ન કરીને જાય છે ! જેમના તરફના રક્ષણની આશા રાખીએ તેજ ભક્ષણ કરવા તત્પર થાય છે ! શું એ કુળધર્મને યોગ્ય આચરણ છે ? શું એમાં લાજમર્યાદાનો લોપ નથી ? "

રા' ગજરાજે આ સાંભળી સેનાપતિ સામે જોયું અને પૂછયું: " મારા વીર સેનાપતિ, સ્ત્રીઓની લાજ લુંટવા સંબંધી આ છોકરી શા લવારા કરે છે ? "

સેનાપતિએ જવાબ દીધો: " મહારાજ, શ્રીમતી રાજકુમારીને કોઇકે જુઠું ભંભેર્યું લાગે છે. પ્રજાના પુરુષવર્ગને કદાચ મારું ન્યાયી વર્તન કડક લાગતું હશે: પણ સ્ત્રીજન તરફ તો હું કદી જ કડક થતો નથી. "

રા' ગજરાજે કહ્યું: " હં. હું પણ તમારા વિષે એમજ જાણું છું. બપોરે જ આવું કાંઇક તમે કહ્યું હતું. ખરૂં ને ? "

" હા, મહારાજ. ઢંઢેરાની બાબતમાં મેં એજ શબ્દ કહ્યા હતા કે, સ્ત્રીઓ તરફ આપણે કડક થવું ન જોઇએ. "

" છોકરી " રા'એ મોતીનાદને કહ્યું: " સાંભળ, આ ખુલાસો. તું શા ઉપરથી મારા સેનાપતિને વગોવે છે ? "

" પિતાજી " મોતીનાદે કલાવતિ તરફ આંગળી ચીંધીને કહ્યું: " સેનાપતિ તરફથી મેં કહ્યો તેવો અન્યાય આ સન્નારી પ્રત્યે થયો છે. એ આપણા નગરશેઠ મોતીશાનાં ધર્મિષ્ટ અને પવિત્ર પત્ની છે—"

" એની વાત તો મને સેનાપતિએ કહી છે. " રા'ગજરાજે કહ્યું: " તેને તેના બાપ સાથે સેનાપતિએ માનભેર પોતાના મહેલમાં બોલાવીને વિનયપૂર્વક પ્રશ્નો કર્યા હતા કે, મોતીશા ક્યાં છુપાયો છે, તેની ખબર આપો. તેઓએ તે નહીં જાણતાં હોવાનું કહેતાં સેનાપતિ તેમને છોડી દેવાના વિચારમાં હતા તે વખતે આ જયમલ્લે તેના મહેલમાં સિપાઇ વેશે ધસી જઇ તે સ્ત્રી ઉપર અત્યાચાર ગુજારવા ઇચ્છા દર્શાવી તેને ઉઠાવી હતી—"

" શું મેં મારી ધર્મની બહેન માટે એવી ઇચ્છા દર્શાવી હતી ? કેવું હડહડતું જુઠું ! " જયમલ્લે આશ્ચર્ય બતાવતાં કહ્યું.

" તારૂં તો એક વેણ પણ હું માનીશ નહીં. " રા'ગજરાજે કહ્યું: " તું મારી નજરમાં હજારો અપરાધોની બનેલી એક પ્રતિમા જેવો જ છે! "

" મારા ઉપર આવા ખોટા આક્ષેપો હું હવે એક પળભર સહી શકીશ નહીં. આ બધી ભંભેરણી ચુડામણિની જ છે; માટે હવે તો હું એને જ પૂરો કરી દઉં છું " એમ કહી યુવરાજ પોતાની તલવાર કાઢી ચુડામણિ તરફ ધસ્યો. પણ તેની સાથે ઉભેલા યુવકે તેને અટકાવીને કહ્યું: " શાન્ત, વીર યુવરાજ, શાન્ત. સ્ત્રીજનના દેખતાં અને વળી તમારા ન્યાયી પિતા ન્યાય આપવા આતુર છે તે વખતે તમારો આ આવેશ નિરર્થક છે. કૃપા કરી તલવાર મ્યાન કરો; અથવા જો કોઇને તે મારવી હોય તો પ્રથમ મને મારો—"

" તમને હું શું કરવા મારૂં ? "

" જો મને ન મારો તો એકવાર વિનમ્ર બની તલવાર મ્યાન કરો અને તમારા પિતાશ્રીના ન્યાયમાં વિશ્વાસ રાખો. મને ખાત્રી છે કે, ગેરસમજુતિ હમણાં જ દૂર થશે."

" ભાઈ, " મોતીનાદે કહ્યું: " ધીરો પડ. વહેવારૂ બન. આવેશની અત્યારે જરૂર નથી."

યૂવરાજે તલવાર મ્યાન કરી એટલે યુવકે રા'ગજરાજને કહ્યું: " મહારાજ, આપની આજ્ઞા હોય તો થોડીક વિનતિ કરૂં."

" હું તમને ઓળખતો નથી; પણ તમે વિનતિ કરવા કહો છો, તો કહો, શી વિનતિ છે?" રા' ગજરાજે પૂછ્યું. યુવકે યૂવરાજને શાન્ત બનાવ્યો, એ રા'ને અંદરખાનેથી ગમ્યું અને તેથી તેણે તેની વિનતિ સાંભળવા ઇચ્છા બતાવી.

" આપે હમણાંજ કહ્યું કે, મોતીશાનાં ધર્મિષ્ટ પત્નીને સેનાપતિજી છોડી દેવાના વિચારમાં હતા. બીજાઓની વાત કોરણે રહી; બીજી ત્રીજી બાબતો પણ દૂર રહી; પરંતુ એ સન્નારી અહીં હાજર છે; અને પોતાનો છૂટકારો ઇચ્છે છે: તેથી હવે સેનાપતિજીની ઇચ્છા અમલમાં મૂકાય તો ઘણું સારૂં."

સેનાપતિ આ યુવકની વાતથી ચોંક્યો. રાજાનો જ શબ્દ પકડી લઇને યુક્તિપૂર્વક કલાવતિનો છૂટકારો માગવામાં યુવકે જબરી દીર્ઘદૃષ્ટિ વાપરી, એ તેના ખ્યાલમાં આવી ગયું. તેણે સાધુતાનો પૂરેપૂરો સ્વાંગ ભજવવા કહ્યું: " એ બાઇનો છૂટકારો? એને કોણે કેદ કરી છે કે, તમારે છૂટકારો માગવો પડે છે? એને અહીં ઉપાડી લવાઇ છે, એવી મને ખબર પડી, તેથી તો, રખેને તેના પર કાંઇ જુલમ ન ગુજરે તે માટે કૃપાળુ મહારાજને હું અહીં લાવ્યો."

" આપ જુઓ છો કે, તે કેવળ સુરક્ષિત છે. હવે કૃપાવંત રા'નો હુકમ થાય અને એ સન્નારીને હેમખેમ તેને પિયેર પહોંચાડવામાં આવે, એટલીજ મારી ટૂંકી વિનતિ છે."

" એમાં શો વાંધો હોઈ શકે?" રા' ગજરાજે કહ્યું: " સેનાપતિજી, જાઓ, તમારા પાંચ છ સૈનિકોને બોલાવી આ સન્નારીને માનભેર તેને પિયેર પહોંચાડવાની આજ્ઞા આપી દો. બેશક, સ્ત્રીઓ તરફ હું કે સેનાપતિ કદી જ કડક થતા નથી."

સેનાપતિ રા' ગજરાજની આજ્ઞા પાળવા સિપાઇઓ પાસે ગયો; એટલે યુવકે જયમલ્લને કહ્યું: " વીર યૂવરાજશ્રી, આપને હું આ તકે એક નજીવી તકલીફ આપવા ઇચ્છું છું. જે સૈનિકો કલાવતિ

બહેનને મૂકવા જશે. તેઓને આપ તેમના પિયરનું મકાન બતાવશો તો તેઓ સહેલાઈથી અને ઝટ પહોંચી જશે."

"એ શું કરવા જાય?" રા' ગજરાજે પૂછ્યું.

"મહારાજ" યુવકે કહ્યું: "આપે તો એમને દેશવટો દીધેલો છે ને? મોતીશાની સ્ત્રીનું ઘર આપના સૈનિકોને બતાવીને યુવરાજશ્રી આ શહેરમાંથી તરતજ ચાલ્યા જાય, એ તેઓશ્રીના તેમજ આ રાજ્યના હિતનું પગલું ગણાશે, એવી મારી નમ્ર માન્યતા છે. વળી, જેવો દેખાવ હમણાં થયો તેવો થવાનો પ્રસંગ ફરીથી ઉભો થશે નહીં, એ પણ તાત્કાલિક લાભ છે."

યુવકે આ વખતે બરાબર લાગ જોઈને યુવરાજને આંખની ઇશારત કરી ચૂપ રહેવા વિનતિ કરી.

યુવકે આગળ ચલાવ્યું: "અજાણ્યા સૈનિકો સાથે રાતને વખતે એકલાં જતાં મોતીશાની સ્ત્રીને કદાચ બીક લાગે. યુવરાજશ્રી સાથે હોય તો તેમને બીવાનું કારણ રહે નહીં."

સેનાપતિના સૈનિકો કલાવતિને પિયેર લઈ જવાને બહાને ક્યાંક બીજે ન લઈ જાય, એ આ યુવકની સૂચનાનો આંતર્ હેતુ હતો અને યુવરાજને હવે તે બરાબર સમજાઈ ગયો.

"યુવક," રા' ગજરાજે કહ્યું: "તારી વાણીમાં રહેલી નમ્રતા અને તારી મુખમુદ્રા ઉપર રહેલા નિર્દોષ શાન્ત ભાવ જોઈનેજ મને તારૂં કહેવું માન્ય રાખવા મન થાય છે–જો કે તારી વિરૂદ્ધ મેં ઘણું સાંભળ્યું છે અને તને શિક્ષા કરવી હજુ બાકી છે."

"હું ગુન્હેગાર ઠરૂં તો આપ મને જરૂર શિક્ષા કરશો. હું અહીં આપનાં ચરણ સમિપ જ હાજર છું."

"જયમલ્લને જવા દેવામાં મને કાંઈ વાંધો નથી. એ છોકરો ભલે સૈનિકોની સાથે જાય; પણ તે પછી તેણે એકદમ શહેર છોડી જવું એ ખાસ શરત."

"યુવરાજશ્રી" યુવકે જયમલ્લને સંબોધીને કહ્યું: "આપના પિતાજીની શરત ખ્યાલમાં રાખી આપ જાઓ, એવી મારી વિનતિ છે. આપનાં કુળદેવીને વંદન કરતા જજો. આસપાસનાં ગામોમાં પણ જે જુનાં પૂજવા લાયક મંદિરો હોય તેમની મુલાકાત લેજો: અને પછી ભાવી જ્યાં દોરે ત્યાં જજો. પૃથ્વી વિશાળ છે. શૂરવીરોને તેઓ જ્યાં જાય ત્યાં તક મળે છે."

આસપાસનાં ગામોની મુલાકાત લેવાની સૂચનામાં યુવકે ગર્ભિત રીતે **અમરપુરમાં મોતીશાને** મળવાનો ઇશારો યુવરાજને કર્યો હતો. પૃથ્વી વિશાળ છે, એમ કહેવામાં **પૃથુરાજ ચોહાણ** સંબંધે ઉલ્લેખ કરે ‌ તો. આ બે મુદ્દા યુવરાજના ખ્યાલમાં તરતજ આવી ગયા અ ‌ ‌ ાબ દીધો: "તમારી સૂચનાઓ મારા લક્ષમાં રહેશે."

સૈનિકોને ખબર આપીને આવી પહોંચ્યો. કલાવતિ શ ‌ ‌ ો, અને **મોતીનાદ** તથા **રૂપાંદેને** ભેટી, જતી હતી તે ‌ ‌ યમલ્લને જતો જોઈ સેનાપતિએ પ્રશ્નસૂચક નજર રા' ત ‌ ‌ રા'એ કહ્યું: "જવા દો. એને સખ્ત તાકીદ કરી છે કે, ક ‌ ાની સ્ત્રીને પિયર મૂકીને તેણે તરતજ આ શહેર છોડી જવું."

તેઓના જવા બાદ સેનાપતિએ સૂચના કરી કે, "આ યુવકનો ‌ ‌ ય એકાન્તમાં કરવો, એવી મારી વિનતિ છે."

"તો આ બે છોકરીઓને વદાય કરો." રા'એ કહ્યું: "પુત્રી **મોતીનાદ**, હવે તું તારા મહેલમાં જા. પણ એક વાત સાંભળતી જા. ફરીથી કોઇવાર અજાણ્યાઓને તારી પાસે આવવા ન દેતી."

"અને **રૂપાંદે**" સેનાપતિએ કહ્યું: "તુ પણ હવે ઘેર જા. રાત પડી જવા પછી હવેથી તારે બહાર બીજે ક્યાંયે ન રોકાવું, સમજી કે?"

**રૂપાંદે** અને **મોતીનાદ** આ બન્નેનો મૂગો તિરસ્કાર કરી ત્યાંથી વદાય થયાં.

"સેનાપતિ" રા'એ કહ્યું: "આ યુવક કોઇ બડો ચાલાક અને ડહાપણવાળો જણાય છે."

"મહારાજ, એના ડહાપણેજ આજની મારી તમામ ઇચ્છાઓ ઉંધી વાળી છે! રાજ્યનો ખરો ગુન્હેગાર તેજ છે."

"એ ખરૂં" રા'એ વિચારશીલ ઢબે કહ્યું: "પણ એનો પરિચય જાણ્યા પછી એના મરતબા પ્રમાણે આપણે એને માન આપવું જોઇએ. કહે યુવક, તેં મારાં બાળકો આગળ કહ્યું હતું તે મુજબ, તુંજ ખરેખર **રાજમલ્લ** છે, તો પછી અમારા બોલાવ્યા પ્રમાણે, પહેલો અમને નહીં મળતાં તું આડાં અવળાં કામ કરવા કેમ પ્રેરાયો?"

"મહારાજ, મને શી ખાત્રી કે, આપ મારૂં સન્માન કરશો?" યુવકે સામો પ્રશ્ન કર્યો.

"શું તું અમારો દુશ્મન છે કે, અમે તારૂં સન્માન ન કરીએ ? મારી પુત્રીના ભાવી પતિ તરીકે કાંઇ તારો તિરસ્કાર કરવામાં આવ્યો નથી–"

"મહારાજ" સેનાપતિએ અધવચ્ચ કહ્યું: "આપ ંઢેરો વિસરી જાઓ છો. મારા વિજય-પ્રમાણમાં જે ંજય મેળવશે તેને રાજકુમારી પરણશે, એમ આપશ્રીએ જાહેર કરેલું છે."

"પણ તમે ઉતાવળા થઇ વચ્ચે શા મા ?" રા'એ કહ્યું: "આ એક ચંચળ જુવાનના જેવી ધીર તમે કેમ રાખી શકતા નથી ? હું તો કયારનો એની શાન્તિથ ીક્ષ્ી વાણીથી અને એની ઢબછબથી ચકિત થઇ રહ્યો છું. જયમલ્લ છે કે, એની તલવાર મ્યાનમાંથી કાઢે તો કોઇને માર્યા વિના મ માં પાછી ન નાંખે. એને આ તરૂણે પોતાની વાણીથી શાન્ત ાં. ઉપરાંત, અહીં આપણે કાંઇ જુદોજ મામલો ધારીને આવેલા તેને બદલે તેણે મોતીશાની સ્ત્રીને છોડાવી અને યુવરાજને નરમ ઘેટા જેવો બનાવી મને જંજાળમાંથી મુક્ત કર્યો. વળી તમો કહોછો તેમ, બજારમાં ધાંધલ કરનાર જો તે હોય તોયે કોઈ જબરી છાતીવાળો ગણાય ને ? તમારા હથિયારબંધ સૈનિકોની વચ્ચે આવવું–ઘુમવું અને પાછા છટકી જવું–વળી વણિકને નસાડવો–વળી અહીં આવવું– તમારા છોકરાને ઉચકીને પછાડવો–આ બધું કામ એણે એકલાએજ કર્યું હોય, તો, એની બહાદૂરીને શું આપણે માન ન આપવું ?"

"મહારાજ " સેનાપતિએ કહ્યું: "મને સમજ પડતી નથી કે, આપનો એના વિષે શો ઇરાદો છે ?"

"ધીરજ ધરો" રા'એ કહ્યું: "તમને બધું સમજાશે. કહે યુવક, મૂળ વાત ઉપર આપણે આવીએ. તું જાણે છે કે, આજ સુધીમાં અમે તને કદી એમ નથી કહેવરાવેલું કે, મારી મોતીનાદનો ભાવી પતિ તું નથી. તો પછી મારા બોલાવ્યાથી તું સૌથી પહેલો મનેજ આવીને કેમ ન મળ્યો ?'

યુવકના મનમાં કાંઇક જબરી ગડભાંગ ચાલી રહી હતી. "રાજમલ્લ" એ નામ પોતાને મોંયેથી તેણે દીધું નહતું. જ્યારે રૂપાંદેએ તેને રાજવંશી અને મલ્લ જેવો કહ્યો ત્યારે તેણે 'રાજવંશી મલ્લ' તરીકે પોતાને હસતાં હસતાં ઓળખાવ્યો હતો. તે પછી તો, રૂપાંદેએ, જયમલ્લે અને હમણાં રા'એ તેને 'રાજમલ્લ'

તરીકે સંબોધવા માંડયો છે અને વળી 'મોતીનાદના ભાવી પતિ' તરીકે પણ પોતાને ગણાવ્યો છે! થોડીકવાર પહેલાં તે સમજી શકયો નહતો કે, જાહેર ઢંઢેરામાં એક બાજુ વિજેતાને મોતીનાદ પરણાવવાનું વચન આપ્યું છે અને બીજી બાજુ 'રાજમલ્લ–મોતીનાદનો ભાવી પતિ' કેમ કહેવાય છે? પણ રાએ સેનાપતિએ ઢંઢેરાની યાદ આપી, તે ઉપરથી યુવકના મનમાં એક ખ્યાલ સ્ફુર્યો કે, માનો ન માનો પણ કોઇક 'રાજમલ્લ' સાથે રાજકુમારીનો વિવાહ થઈ ગયો હશે અને તે પછી આ જાહેર ઢંઢેરો કાઢવામાં આવ્યો હશે. જો એમ હોય તો, 'રાજમલ્લ' નું શું થાય? એ 'રાજમલ્લ' ને બોલાવવામાં આવ્યો હતો એમ રા' કહે છે. અર્થાત રાજકુમારીનો એક વારનો વિવાહિત પતિ પણ પાછળથી તિરસ્કારાયલો 'રાજમલ્લ' શું અહીં આવનાર હતો? કાંઈક સંયોગવશાત્ ખરો રાજમલ્લ નથી આવી શકયો તો શું હવે બનાવટી રાજમલ્લ તરીકે પોતે ઠસી બેસે? આ ગડભાંગમાં તે કયારનો ગુંચાતો હતો. દરમ્યાન રા' ગજરાજે તેને પહેલો જ પ્રશ્ન ફરીથી ઉઠાવીને પૂછયો. હવે એને શો જવાબ દેવો?

તેણે ફરીથી સામો પ્રશ્ન કર્યો: " હું પહેલો આપને મળ્યો હોત તો આપ શું કરત? "

" ચંચળ જુવાન, તારા સન્માનમાં હું જરાકે ખામી આવવ દેત નહીં. વારૂ, પહેલાં તો હું તને સખ્ત કેદખાનાની શિક્ષા કરવાના મતનો હતો; પણ મેં તારા ગુણોનો પરિચય મેળવ્યો અને તારી બાંધવની વાતો જાણી તે ઉપરથી મારો વિચાર પલ્ટાઈ ગયો છે. ઢંઢેરાને લીધે તારી થયેલી પરિસ્થિતિનું વળતર હું વાળી આપવા માગું છું. કહે, મારા અંગરક્ષક સરદાર તરીકે તું અહીં રહીશ? "

" મહારાજ, હું કાંઈ અહીં નોકરી કરવાના ઇરાદાથી આવ્યો નથી. " યુવકે જવાબ દીધો.

" તુંયે એક રાજવી છે, એ હું કયાં નથી જાણતો? તારા પિતાની મરજી પણ તેમાં તારે જોવાની હશે; પણ કાંઇ વળતરના ખ્યાલથી હું તને આ સૂચવું છું. એ વળતર માત્ર આ નોકરી નથી પણ મોતીનાદને બદલે કોઈક એવીજ પ્રતિષ્ઠિત કુળની કુમારિકા હું તને પરણાવું–દાખલા તરીકે મારા સેનાપતિની ભત્રીજી રૂપાંદે–અગર તો બીજી કોઇક— "

"મહારાજ, મહારાજ," સેનાપતિએ કહ્યું: "આપ આ યુવકનો આ કેવો વિચિત્ર ન્યાય કરો છો ?"

"તમને જો અત્યારે એનો ન્યાય ગમતો ન હોય તો તે આવતી કાલ ઉપર મુલત્વી રાખું છું. દરમ્યાન, આજની રાત મારા મહેલમાં તે ઘટતા માનપાન સાથે રહેશે."

"તેમાં મને કાંઇ વાંધો નથી." સેનાપતિએ કહ્યું: "બાકી, આપની સાથે મારે આજ બપોરે થયેલી વાતચીત મુજબ, જો એના સન્માનનું કામ મને સોંપશો તો, આપને મેં કહ્યું છે તેમ, વાંધો નહીં આવવા દઉં."

"ધીરજ રાખો, સેનાપતિ," રા'એ કહ્યું: "આજની રાત તો ભલે મારા મહેલનો તે મહેમાન રહે."

"જેવી આપની આજ્ઞા."

કાંઇક ઉંડી રમત રા' ખેલે છે, એમ યુવક સમજી ગયો. તે રા'ની સાથે તેને મહેલે ગયો અને સેનાપતિ લશ્કરને વિખેરી પોતાને મકાને ગયો.

## પરિચ્છેદ ૧૧.

### દિલની વાતો કે બાજીના દાવ ?

રા'ગજરાજે યુવકને પોતાના મહેલમાં લઇ જઇ, એક વિરામાસન ઉપર બેસી, પોતાની સામે તેને બેસાડી, પૂછ્યું:

"રાજમલ્લ, બાગમાં મેં તને કહ્યું એ યાદ છે કે, હું તને પહેલાં કેદ કરવાનો હતો ?"

"હા."

"હું તને શા માટે કેદ કરવાનો હતો, તે તું જાણે છે ?"

"ઢંઢેરો કાઢ્યા પછી આપ મારા સંબંધમાં વિચિત્ર સ્થિતિમાં મૂકાયા છો, એમ આપ માનો છો; એટલે મને કેદ કરો, એમાં નવાઇ નથી. એક નાનું બચ્ચું પણ કલ્પી શકે કે, એક મ્યાનમાં બે તલવાર નહોય."

"રાજમલ્લ, ખરૂં પૂછાવે તો તારી વર્ત્તણુકની ખ્યાતિજ મારા ઢંઢેરાની શરતનું કારણ છે"

"એ શી રીતે ?"

" મેં તને ૧૫ વર્ષ ઉપર જોયો હતો. તે વખતે તું તદ્દન નાનો એક હસતો રમતો અને ડાહ્યો છોકરો હતો. તારા પિતાએ મારી અમુક સેવાઓ બજાવી હતી તે બદલ મોતીનાદ સાથે મેં તારૂં સગપણ કર્યું હતું. "

" તો હવે આપ તે વિચાર ફેરવી નાંખીને શા માટે જૂદોજ માર્ગ લેવા ધારો છો ? "

"તારા અંતઃકરણને તે પૂછ: અને કહે જોઇએ ? તું દારૂડીઓ નથી ? જુગારી નથી ? અફીણી નથી ? પાંચ વર્ષથી મારી સમક્ષ તારી ચાલચલગતની ફરિયાદો આવતી રહી છે. જે ને તે મને કહ્યા કરે છે કે, તું ખરાબ ચાલનો યુવક છે—"

" આપે મને કેવો જોયો ? મારી ચાલચલગતની ખ્યાતિ જેવોજ કે બીજા કોઇ સ્વરૂપમાં ? "

" મેં તો તને બાગમાં જયમલ્લ અને મોતીનાદ સમક્ષજ તારી ચાલચલગત તારે મોઢે વર્ણવતો સાંભળ્યો. હું અને મારો સેનાપતિ ઝાડને ઓથે સંતાઇ રહ્યા હતા. તુંજ કહેતો હતો કે, હું ધુની છું, જુગારી છું, નીશાબાજ છું, રખડેલ છું—"

" હાઃ હાઃ " યુવકે હસવા માંડયું.

" બેશરમ ? હસીને તારી વર્ત્તણુંકનો વધુ પુરાવો આપે છે ? "

" રાજેન્દ્ર, આપની અસંબદ્ધતા ઉપર હું હસું છું. આપે બાગમાં મને કહ્યું હતું કે, તારા ગુણોનો મેં પરિચય મેળવ્યો તેથી તને કેદ કરવાનો વિચાર બંધ રાખ્યો છે. હવે આપ કહો છો કે, હું જુગારી, નીશાબાજ વગેરે વગેરે છું ! ત્યારે હું ગુણવાન કે દુર્ગુણી એ મને નથી સમજાતું. "

" મને પણ તારી બાબતમાં એજ સમજાતું નથી કે, તું કેવો છે ? તેં બાગમાં તારા દુર્ગુણોની વાતો કરી; પણ અહીં જુનાગઢમાં આવી તેં પરાક્રમો બતાવ્યાં ! ત્યારેજ હું તારી પાસેથી ખુલાસો માગું છું કે, તું કેવો છે, એ કબૂલ કરી દે. "

" મેં તો બાગમાં જે કબૂલ કર્યું છે, તેજ ફરીથી કબૂલ કરૂં છું. બાગમાં મને સાંભળનારાઓએ મારૂં કહેવું નહોતું માન્યું. આપને તે માનવું હોય તો માનો ને પછી જે કરવું હોય તે કરો. હું ખાત્રી રાખીને આવ્યો છું કે, અત્યારે અથવા તો સહવારે હું તુરંગમાંજ જઇશ; અથવા તો મારૂં ખૂન કરવામાં આવશે. માર્ગમાંનો કાંટો

એક સાધારણ માણસ પણ દૂર કરે છે તો પછી આપ જેવા મહા-સમર્થ રાજવી બહુ સહેલાઇથી એ દૂર કરે, એમાં શી નવાઇ ?"

"યુવક, યુવક, એવું આડું આડું ના બોલ. હું તને કેદમાં નહીં નાંખું. તારૂં ખૂન પણ નહીં થવા દઉં."

"ત્યારે પછી શું કરશો ?"

"મેં તને બાગમાં કહ્યું હતું તે. તને હું મારો અંગરક્ષક નીમવા તૈયાર છું: પણ શરત એ કે, તારી ચાલચલગત તારે સુધારવી."

"મારી એક વાત સાંભળી લ્યો. હું જેવો છું તેવોજ રહીશ."

"શું તું જુગારી અને દારૂડીઓજ રહીશ ?"

"દરેક રજપૂતે સમય આવ્યે એવા થવું પડે છે."

"વારૂ. તું જેવો છું તેવો રહેજે; પણ તે સાથે તું જે તલ-વારબાજી ચલાવે છે તે પણ કાયમ રાખીશ ને ? કોઇ અણધાર્યા આફતના પ્રસંગે મને તારી તલવારની મદદ જોઇએ તો આપીશ ને ?"

"મેં કહ્યું ને કે, હું જેવો છું તેવોજ રહીશ. આપે મને તલવારબાજીમાં પ્રવીણ જોયો હશે તો મારી પ્રવીણતા જતી નહીં રહે. આપે મને નામર્દ તરીકે જોયો હશે તો હું તેવોજ રહેવાનો !"

"બહુ વિચિત્ર જુવાન !" રાંગજરાજે સ્વગત કહ્યું. થોડા-વાર બાદ તેણે યુવકને પૂછ્યું: "મેં બાગમાં તને એક બીજી સૂચના કરી હતી તે યાદ છે કે ? તને મેં પ્રતિષ્ઠિત કુળની એક કુમારિકા પરણાવવા કહી હતી. શા ઇરાદાથી હું તેમ કરવા માગું છું તે તું જાણે છે ?"

"આપ 'વળતર' 'વળતર' એવું કાંઈક બોલતા હતા એ મને યાદ છે. રાજેન્દ્ર, આ તે કાંઇ કુંભારનાં ઘરનાં હાલ્લાનો કે બજારમાંના કોઇ માલનો સોદો છે કે, એક નહીં ને બીજું અપાય ? એમ તો હવે પછી આપ કોઈ જીતનારને પણ કહેશો કે, મારી પુત્રી પરણાવવા જાહેર ઢંઢેરામાં લખ્યું છે ખરૂં; પણ તેને બદલે હવે તો બીજી કોઈક પરણાવીશ !"

"રાજમલ્લ, તારી દલીલથી મને ગુસ્સો ઉપજતો નથી. એનું એક કારણ છે. જયમલ્લ અહીંથી ગયો એટલે મારા મનમાં કોણ જાણે ન સમજાય એવો ઝાટકો વાગ્યો ! હું સાચુંજ કહું છું કે, મેં દેશવટાનો હુકમ એના માટે કાઢ્યો ખરો; પણ બાગમાં મને સહેજ

પસ્તાવો થયો. ક્યારે ? તને મેં જોયો ત્યારે. સેનાપતિને મારવા તૈયાર થયેલા જયમલ્લને શાન્ત કરવામાં તું ફાવ્યો. તારા એજ કામે મારા મન ઉપર પ્રબળ છાપ પાડી. જયમલ્લે મને સેનાપતિની ભાવી પ્રબળતાનાં કહેલાં વેણુ અચાનક યાદ આવ્યાં. ભાવી કોઈ કળી શકતું નથી; પણ ચેતેલા રહેવું સારૂં; આથી એક બહાદૂર મારી પાસે ને પાસે મારા રક્ષણુ માટે મારે રાખવો જોઇએ, એમ મને લાગ્યું અને તેથી તારા માટે મેં વિચાર પલ્ટાવી નાંખ્યો કે, તને કેદ ન કરવો. જો હું તને કેદ ન કરૂં તો મારે તને મોતીનાદ પરણાવવી જોઇએ. પણ મોતીનાદ માટે તો જાહેર ઢંઢેરો નીકળી ચૂકયો છે. એટલે હવે કોઇ પણ રીતે તારૂં મન મારે મનાવી લેવું જોઇએ. રાજમલ્લ, તેથીજ હું ચાહું છું કે, મારી સુચના તું માની જા."

"હું માની જઉં; પણ મને ઓળખનારાઓ મારા આ સોદા માટે મને શું કહેશે ?"

"તને ઓળખનારાઓ આ રાજ્યમાં છે કોણુ ? સેનાપતિજ ભરબજારમાં તને ઓળખી શકયો નહતો ! હું પણ તારી વાતચીત છુપી રીતે સાંભળી ગયો ત્યારે જ તને ઓળખી શકયો ! ૧૫ વર્ષ ઉપર મેં તને જોયેલો. તે પછી તો તું આ તરફ કદી આવ્યો નહતો. અત્યારે તારામાં કેટલો બધો ફેરફાર પડી ગયો છે ? તું 'રાજમલ્લ' છે એમ અમે ન કહીએ ત્યાં સુધી તને ઓળખે એવું આ રાજ્યમાં તો કોઇ નથી."

યુવકને હવે આ ભૂલનો ખરો ભેદ મળ્યો.

તેણે કહ્યું: "અહીં મને કોઇ ઓળખતું નથી તેથી હું બીજી કન્યાને પરણું; તે બાદ હું ધારૂં છું કે, મારે મારૂં નામ ફેરવવું પડશે."

"હા. એમ પણ કરવું જોઇશે. અને એમાં તને કાંઈ વાંધો નહીં હોય એવી મારી ખાત્રી છે. તું નામ બદલીશ તેથી મારો એક હેતુ સિદ્ધ થશે. પૃથ્વી પર રાજમલ્લની હયાતીજ નથી એમ હું જગતને કહી શકીશ અને ઢંઢેરામાં જે શરત મેં દાખલ કરેલી છે તે હું માનભેર પાળી શકીશ."

યુવકને અગાઉથી લાગ્યું હતું કે, રા' કાંઈક રમત રમે છે. હવે તેની રમતનો પૂરેપૂરો ખ્યાલ યુવકને આવી ગયો. તેણે આ રમત પૂરેપૂરી રમવા વિચાર રાખ્યો અને કહ્યું: "પણ કૃપાળુ, મને આનો બદલો બહુ ઓછો મળે છે."

"સેનાપતિની ભત્રીજી હું તને પરણાવીશ, એ શું ઓછો બદલો છે? અને એ બદલો આપવામાં હું કેવું જોખમ ખેડું છું એનો તને ખ્યાલ નથી. સેનાપતિને મનાવતાં મને ખૂબ મહેનત પડશે. તે તો તને કેદ કરવા અને તારૂં અસ્તિત્વ નાબૂદ કરવા માગે છે; પણ તારી ચાલાકીથી મારી મેળે મેં તને બદલો આપવા અને એક લાયક માણસને મારા પક્ષમાં લેવા વિચાર કર્યો છે."

"મહારાજ, આપને હું સ્પષ્ટવક્તા લાગું તો માફ કરજો. મારૂં મન માનતું નહોય તોપણ હું માની જાઉં એ કેમ બને?"

"સંજોગો જોતાં તારૂં મન મનાવવા તારે કોશિષ કરવી જોઇએ. તારો પ્રાણ જાય તેના કરતાં આ બદલો ઓછો નથી. એક વધુ મુદ્દો સાંભળ. તારા અંગત વિરોધી થઇ પડેલા સેનાપતિની ભત્રીજીને તું પરણશે, એમાં આડકત્રી રીતે તું સેનાપતિના માનની હાનિ કરનારો થઇ પડશે, એ તારા ખ્યાલમાં આવે છે?"

ઉપલા પ્રશ્નમાં યુવકે રા'ના દિલની એક નવી વાત જાણી. સેનાપતિના માનની હાનિ આડકત્રી રીતે કરાવવામાં શું રા' ખુશી છે? ભરબજારનો પ્રસંગ તેની નજર આગળ તરવરી રહ્યો. સેનાપતિને રા'એ વત્સરાજ ઉપર જુલ્મ ગુજારવા સદર પરવાનગી આપી હતી. રા'એ તે દાખલામાં સેનાપતિનું સર્વોપરિ માન રાખ્યું હતું અને હવે પાછો તેજ રા' સેનાપતિની આડકત્રી માનહાનિની વાત કેમ કરે છે? તેને કલાવતિનો પ્રસંગ યાદ આવ્યો. કલાવતિની આબરૂ લેવરાવવા ચુડામણિ તત્પર થયો તેમાં યૂવરાજે ભંગ પાડયો. એ પછી રા' અને ચુડામણિ બાગની આસપાસ લશ્કરનો ઘેરો ઘાલી બળાત્કારેજ કલાવતિ પર જુલ્મ ગુજારવા આવ્યા અને તેમાં આડે આવનારને કેદ કરવા જોઇએ, તેને બદલે વાતચીત દરમ્યાન બોલમાં સપડાઇ જવાથી–સેનાપતિના મોં ઉપર કચવાટની લાગણી દેખાવા છતાં પણ–રા'એ કલાવતિનો છૂટકારો કર્યો! વળી યૂવરાજને દેશવટો દીધા પછી રા' કહે છે કે, એ બદલ તેને સહેજ પસ્તાવો થયો! વળી રાજમલને કેદ કરવાનો હતો છતાં હવે તેને રૂપાંદે પરણાવવા અને અંગરક્ષક બનાવવા તે તત્પર થાય છે! આ બધા પ્રસંગો યાદ લાવી, અને તેમાં રા'ના ઉલટપાલટ વર્ત્તનનો ખ્યાલ કરી, યુવકે રા' વિષે એવો અભિપ્રાય બાંધ્યો કે, તે દઢ મનનો નથી. મનસ્વી છે. તરંગી છે. એકવાર કરેલા વિચારને પલકમાં પલ્ટાવી દે એવો છે. જે દઢ ન

હોય, જેનું ચિત્ત અવ્યવસ્થિત હોય, જે ઘડીકમાં એક અને ઘડીકમાં બીજો હુકમ કરે, તેનો કૃપાપ્રસાદ શા ઉપયોગનો ? કહ્યું છે કે: अव्यवस्थित चित्तानां प्रसादोऽपि भयंकरः ॥ એ મુજબ શા' આજે આ કૃપા બતાવે છે. પણ કોણ જાણે છે કે, આવતી કાલે તે પોતાનો વિચાર નહીં ફેરવે ? વળી તેને વિચાર આવ્યો: કદાચ શા' સોગઠાં-બાજીના દાવ ખેલતો નહીં હોય ? કદાચ અંતરમાં કાંઇક અને બહારથી કાંઇક એવી વાત તો નહીં કરતો હોય ? યુવક તો પોતાને પાસા ફેંકનાર તરીકે ઓળખાવતોજ રહ્યો હતો. શા'ની રમતનો પૂરેપૂરો વિચાર કરી જોવા માટે તેણે તેને વિનતિ કરી કે, "વિચાર માટે મને મહેતલ મળવી જોઇએ."

તરતજ શા'એ જવાબ દીધો: "બેશક, એક બે દિવસ તું ભલે વિચારમાં ગાળ: મેં તેથીજ તને મારા મહેલમાં રાખ્યો છે. પણ એક વાત યાદ રાખજે. મારી સાથેની તારી અત્યારની વાતચીત અને તેમાં મારા દિલના કાઢેલા કેટલાક ઉભરાનો એક અક્ષર પણ તું કોઇને કહીશ, તેજ પળે તારૂં અસ્તિત્વ નાબૂદ થશે."

"ઠીક" યુવકે કહ્યું: "અને હું વિચાર કરૂં તે દરમ્યાન આપ પણ એક વિચાર કરશો કે, અંગરક્ષકની નોકરીને બદલે મને કોઇ બીજો ઓધ્ધો આપના રાજ્યમાં આપી શકશો કે કેમ ?"

"ઓદ્ધા બદલ તારૂં મન માનતું નથી ? વારૂ. એનો પણ નિકાલ કરી આપીશ. એ સિવાય બીજું કાંઇ ?"

"હાલ તુર્ત કાંઇ નહીં."

તેઓ જૂદા પડયા. શા'એ એક હજુરીઆને બોલાવી કેટલીક સૂચનાઓ આપી. એ મુજબ યુવકને એક અલગ પણ સુન્દર ખંડ ઉતારા તરીકે અપાયો.



# પારચ્છેદ ૧૨.

## " પ્રણામ, માતૃભૂમિ ! "

મધ્યરાત્રિનો અમલ જામવાની તૈયારી છે. જુનાગઢમાં હમેશાં મધ્યરાત્રિ વીતી જાય તોય બજારમાં કોઇકિ કોઇકિ વેપારીઓની દુકાનો ખુલ્લી રહેતી. ક્યાંક ક્યાંક લહેરી લાલાઓ કે ટોળીઆઓની ટોળીઓ ઉભે ઉભે અથવા ટોળે મળીને ગપ્પાં સપ્પાં હાંકતી; પણ આજ રાતે એવું કાંઇ જણાતું નથી. વસ્તીનો એક પણ માણસ શહેરમાં ફરતો જણાતો નથી. માત્ર માણસો જ નહીં; પણ પશુપંખીયે જાગતાં જણાતાં નથી. એનાં કારણો અનેક છે. ગીરમાંથી સિંહ છુટયા છે એવી પ્રજાને ધાસ્તી છે. નગરશેઠ મોતીશાની સ્ત્રીને સેનાપતિના મકાનમાંથી બચાવીને કોઇ સૈનિક નાસી ગયો છે, તેની શોધમાં લશ્કરીઓ શહેરના જુદા જુદા લત્તાઓમાં દોડધામ કરી રહ્યા હોવાથી જાસ્તી ગુજરવાની ધાસ્તીમાં લોકો ઘરોમાં ભરાઇ રહ્યા છે. સેનાપતિએ આજ બપોરે જુનાગઢના ભરબજારમાં જે ત્રાસ વર્તાવ્યો હતો અને તે પછી કલાવતિ પ્રત્યે જબરદસ્તીનો જે પ્રસંગ ઉભો કર્યો હતો, તે સંબંધમાં દુર્મુખશા અગ્રેસર થયો હોવાથી તેના વિષે લોકમાં તરેહ તરેહની ભયંકર અફવાઓ ફેલાઇ રહી છે. દુર્મુખશા, વસ્તીનો માણસ અને તે છતાં વસ્તીની વહુબેટીઓ ઉપરના જુલ્મમાં તે સાથી થાય, એ લોકને ગમ્યું નથી; તેથી તેના તરફ મૂંગો તિરસ્કાર દર્શાવવા માટે વેપારીઓ અને ધંધાદારીઓએ રાતના રજમાત્ર કામ કરવું બંધ રાખ્યું છે અને પોતાને ઘેર તેઓ ચાલ્યા ગયા છે.

જુનાગઢની આવી સુમસામ સ્થિતિ છે. તે વખતે કલાવતિના પિતાના ઘરનાં બંધ બારણાં બહારથી ઠોકવામાં આવ્યાં અને "ખોલો, ખોલો" એવા અવાજો થઇ રહ્યા. પાડોશીઓ અર્ધ ઉઘાડાં બારી બારણાંમાંથી જોવા લાગ્યાં કે, આ અવાજો કોણ કરે છે? સૈનિકોને જોઇ ડરથી તેઓએ તે બંધ કરી દીધાં.

કલાવતિના પિતાએ મકાનની અંદરથી પૃછ્યું: "કોણ છે? શું કામ છે?"

"સેનાપતિએ અમને મોકલ્યા છે;" એક સૈનિકે કહ્યું. આ જવાબ સાંભળીને તેઓની સાથે જયમલ્લ હતો, તેણે તે સૈનિકને કહ્યું: "એવી ડરાવનારી વાણીમાં ના બોલ." તેણે બહારથી જ કલાવતિના પિતાને ઉદ્દેશીને કહ્યું: "વણિક મહાજન, તમારી પુત્રીને સહીસલામત

તમારે ત્યાં પહોંચાડવા આવ્યા છીએ. હું જયમલ્લ છું. બિના દહેશતે દ્વાર ખોલો."

બારણાં ઉઘડયાં અને પિતાપુત્રી સપ્રેમ ભેટયાં. " બાપુ " આભારભર્યા સાદે વણિક બોલ્યો: " મને ખાત્રી હતી કે, રા'નું રતન અંધારામાં પણ પ્રકાશ આપશે જ. પધારો, મુજ ગરીબનું આગણું પાવન કરો. "

" નહીં. સુજ્ઞ વણિક મહાજન " જયમલ્લે કહ્યું: " મારા પિતાએ મને દેશવટો દીધો છે, એ તમે જાણો છો. મધ્યરાત્રિ થવા આવી છે. મારે હવે અહીં રોકાવું ન જોઇએ. તમારી પુત્રી પાસેથી તમે બધી વિગત જાણશો. મને સોંપાયલું એક કામ બાકી રહે છે. તે આજ નહીં પણ હવે કરીશ, એની ખાત્રી તમને તેમજ તમારી પુત્રીને આપું છું. "

જયમલ્લ પોતાના ઘોડાને એડી મારી અને ઘોડો ઉછળીને શહેરના દરવાજાને માર્ગે દોડયો. સૈનિકો તેની પાછળ ગયા. દરવાજા આગળ આવી પહોંચતાં કાળો પોષાક અને કાળો ઘોડો તેને માટે અગાઉથી તૈયાર રખાયલાં માલુમ પડયાં. તેના પોતાના આશરે દશેક વફાદાર અંગરક્ષકો તેની વાટ જોતા પોતાના ઘોડા સહિત ઉભેલા માલુમ પડયા.

જયમલ્લે તેઓને પૂછ્યું: " તમે અહીં કેમ ? "

" જ્યાં આપ ત્યાં અમે. જે આપની હાલત તેજ અમારી. " એકે જવાબ દીધો.

" અમે આપની સાથે જીવના જોખમે પણ રહેવાનો નિર્ધાર કર્યો છે. " બીજાએ ટાપશી પૂરી.

સગો બાપ તો કાચા કાનને લીધે પલ્ટયો; પણ આ પારકાઓ પોતાના થઇને રહ્યા. જીવને જોખમે પણ સાથ ન છોડવા પ્રતિજ્ઞા-વાળા બન્યા, એ જોઇને જયમલ્લનું હૃદય ભરાઇ આવ્યું.

સહેજ ગળગળા અવાજે તે બોલ્યો: " મારા બહાદૂર સાથીઓ, તમારી વફાદારીથી હું પ્રસન્ન થાઉં છું; પણ મારી ખાતર તમે દેશવટો ન લ્યો. પ્રેમ કેવી વસ્તુ છે, એ હું આજ સમજ્યો. પ્રેમની લાગણી પારકાઓને પોતાના બનાવે છે અને સગપણ જ પ્રેમ નીપજાવતું નથી, એ મારા ખ્યાલમાં આવ્યું. જાઓ, મારા ભાઇઓ, તમે દુઃખ વેઠવા મારી સાથે ન આવશો. મારા લલાટમાં જે લખ્યું હશે, તે હું ભોગવી લઇશ. "

તેના વફાદારોમાંથી એક પણ ન ચસક્યો. તેઓએ તેની

સાથે જ જવાનો આગ્રહ કર્યો. જયમલ્લે તેમને બહુબહુ સમજાવ્યા પણ તેઓ એકના બે થયા નહીં. આખરે તેઓને સાથે લેવાનો તેણે ઠરાવ કર્યો.

કાળો પોષાક તેણે પહેર્યો. માતૃભૂમિ તજી જવી અને તે પણ અનિચ્છાએ–અપમાનિત સ્થિતિમાં–એ કોને ગમે ? એ પોષાકમાં જાણે લાખ્ખો કીડીઓ ભરાઇ રહી હોય અને પોતાના શરીરમાં ચટકા ભરતી હોય, એમ તેને લાગ્યું. તેની નજર કિલ્લા તરફ ગઈ. જાણે તેની એકેક એક ઇંટ તેના પર પડવાની તૈયારીમાં હોય, એમ તેને લાગ્યું. તેનું મોં ગ્લાનિભરેલું બની ગયું. દેશવટાથી તેને દુઃખ થાય છે, એમ તેના સૈનિકોએ જોયું. એમાંના એકે તેની આ લાગણી પલ્ટાવવા કહ્યું: "બાપુ, ક્ષત્રિબચ્ચા હસતે હસતે જ દુઃખ સહન કરે. રડતી સુરત કરી જનુનીની કુખ ન લજવે—"

એ આગળ બોલવા જતો હતો ત્યાં દરવાજા ઉપર મધ્યરાત્રિએ હમેશાં વાગતી નોબતનો ડંકો સંભળાયો અને એ ડંકો સાંભળી જયમલ્લના એજ સાથીદારે કહ્યું: "બાપુ, આપની વદાયના આ શુભ શુકન ! નોબત ગડગડે છે અને આપની ફત્તેહની ભવિષ્યવાણી બોલે છે ! બોલો, દોસ્તો, 'યુવરાજ જયમલ્લની જય.'" સાથીદારોએ ગગન-ભેદી સ્વરે એ શબ્દોનો પડઘો પાડયો. નોબત જોશભેર વાગવા માંડી.

સાથીદારોના આ પ્રકારના ઉત્તેજને અને નોબતના ગગડાટે જયમલ્લની ખિન્નતાની લાગણી પલકારામાં પલ્ટાવી દીધી. તેનામાં સ્ફુર્ત્તિ આવી. અંગેઅંગમાં આનંદ પ્રસરી રહ્યો. વિજળી જેવી ઝડપ-થી તે કાળા ઘોડા પર સ્વાર થયો અને "પ્રણામ, માતૃભૂમિ, છેલ્લા પ્રણામ. કુળદેવી, છેલ્લા પ્રણામ !" એમ બોલતાં તેણે ઘોડાને એડી મારી.

"જય ગીરનારી ! જય જગદંબે ! જય જુનાગઢ કી ! " એમ બોલતા તેના સાથીદારોએ પણ તેની પાછળ પોતાના ઘોડા દોડાવી મૂકયા.

દરવાજા માંહેલા સૈનિકો આ અજબ ઉત્સાહથી ચકિત થઈ ગયા. તેઓને ખાસ કરીને જયમલ્લના વફાદાર સાથીઓના વર્ત્તને તાજુબ કર્યા. પોતાનો ધણી જે વેળા રડી દેવાની તૈયારીમાં હતો તે વેળા તેનામાં નવું ચેતન રેડી આનંદ, ઉત્સાહ અને ચપળતાનો સંચાર કરનાર આ નોકરોને ધન્ય છે, એમ તેઓના અંતઃકરણને લાગ્યું.

નોબત પૂરી થઇ. જુનાગઢના દરવાજા બંધ થયા. સૈનિકો તેમના મુકામે પાછા ફર્યા.

---

## પરિચ્છેદ ૧૩.

### ચંદ બરદાયીનો મળાપ.

કાળી કરાળ અંધારી રાત્રિ ફેલાયલી છે. આકાશરૂપી કાળા ચંદરવામાં ઝળુકતા હીરાની માફક તારલાઓ ચમકી રહ્યા છે. પૃથ્વી પર પવનનો સંચાર જરીકે નથી. ઝાડવાંનાં પાંદડાં કે ડાળખાં હાલતાં નથી. ઉજાસનો જરીકે આભાસ જણાતો નથી. સિમાડાની ઝાડીઓમાં કે કોતરમાં ભરાઇ રહેલાં શિયાળવાં રૂદન કરે છે. ગીરમાંનાં હિંસક પ્રાણીઓના ઘુરકાટ સ્પષ્ટ સંભળાય છે. એ સિવાય જનગણની શૂન્ય નિઃશબ્દતા સર્વત્ર છવાઇ રહેલી છે. એમાં અગીઆર ઘોડેસ્વારો ચૂપચાપ પોતાના ઘોડા પૂરપાટ દોડાવી રહ્યા છે. કેંક વાર સુધી તેઓ એજ સ્થિતિમાં રહ્યા પછી આગળના એક સ્વારે ઘોડો જમણી બાજુએ આડો ફેંટાવીને પાછળના સ્વારને કહ્યું: "બાપુ, અમરપુરનાં ખોયડાં એ દેખાય. આપણે ત્યાંજ મુકામ કરવો છે ને?"

"હા, ત્યાંજ." તે સ્વાર જે જયમલ્લ હતો, તેણે જવાબ દીધો: "સુરસિંહ, તમારી આંખ ચપળ છે, હોં? અંધારામાં પણ તમે વાટ ન ભૂલ્યા!"

"રાત દિવસનો અમારો રસ્તો આંખે પાટા બાંધીને જઇએ તોય ભૂલીએ નહીં, અન્નદાતા." એક બીજાએ ટાપશી પૂરી.

તેઓ જમણી બાજુના રસ્તે આડા ફંટાયા. જરાક આગળ જતાં ખોયડાની હારકટાર શરૂ થઇ. ઘોડાઓની ઝડપ બંધ પડી. રવાલ ચાલે તેઓ ચલાવવામાં આવ્યા. ગામડાના એક પણ ઝુંપડામાં દીવો બળતો નહતો. એથી કોનું કિયું ઝુપડું એ ન સમજાય એ સ્વાભાવિક હતું; પણ આગળનો સ્વાર સુરસિંહ કોને ત્યાં જવું છે, તેનાથી સંપૂર્ણ માહિતગાર જણાયો. એકે એકે અનેક ખોયડાંઓ આગળથી તેઓ પસાર થયા. અહીં તહીં નાના નાના રસ્તાઓની ગલીઓમાંથી ગયા અને પછી એક સહેજ મોટા મકાન આગળ આવી તેઓ થંભ્યા.

"મુખીનું મકાન આ કે?" જયમલ્લે ધીમા સ્વરે પૂછ્યું: "એને બિચારાને ઉંઘમાંથી જગાડવો પડશે."

"પણ એથી એને લગારે કંટાળો નહીં ઉપજે બાપુ." સુરસિંહે

જવાબ દીધો: "એના સ્વભાવનો જોટો લાખમાંથી એકમાં જડવો મુશ્કેલ છે. જાતનો બારોટ છે. પણ વટવાળો ને બહાદુર. દિલ્હીના સમર્થ મહારાજા પૃથુરાજના દસોંદી ચંદ બરદાયીનો સગો થાય છે."

"એમ ?" જયમલ્લે આશ્ચર્યથી પૂછયું.

મકાનની એક બારી એ વખતે ઉઘડી અને એક પડછંદ કાયાની આકૃતિએ તેમાં દેખા દઇ સવાલ કર્યો: "કેમ ? કોણ છે ? મારૂં નામ કોણે દીધું ?"

"અવાજ મુખીનો નહોય " સુરસિંહ ધીમેથી જયમલ્લને કહ્યું: પણ એ ધીમો સ્વર બારીમાંના માણસે સાંભળ્યો અને જવાબ દીધો: "ના. મુખીનો નહોય–ચંદ બરદાયીનો. પણ તમે છો કોણ ?"

"અહો ! ઠીક મેળાપ થયો." જયમલ્લે કહ્યું: "સુરસિંહ, આપણી ઓળખાણ આપો અને મુખીને ઝટ જગાડો."

મકાનમાં એ વેળા દીવો પ્રકટયો. જયમલ્લે જોયું કે, પ્રભાવ પડે એવા વદનવાળો અને પ્રચંડ કાયાનો બારોટ બારીમા ઉભો છે.

"જુહાર બારોટજી" સુરસિંહે કહ્યું: "રા'મહીપાળના દેશવટો પામેલા યુવરાજ જયમલ્લજી અને તેમના સાથીદારોના તમને જુહાર છે. મુખી જાગ્યા છે ને ?"

બારીમાં એક બીજી વ્યક્તિ દેખાઇ. દેખાવમાં એ પ્રતિભા ઉપજાવે એવી નહતી પણ એનો અવાજ નીકળ્યો ત્યારે તે માન ઉપજાવે એવો જણાયો. "પધારો, બાપુ, પધારો." એ મુખી પોતે હતો. તેણે કહ્યું: "આપના દેશવટાનો ઢંઢેરો અહીં અમે સાંભળ્યો છે; પણ મારૂં ઘર પૂછતા આવે એ મહેમાન મારે માથે. મારા ઘરમાં એમને આવવા દેતાં હું કોઇથી ન બીઉં."

મુખી બારી આગળથી જતો રહ્યો. સુરસિંહે જયમલ્લને કહ્યું: "સાંભળ્યું બાપુ, રા'ની બીક વિનાનાં કેવાં એનાં બહાદુરી ભરેલાં વેણ હતાં ?"

"બીજાઓમાં શૂરાતન ઉપજાવનારી જાતિ પોતે શૂરી અને નિડર જ હોય, એમાં નવાઈ નથી." જયમલ્લે અભિપ્રાય આપ્યો.

ઘરનું બારણું ઉઘડયું. દીવા સાથે મુખીએ બહાર આવી સૌનું સ્વાગત કર્યું. ઘોડાઓ ઉપરથી સ્વારો નીચે ઉતર્યા. મકાનની પાછળના વંડામાં ઘોડાઓને બાંધવા મુખીનો છોકરો લઇ ગયો અને મુખી જયમલ્લને તથા તેના સાથીદારોને લઇને મકાનમા ગયો.

અંદર જતાં તેઓ સૌ ગોળ કુંડાળામાં ગોઠવાઇને બેઠા. **ચંદ** બરદાયીને જોઇને **જયમલ્લે** કહ્યું: "જેની વીરતા માટે મને અનહદ માન છે, એવા **પૃથુરાજ** મહારાજના પ્રતાપી દસોંદીને જોઈ મને ઘણો આનંદ થયો."

"મોઢાનો આનંદ મને વિશ્વાસ ન ઉપજાવે." મોટા અવાજથી **ચંદ** બરદાયી બોલ્યો: "રાજવંશી જુવાન, જો વીરતા માટે તને માન હોય તો, હવે દેશવટામાં સીધી વાટ દિલ્હીની લે. મારા અન્નદાતાના દરબારમાં મુબલક માન અને બહાદૂરીનાં કામ તારી વાટ જુએ છે. જેની નામના નવે ખંડમાં થઇ છે, જેના તેજથી દેવો પણ અંજાઇ ગયા છે અને જેના અવાજથી શાહ ઘોરી પણ ધ્રુજી ઉઠયો છે, એ ચોહાણ કુળભૂષણમણિ **પૃથ્વીરાજના** દરબારમાં જો લાયકનાં લાયક મૂલ ન થાય તો આ **ચંદ** પોતાની અડધી મૂછ કાપી નાંખે."

"હું માનું છું કે, પ્રતાપી **પૃથુરાજ ચોહાણના** દરબારમાં લાયક માન મળતું હશે," **જયમલ્લે** કહ્યું.

"મળતું હશે નહીં પણ મળે છે. સાંભળ." **ચંદે** કહ્યું: "ગુજરાતના રાજા **ભોળા** ભીમદેવના કાકા **સારંગદેવ** મરણ પામ્યા ત્યારે તેના સાત દીકરા **પ્રતાપસિંહ**, **અરિસિંહ**, **ગોકળ**, **ગોવિંદ**, **હરિસિંહ**, **શ્યામ** અને **ભગવાન**–એમણે **ભીમદેવ** ઉપર બહારવટુ લીધું. **ભીમદેવ** એમને પકડવાની પેરવીઓ કરતો હતો. છોકરા એવા ચાલાક ને બહાદૂર કે **ભીમદેવની** સ્વારીના હાથીનું પૂછડું કાપી તેને ગુસ્સે કર્યો. **ભીમદેવે** તેમને પકડવા સૈન્યનાં સૈન્ય મોકલ્યાં. છોકરા મુંઝાયા. તેઓ મહારાજ **પૃથુરાજના** દરબારમાં આવ્યા. મહારાજે એમને ઘણું માન આપ્યું અને એ સાતે ભાઇઓને પોતાના દરબારમાં સરદારીના પદ્દા કરી આપીને રાખ્યા. આવા તો કંઇક શૂરવીરોનો પાલણહાર પ્રતાપી **પૃથુરાજ** છે."

"હું એ કબૂલ કરૂં છું કે, પૃથુરાજ પ્રતાપી અને શૂરવીરોનો પાલણહાર છે." **જયમલ્લે** કહ્યું: "પણ મારૂં તાત્કાળિક લક્ષ્ય તમે જાણો છો? મારા પિતાનો માનીતો થઇ પડેલો એક પાખંડી સેનાપતિ—

"હં. હં. **ચુડામણિને**? એના મનમાં **વત્સરાજને** હરાવવાથી કંઇક મદ ચઢયો છે અને તે દેશોદેશ જીતવા જવાનો છે, એ હું

જાણું છું." ચંદ કહ્યું: "પણ હું ખાત્રીથી કહું છું કે, એનો મદ વત્સરાજનો દીકરો જરૂર ઉતારશે."

"વત્સરાજને પુત્ર છે? હજી નાનો હશે!" ચંદ બારોટની સમિપમાંજ એક પથારીમાં સુતેલો એક રજપૂત બોલ્યો.

"નાનો તોયે સિંહબાળ છે. તમને વાણીઆભાઇને એની શી ખબર કે, એ હાલમાં કઈ તજવીજમાં છે અને એની પૂંઠે કેવા કેવા ભડવીરો ઉભા છે? એની પૂંઠે ખુદ મહારાજ પૃથુરાજનો બનેવી પંજુન કછવો છે. એને ચંદાઇલ લોકના દેશની રાજધાની મહોબાનો હાલમાં સુબો બનાવેલો છે. બાકી, એ તો જયપુરને ઇશાન ખૂણે સાત ગાઉને અંતરે આવેલા અંબરનો મુલ્કાધિપતિ છે. એના દરબારમાં વત્સરાજના બે સાળા આદલ અને ઉદલ નામે સામંતો છે. એ આદલ-ઉદલની જોડી એવી તો બહાદુર અને પરાક્રમી છે કે, શાહબુદીન ઘોરી પણ રાડ નાંખી ગયો છે. ઉત્તર તરફના હુમલાઓ હઠાવનાર આ જ પંજુન કછવો અને તેના સામંત આદલ-ઉદલ! ખૈબરઘાટની લડાઇમાં શાહબુદ્દીનને હરાવી ગીઝની સુધી તેની પૂંઠ પકડનાર એ પણ આ ત્રણ જ! ચંદાઇલ લોકનો દેશ પંજુને કેમ જીત્યો એ જાણો છો? ત્યાંના મૂળ રાજાનું નામ પરમાલ હતું. મહારાજ પૃથુરાજ ચોહાણે તેની સામે યુદ્ધ આદર્યું ત્યારે ચોહાણના લશ્કરનો નાયક પંજુન હતો. એ એક મહાભારત યુદ્ધ હતું. પરમાલ રાજાના ૫ સરદાર, ૩૦ હાથી અને ૧૨૦૦૦ માણસો માર્યા ગયાં અને મહારાજ પૃથુરાજ તરફના ૫૦ રજપૂત, ૧૦૦ ઘોડા અને ૫ હાથી મરાયા. લશ્કરને મોખરે ઘુમતા પંજુન સરદારને શત્રુનાં તીર અને ભાલા વાગવાથી મૂર્છા આવી હતી. એ મૂર્છામાંથી મેં ચંદ બારોટે પાણી છાંટી એમને શુદ્ધિમાં આણ્યા હતા. હોશિયાર થઇ એમણે તો ફરીથી બમણા જુસ્સાથી લડવા માંડયું! એ લડાઈનો રંગ તો વર્ણવ્યો જાય એવો નથી. બન્ને બાજુના સરદારોએ નિશ્ચય કર્યો કે, લઢીને સ્વર્ગે જવું તે બહેતર પણ હવે તો શત્રુને હણ્યે સિદ્ધિ. અને અહા! ઘાસ વાઢતા હોય એમ એક બીજાનાં સૈન્યનાં માણસોનાં ડોકાં બેયે બાજુના સરદારોએ વાઢવા માંડયાં! લોહીની નદીઓ વહી રહી. તલવારોના ખણખણાટ, ઘોડાના હણહણાટ, શૂરવીર પુરુષોના હોંકારા, કાયરોની રાડ અને નાશભાગ, ઘવાયલાઓની બૂમો વગેરેથી સમરભૂમિ ગાજી રહી. મુડદાં ખેંચાવાં લાગ્યાં; રગ-

ઢોળાવા લાગ્યાં. એક ઝપાટામાં મહારાજ પૃથુરાજનાં ૫૦૦૦ અને ચંદેલાનાં ૨૦ હજાર માણુસો રણમાં સુતાં. એ મુડદાંનો ઢગ-હા! એ ઢગ-જોયો જાય એવો નહતો. ખુદ મહારાજને એ ઢગ જોતાં મૂર્ચ્છા આવી હતી. હું બાજુમાં હાજર હતો. કંઇ કંઈ જતનથી મેં એમને જાગૃત કર્યા. પરમાલ રાજા આ યુદ્ધમાં કલંજરના કિલ્લામાં ભરાઇ બેઠો; પણ અમે એને પકડયો. આ મહાભારત લડાઇમાં અમારી બાજુનો એક સરદાર સંજયરાય સ્વર્ગે સિધાવ્યો અને ૧૧ સરદાર મૂર્ચ્છિત થયા હતા. જીત આખરે અમારી થઈ. પરમાલને ભારે દંડ લઈ છોડયો અને પંજુન કછવાને મહારાજ પૃથુરાજે પ્રસન્ન થઇ મહોબાની સુબાગિરી આપી. આ બહાદૂર પંજુન અને વત્સરાજના બે સાળા આદલ-ઉદલનો પડકાર એકવાર તમારા ચુડામણિ સામે થશે ને એટલે કુતરૂં જેમ પૂછડી નીચી કરીને નાસે ને તેમ તેને નાસવું ન પડે તો મને કહેજો."

"હં. ત્યારે વત્સરાજ મહારાજ કેમ ચુડામણિને ન નમ્યા, એ હવે સમજાયું." ચંદે જેને 'વાણીઆભાઈ' કહ્યો હતો, તે બોલ્યો.

ચંદે કહ્યું: "એ સિંહનું બચ્ચું પણ એવું અણનમ છે."

ચંદે જેને 'વાણીઆભાઈ' કહ્યો હતો તેના તરફ જયમલ્લ કયારનો જોઇ રહ્યો હતો. તે ઉપરથી ચંદે કહ્યું: "આ વાણીઆ-ભાઇને તમે ન ઓળખ્યા? એ તો તમારા નગરશેઠ મોતીશા છે!"

"એજ બાપુ, હું એજ તમારો મોતીશા" એ રજપૂતે કહ્યું: "આ વેશ—"

"મને એની સર્વ ખબર છે." જયમલ્લે કહ્યું: "તમારા સાથીદારનો મને ભેટો થયો છે. એના કહેવાથીજ હું અહીં આવ્યો છું અને તે યે તમારા માટે ખાસ."

"તો બાપુ, એ યુવક જે કામ માટે ગયો હતો, તેનું શું થયું, એની ખબર કહો."

"ખબર શું?" જયમલ્લના સાથીદાર સુરસિંહે કહ્યું: "તમારી વહુનો બચાવ જ જયમલ્લ બાપુએ કર્યો છે. અને એવી ખબરદારીથી કે ચુડામણિ તો સેહ ખાઈ ગયો છે."

"એમ?" મોતીશાએ પૂછ્યું: "મને એ વાત પુરેપૂરી ન કહો?"

સુરસિંહે ટુંકમા કલાવતિપરની આફત અને તેમાંથી થયેલા બચાવની વાત કહી; અને હાલમાં કલાવતિ તેના પિતાને ત્યાં સહી સલામત છે, એ જણાવી દીધું. મોતીશા લળીલળીને યૂવરાજનાં ચરણમાં પોતાનું મસ્તક ઝુકાવવા લાગ્યો અને અનેક શબ્દોમાં તેનો આભાર માન્યા પછી બોલ્યોઃ " કૃપાળુ યૂવરાજ, મારી સ્ત્રીની લાજ રાખવા માટે હું તમારો અને મારો પોતાનો બચાવ એ વાર કરનાર પેલા પરદેશી રજપૂત તરૂણનો હું ખૂબ દેવાદાર બન્યો છું. મારી મિલ્કત અને મારી જાત વેચીને પણ હું એ દેવું પૂરૂં કરી શકું તેમ નથી. "

" એ પરદેશી રજપૂત કેવોક હતો, ભલા ? " ચંદે પૂછ્યું.

" રૂપ રૂપનો ભંડાર. સૂરજના તેજની તો હરિફાઈ કરતું એનું મોઢું. શરીરે નહીં સુકલકડી કે નહીં જાડો ભીમ જેવો; પણ સુન્દર મનોહર તો જેનું વાન છે એવો. આંખો જાણે હરણના જેવી ચપળ. અને તલવાર ફેરવે ત્યારે એની સામે પચ્ચીસનું ટોળું હોય તોયે પાસે જવા હિમ્મત ન કરી શકે. "

ચંદ હસ્યો અને બોલ્યોઃ " એનાં કામની વાતો તો તમે હજી હવે સાંભળશો. હું ભવિષ્ય ભાખું છું કે, એ જુવાન તમારા જુનાગઢમાં કૈં કૈં ઉથલપાથલ કરશે. "

" એને તમે ઓળખો છો ? " મોતીશાએ પૂછ્યું. ફરીથી ચંદે હસીને કહ્યું: " ઓળખું કે ના ઓળખું; પણ તમે એના કરેલાં વર્ણન ઉપરથી અને યૂવરાજ અહીં આવતા પહેલાં મુખીને તમે કહેલી એના પરાક્રમની વાતો ઉપરથી મેં આ ભવિષ્ય ભાખ્યું છે. "

" એની ઓળખાણ મળી ચૂકી છે. " જયમલ્લે કહ્યું.

બારોટે આશ્ચર્યથી પૂછ્યુંઃ " શું એની ઓળખાણ તમારા બાપને પડી છે ? ત્યારે તો એ કેદ પકડાયો હશે !"

" એ તો હું જાણતો નથી " જયમલ્લે કહ્યુંઃ " પણ સંજોગ કદાચ એ પકડાય એવા છે. મારે તો એની અને મારા પિતાની વાતચીત દરમ્યાન અધવચ્ચ શહેર બહાર આવવું થયું એટલે મને પૂરી માહિતી નથી. "

" હં. હં. તમે તો અનુમાનથી તે કેદ પકડાશે, એમ કહો

છો. ખરૂં ને ? વારૂ, એની ઓળખાણ શી જાહેર થઈ, ભલા ?" **ચંદે** પૂછ્યું.

"મારી બહેન **મોતીનાદ**નું જેની સાથે વેવિશાળ થયું છે, તે જ એ **રાજમલ્લ** !"

"**રાજમલ્લ** ! ઓહો ! નામ તો મઝાનું છે !" **ચંદ** એમ બોલીને ખૂબ હસવા લાગ્યો.

"કેમ હસો છો ?" **મોતીશા**એ પૂછ્યું.

"નામ સાંભળીને ! બીજું કાંઈ ખાસ કારણ નથી." **ચંદે** કહ્યું.

"**જયમલ્લ** ભા," મુખીએ અત્રે શંકા કરતાં પૂછ્યું: "તમારા પિતાના ઢંઢેરા મુજબ તમારાં બહેનશ્રીને તો **ચુડા-મણિ** સાથેના યુદ્ધમાં જે જીતે તેને વરાવવાનાં છે અને અત્યારથી તેનું વેવિશાળ **રાજમલ્લ** સાથે થયાનું તમે કહો છો, એ શું ?"

"એ એક જબરી ગૂંચ છે." **જયમલ્લે** જવાબ દીધો. તેણે **રાજમલ્લ** સાથેના વેવિશાળને લગતી, ઢંઢેરો કેમ કાઢવામાં આવ્યો તેને લગતી, પ્રથમ **ચુડામણિ**ને ફક્ત દેશોદેશ જીતવા મોકલવાનીજ **રા' ગજરાજે** કરેલી વાતને લગતી: પણ પાછળથી **ચુડામણિ**ની ભંભેરણીથી **મોતીનાદ**ને પરણાવવાની શરત ઢંઢેરામાં દાખલ કર્યાને લગતી અને ઢંઢેરાના શબ્દોમાં 'જેની જીત થાય તેને **મોતીનાદ** પરણાવાશે' એવી બાધેભારે દાખલ કરેલી શરતથી પોતાને ઉપજતા શકને લગતી વાત અથેતિ કહી સંભળાવી.

ઘડીભર સૌ આશ્ચર્યથી ચૂપ થઈ ગયા. એ બાદ **ચંદે** પૂછ્યું: "એ **રાજમલ્લ** આ વિગતથી વાકેફ છે કે ?"

"ઢંઢેરો એણે સાંભળ્યો છે. એટલે બધી વિગતથી વાકેફ હશે ને ? પણ મને એની એક રીતથી નવાઈ લાગી." **જયમલ્લે** કહ્યું: "એણે પોતાનું નામ ખુલ્લી રીતે '**રાજમલ્લ**' તરીકે અમને ન કહ્યું—

"ત્યારે કેવી રીતે નામ જણાવ્યું ?" **ચંદે** આતુરતાથી સવાલ કર્યો.

"પોતાને 'રાજવંશી મલ્લ' તરીકે કહ્યો." **જયમલ્લે** જણાવ્યું "અને એ ઉપરથી હું, મારી બ્હેન અને બીજાં બધાં ચેતી ગયાં

કે, તે રાજમલ્લ જ છે." યુવકે પોતાનો પરિચય કેવી રીતે આપ્યો હતો, તેને લગતી વિગતવાર વાત જયમલ્લે અત્રે કહી સંભળાવી.

ચંદ એ સાંભળીને બોલી ઉઠયો: "અહો ! આવો ચંચળ તરૂણ ?!" તે ફરીથી હસવા લાગ્યો અને બોલ્યો: "ઠીક, ઠીક, ત્યારે તો મેં કહ્યું તેમજ એ જુનાગઢમાં કંઇક નવાજુની કરશે. હવે એ શું કરે છે અથવા એનું શું થશે, એ તમે સૌ જાણશો અને પછી, મને ખાત્રી છે કે, મારી પેઠે તમે પણ સૌ હસશોજ."

"એમાં હસવા જેવું શું છે ? ઉલ્ટું, આ તો મુંઝવણનો પ્રસંગ છે !" જયમલ્લે કહ્યું.

"હું ઠીક કહું છું. એ તરૂણ બધી મુંઝવણ ટાળશે અને તમે સૌ સાંભળશો કે, એજ તરૂણ મોતીનાદને પરણશે."

"પણ મારા પિતાજીનો પેલો પ્રપંચી સેનાપતિ એને નહીં ફાવવા દે."

"એ તો કોણ જાણી બેઠું છે કે, તમારા સેનાપતિનુંજ ધાર્યું થશે ? એને વત્સરાજને નમાવવો હતો. એ નમાવી શકયો ? એને આ મોતીશાને મારવા હતા. મારી શકયો ? એને મોતીશાની પવિત્ર સ્ત્રીની આબરૂ લેવી હતી. લઇ શકયો ? બસ. આ ઉપરથી એની દેશોદેશ જીતવાની અને એની પ્રપંચી વાંચ્છના તૃપ્ત કરવાની હોંશ નો કયાસ કરી લ્યો."

"બારોટજી ઠીક કહે છે." સુરસિંહે કહ્યું: "મારૂં મન પણ સાક્ષી પૂરે છે કે 'પાપી હાથ ઘસતો જાય' એવુંજ કાંઇક ચુડામણિનું થવાનું છે. વારૂ. એ તો હવે 'પડશે તેવી દેવાશે' પણ બારોટજી, આપનું આવવું આ તરફ કેમ થયું એ તો જરા કૃપા કરીને કહો ?"

"એ સવાલ મને બહુ ગમ્યો" ચંદે કહ્યું: "આજની આખી રાત એ કહેવામાં વીતે તોયે હું તેની દરકાર નહીં કરૂં."

બારોટે નજદીકમાં પડેલા એક લોટામાંથી પાણી પીધું; જરા ખુંખાર કર્યો; અને સંકલના ગોઠવતો હોય તેમ થોડીવાર શાન્ત રહ્યો. આતુરતાથી સૌ તેના સામે જોઇ રહ્યા કે, તે શું બોલશે ?

## પરિચ્છેદ ૧૪.

### સુભાગ્યની ચાવી.

ચંદ બરદાયીએ કહેવા માંડયું: "હું આવ્યો છું ગુર્જરપતિ ભીમદેવ પાસે પાટણ જઇને. મારી સાથે સાથીદારો નથી પણ કેટલોક સામાન છે. સામાનમાં દોરી લોટો કે ભાથાનો દાબલો કે સુવાનું બિછાનું નથી: પણ એક દીવો, એક અંકુશ, એક નિસરણી, એક પાવડો અને એક જાળ છે! તમને હસવું આવે છે, ખરૂં? એ સામાન કોને સારૂ લીધો હતો, એ જાણો છો? પાટણપતિ માટે. મેં એના દરબારમાં જઇ કહ્યું: "સામ્ભરપતિ સોમેશ્વરને તમે રણભૂમિમાં પંચત્વને પહોંચાડયા છે પણ એમના પ્રતાપી પુત્ર મહારાજ પૃથુરાજને તમે ઓળખતા નથી. મહારાજની પ્રતિજ્ઞા છે કે: "જેણે બાપનું વેર ન લીધું તેના જીવતરને ધિઃકાર છે" માટે એ પ્રતિજ્ઞાવાનને કાંતો નમો અથવા તો એક ખુનખાર યુદ્ધ કરવા તૈયાર થઇ રહો." ભોળો ભીમ કાંઇ બાયલો નથી. ગુજરાતમાં એની શૂરતાની જબરી હાક વાગે છે. એનો જવાબ મને શો મળ્યો, એ તમે જાણો છો? એણે લડવા તૈયાર છું એમ કહ્યું અને મારે એનો એવોજ જવાબ મેળવવો હતો. બીકણની પેઠે એ પાછો હઠે, એ મારે નહોતું જોઇતું. એણે લડવા કહ્યું ત્યારે મારી પાસેનાં સાધનો એકેક બતાવી મેં એને કહ્યું કે: 'લડવા તૈયાર થાઓ છો પણ જાણો છો કે, અમારા મહારાજ પૃથુરાજનું ફરમાન છે કે જો તમે અંધારામાં સંતાશો તો દીવાથી શોધી કાઢીશું; આકાશમાં જશો તો નિસરણીથી ચઢી પકડીશું: પાતાળમાં પેસશો તો પાવડાથી ખોદી કાઢીશું: પાણીમાં પેસશો તો, જાળ નાંખી તમને ખેંચી કાઢીશું અને મહાવત જેમ હાથીને કબજે રાખે છે તેમ અંકુશ વડે તમને કબજે રાખીશું. માટે લડતા પહેલાં બહુ વિચાર કરજો.' ક્ષત્રિય બચ્ચાને તીર તલવારના ઘા કરતાં વેણના ઘા ખૂબ સાલે છે. ગુર્જરપતિ મારી વાણીથી કોપાયમાન થયો. અને ત્રાડી ઉઠયો: "શું કરૂં કે પૃથુરાજ જાતે અહીં આવ્યો નથી અથવા એના કાકા કર્ણને કે એના સરદારોમાંથી કોઇને મોકલ્યો નથી પણ માત્ર શબ્દ-યુદ્ધ કરનાર ચંદ બરદાયીને મોકલ્યો છે! શબ્દોથી મારે નથી લડવું. બીક કે ધમકીથી હું ડરી જાઉં એવો નથી. મને શબ્દોથી છંછેડયો છે તો

હવે હું યુદ્ધભૂમિમાં તીર તલવારથી એનો જવાબ બરાબર આપીશ.' અને બાપુ, એ છંછેડાયલા મણિધર જેવા **ભીમ**દેવ **અને મહારાજ પૃથુરાજને** હવે જંગ જામશે. હું ગુજરાતમાંથી પાછો ફરતાં અહીં તહીંના રાજાઓને પૂછતો જાઉં છું કે, કોની તરફ રહેશો ? **અમારા કેટલા છે અને ભીમ**ના કેટલા છે, એનો કયાસ કરતો જાઉં છું. મારો અંદાજ છે કે, ૬૪ હઝારની સંખ્યાની અમારી સેના બનશે અને સિંહ જેવા વિક્રાળ અમારા સરદાર સામંતો તો જૂદા. અમારા સરદારોમાં કર્ણ ચૌહાણ તો 'નરવ્યાઘ્ર' તરીકે પ્રખ્યાત છેઃ સિવાય વીર **કયમાષ, ચામુંડરાય, બળિભદ્ર, કુરંભદેવ, ધીર, પુંડીર, અત**તાય ચૌહાણ, **લં**ગરીરાય, **ગોવિંદરાય ગેહલોત** અને બીજા કેટલાયે નાના નાના પણ કેસરી સમા સરદારો છે. ઇશ્વરેચ્છા તો, **ભીમ**દેવને આ ફેરો જબરી હાર આપવી છે. બોલો, **જયમલ્લ** ભા, તમારા સાથીદારે મારા આવવાનું કારણ પુછ્યું તો હવે એ કહીને હું તમને પૂછું છું કે, બહાદુર લડવૈયાની માફક રણમા કેસરીઆં કરવા આવવું પસંદ છે કે, પછી દેશવટાથી ગભરાઇ જઇ **ગીર**ના જંગલમા છુપાઈ રહેવું પસંદ છે ?"

"બારોટજી," **સુરસિંહે** જયમલ્લના બોલતા પહેલાં જવાબ દીધોઃ "રણથી કાયર થાય એ તો બીજા. એક **જયમલ્લ** ભા તો શું પણ અમે એમના સાથના દશ દશ સાથીઓ તમ ભેગા આવવા તૈયાર છીએ. પણ અમારી એક શરત."

"બહાદૂરોને વળી શરત કેવી ? તલવારીઆઓ માટે ભોળા **ભીમ** અને **શાહ**બુદીન ઘોરી, એ બેનાં બે વાકયો પ્રસિદ્ધ છે, એની તમને ખબર છે ?"

"ના. અમારા જાણવામાં નથી."

"તો સાંભળો. ભોળો **ભીમ** કહે છે કે, 'જેના હાથમાં તલવાર હોય અને જે પોતાનું ધાર્યું ન કરી શકે અથવા અપમાન સહન કરે એને માથે એક હઝાર પાપનો દોષ બેસે છે. એ નરકમાં પડે છે. જે તલવારીઓ હોય તેણે તો પોતાનું નસિબ તલવારથીજ ઘડવું રહ્યું.' **શાહબુદીન ઘોરી** તો ઠામ ઠામ કહેતો ફરે છે કેઃ 'ધરતી નથી મુસલમાનની કે નથી હિંદુની. ધરતી તો ધીંગાની છે. તલવાર ચલાવે તે ધરતી લે.' આ બે વાકયો તમને અને તમારા **જયમલ્લ** બાપુને યાદ આપું છું અને કહું છું કે, જો તલવાર ચલાવી જાણતા

હો, તો શરત-બરત કરવાની પંચાતમાં ન પડશો. તલવારથી તમારૂં નસિબ ઘડી લેજો. આજના જમાનામાં તલવાર ક્ષત્રિયના સુભાગ્યની ચાવી છે."

"વાત સાવ સાચી છે." મોતીશાએ કહ્યું: "બારોટજી સોદો તો અમે વાણીઆ કરીએ કે, જો ભાઇ, આટલું આમ તને આપીશ એના બદલામાં તું મને શું આપીશ? માટે જયમલ્લ બાપુને તમારી સાથે સોદો કે શરત કરવાની હોયજ નહી. ફક્ત એમની તલવાર મહારાજ પૃથુરાજના પક્ષ તરફથી ચાલે ત્યારે એની ધાર જોઇને તમારા મનમાં એક ક્યાસ કરી લેજો કે, એને ચુડામણિના ધાંધળપરથી દેશવટો લેવો પડયો છે અને એના કાનના કાચા બાપે એને અન્યાય કર્યો છે."

ચંદે આ સાંભળી હસીને કહ્યું: "વાણીઆભાઇએ મારી હામાં હા મેળવી તો ખરી; પણ ધીમે રહીને યુવરાજના દિલની વાત પણ કહી દીધી! ખરૂંને? શાબાશ, છે તમને મોતીશા. તમારી વાત હું ન્યાયી ફરજ તરીકે ગણીને મહારાજ પૃથુરાજ આગળ જાહેર કરીશ અને ભોળા ભીમને હરાવવા અમારૂં જે લશ્કર અહીં આવશે, એનીજ મદદ આ તમારા વીર જયમલ્લ બાપુને અપાવીશ, એની ખાત્રી રાખજો."

"તો હવે કાંઈ આઘું પાછું જોવાનું રહેતું નથી. જયમલ્લ બાપુને કહેશો તો અત્તર ઘડી તમારી સાથે આવશે. કેમ ખરૂંને બાપુ?"

"હું ચુડામણિને પહેલો મારો હાથ બતાવવા માગતો હતો; એટલેજ જરા આનાકાનીમાં હતો. બાકી, મહારાજ પૃથુરાજ પાસે જવુ એની તો મને કશીજ આનાકાની નથી."

"બહાદુર યુવરાજ" મોતીશાએ કહ્યું: "ચંદ બારોટે ભાખેલી ભવિષ્યવાણી તમે વિસરી જતા લાગો છો. એ થોડીવાર પર ખૂબ હસતા હતા અને જુનાગઢમાં ગયેલો પરદેશી જુવાન નવાજુની કરશે એમ કહેતા હતા, એનો અર્થ મેં નીપજાવી કાઢ્યો છે-"

ચંદ, મોતીશા સામે આશ્ચર્યભાવથી જોઇ રહ્યો. મોતીશાએ આગળ ચલાવ્યું: "ચુડામણિનો ગર્વ એજ યુવક ગાળશે, એમ મારૂં દિલ ખાત્રીથી કહે છે. બારોટજીએ વત્સરાજ મહારાજનો દીકરો, પંજુન કછવો, આદલ-ઉદલ, એ બધાની વીરગાથાઓ આપણને સંભળાવી, એ પણ કાંઇ ફોકટની નહતી—"

ચંદે ઝડપથી મોતીશાનો હાથ ઝાલ્યો અને કહ્યું: "ચતુર વણિક, બોલવાનું અમ બારોટ જાતિ માટે બાકી રાખો. તમે તમારી જાતિની રીત પ્રમાણે 'મગનું નામ મરી ન પાડો;' સમજ્યા ?"

મોતીશા હસતો હસતો એના તરફ જોઇ રહ્યો. ચંદે કહ્યું: "તમે ચેત્યા હો, તો હવે જે થાય તે જોયા કરો અને આ બહાદૂર જુવાન તથા એના સાથીઓને એમની તલવારો સાથે મારી ભેગા આવવા દો."

"મોતીશા શું ચેત્યા છે, એ મને ન સમજાયું." જયમલ્લે શંકા કરી.

"બાપુ" મોતીશાએ કહ્યું: "હું ચેત્યો છું તેથી તમને એટલું જ કહું છું કે, ચુડામણિની લગીરે ફીકર ન કરો અને બારોટજી સાથે જઇ, તમારી તલવારની નામના કરી આવો. તમે પાછા આવશો ત્યાં તો કંઇ ને કંઇ નવાજુની જોશો–કદાચ જુનાગઢનું છત્ર તમારા મસ્તકપર ધરવામાં આવેલું પણ જોશો !"

"નગરશેઠ ઠીક કહે છે, બાપુ" જયમલ્લની કીર્તિના ઉત્સુક સુરસિંહે તેને પંચાત કરતો અટકાવવા કહ્યું: "આપણે તો નાના તલવારીઆ થવાનું જાણીએ. કારભાર ડહોળવો કે લાંબી નજરો દોડાવવી, એ બધું, આ બારોટજી કહે છે તેમ, 'વાણીઆભાઇ' ભલે કરે !"

"ત્યારે હવે એ નક્કી છે કે, આપણે કાલે અહીંથી જઇશું," ચંદે કહ્યું: "એ પહેલાં, મળસ્કામાં ઉઠીને હું રા'ગજરાજ પાસે જઈ આવીશ."

"કેમ ?" મુખીએ પૂછ્યું.

"મારા રાજા લડાઈ કરનાર છે એ વાત એને કહી સંભળાવીશ. એ કિયો પક્ષ લેશે, તે પૂછીશ અને શું કહે છે તે જાણી પાછો ફરીશ. મારા દિલમાં તો ખાત્રી છે કે, એ કોઇનો પક્ષ નહીં કરે અને એના ચુડામણિનો ઢંઢેરો મને બતાવશે. તો હુંયે મને જે સુઝશે, તે જવાબ એને દઇશ."

"બારોટજી, તમે શો જવાબ દેશો તે હું જાણી ગયો છું." મોતીશાએ હસતાં હસતાં કહ્યું.

"મેં જવાબ નક્કી કર્યોજ નથી.પણ શબ્દની લઢવાડ તો અમારે માટેજ રહેવા દો, વણિક મહાજન." ચંદે મર્મમાં તેને જવાબ દીધો.

એ સમયે ગામમાંથી એક મરઘડો બોલ્યો.

"અહો! વાતમાં વહાણું વાયું કે શું ?" ચંદે બારી બહાર જોઇ પૂછ્યું: "હા. પ્હો ફાટયો જણાય છે. ધ્રુવનો તારો અને હરણીઓ સિવાય આકાશમાં બીજા તારલા નથી. હું હવે સ્નાન-સેવા કરી લઉં અને પછી જુનાગઢ તરફ વદાય થઉં."

તે ઉઠયો અને પ્રાતઃકર્મની તૈયારીમાં પડયો. મુખી અને તેનો પુત્ર તેને જોઇતી સર્વ સગવડો કરી આપવામાં રોકાયા.

## પરિચ્છેદ ૧૫.

### નિકંદનનો અંત.

મોતીનાદના બાગમાંથી રા' ગજરાજ અને સેનાપતિ જુદા પડયા. સેનાપતિ પોતાને મકાને પહોંચ્યાને રા'ની વલણથી આશ્ચર્યમગ્ન બની ગયો. બપોરે તો રા'એ રાજમલ્લને કેદ કરવાનું વચન આપ્યું હતું અને હવે તે ફરી કેમ ગયો ? જાહેર ઢંઢેરાના વળતર તરીકે, અંગરક્ષકની નોકરી અને એકાદ ખાનદાન કુટુંબની કન્યા-કદાચ રૂપાંદે-ને તેની સાથે પરણાવવાનું રા'એ કહ્યું, એ, સેનાપતિને લગીરે ન રૂચ્યું. રખડેલ તરીકે પોતાને મોઢે જ પોતાને કહેનાર સાથે રૂપાંદે વરે ? એને વળી એક બીજી વાત યાદ આવી. વીરમણિના કહેવાથી એણે જાણ્યું હતું કે: "રૂપાંદે તો જયમલ્લને મનથી વરી ચૂકી છે !" બાગમાં વીરમણિને મોઢામોઢ રૂપાંદેએ આમ કહ્યું હતું. જયમલ્લને કદાપિ કાળે રૂપાંદેને પરણવા નાં દેવાય. ત્યારે શું આને પરણાવવી ? નહીં. એ પણ અને આ યુવકનું નામનિશાન ન રહે એજ હાલના સંજોગમાં બંધબેસતું છે. એનું શું કરવું ?

તે વિચારોમાં આમ તેમ ફરવા લાગ્યો. તે યુવક બજારમાં તેની સામે થયો હતો, એ દૃશ્ય તેને યાદ આવ્યું. જેટલા પ્રસંગ આ યુવકને લગતા તેને સાંભર્યા તેટલા બધાયેમાં તેણે પોતાનું અપમાન અને તેનાં પરાક્રમ પેખ્યાં. "એ યુવકનું નિકંદન કાઢું તોજ હું ચુડામણિ !" એમ આખરે દૃઢ ઠરાવ કરી, તેણે પહેરેગીરને બોલાવ્યો અને દુષ્ટસિંહને બોલાવી લાવવા આજ્ઞા આપી.

દુષ્ટસિંહ આવી પહોંચે તે દરમ્યાન યુવકનું શું કરવું એની તેણે યોજના ઘડી કાઢી. થોડીકવારમાં દુષ્ટસિંહ આવી પહોંચ્યો.

સેનાપતિએ તેને કહ્યું “ તમે કેવા નમાલા માણુસ છો ! તમને મારે ઘડીભર પણ નોકરીમાં ન રાખવા જોઇએ. જુઓ, તમે જે જુવાનને શોધતાં થાકયા તે તો રા'ના મહેલમાં મહેમાન છે ! ”

“ મહારાજ, ” દુષ્ટસિંહે જવાબ દીધો: “ અમે અમારી જાત તોડીને પણ જો કામ ન કર્યું હોય ને આપ દોષ કાઢતા હો, તો ખરૂં. અમે એની પાછળ દોડવામાં અમારાં ઘોડાં અધમુઆં કરી નાંખ્યાં છે. અમારામાંના કેટલાયે થાકીને લોથપોથ થઇ ગયા છે. એ કોણ જાણે કેવો યે યુક્તિબાજ છે કે, હરઘડી અમને થાપ આપે છે ! ”

“ એથીજ હું તમને નાલાયક કહું છું. ” ચુડામણિએ કહ્યું: “ શું મારા માણુસોમાંથી એક પણ એના જેવો નહીં નીકળે ? ”

“ અન્નદાતા ” દુષ્ટસિંહે જવાબ દીધો: “ દુશ્મન શાં પગલાં લેશે, એ અગાઉથી જાણીએ નહીં તો પાછા પડવું જ પડે. એમાં ભલભલા મર્દ પણ કયાં થાપ નથી ખાઇ જતા ? ”

“જાઓ, નામર્દાઇવાળાં વાકયો મને ન સંભળાવો.” ચુડામણિ એમ કહી પૂંઠ ફેરવીને બેઠો અને સ્વગત બબડવા લાગ્યો: “ એક નાનો છોકરો મારાં બધાં માણુસોને હંફાવી જાય અને એ બધા ડાચાં વિકાસીને પાછા ફરે, એ શરમની વાત નથી શું ? હવે તો મારા લશ્કરીઓને ચુડીઓ પહેરાવવી જોઇશે અને સ્ત્રીઓના પોષાક પહેરાવી શહેરમાં વાજતે ગાજતે ફેરવવા પડશે. ”

“ કૃપાળુ ” દુષ્ટસિંહે કહ્યું: “ મહેનત કરવા છતાં યે આપ તો હરઘડી અમારા પર નારાજ રહો છો ! આપ જેવાના મોટામોટા મનોરથો સિદ્ધ થતા નથી તો અમે તે શી વિસાતમાં ? ”

“ નારાજ ન થાઉં તો બીજું શું કરૂં ? તમે મહેનત કરો પણ ધૂળ પર લીંપણુ જેવી કરો, એ શા કામની ? હજી મારી પ્રસન્નતા મેળવવાની એક તક છે. દુષ્ટસિંહ, એનું માથું મને લાવી આપો. ”

દુષ્ટસિંહ એ સાંભળીને કંપ્યો. પકડવાની વાત પરથી માથું લાવવાની સખ્ત વાત આવી, એ તો કપરૂં કામ ! તેણે કહ્યું: “ પણ મહારાજ, આપ તો કહો છો ને કે, એ રા'ના મહેલમાં મહેમાન છે ! રાજમહેમાનને મારવો એ શું સહેલી વાત છે ? ”

“ જઇને માથું ઉડાવી દેવું, એમાં મુશ્કેલી શી છે, એ તો કહો ? ”

દુષ્ટસિંહે કટાણું મોઢું કર્યું. અને કહ્યું: " એ તો કામ કરવા જનારને ખબર પડે. મહારાજ, વાતોમાં તો બધું સહેલું લાગે. ધારો કે, એને કોઇ મારી નાંખે; પણ પછી રા'ના કોપથી ઉગરવું સહેલું છે કે ? "

" પણ માથું ઉડાવી દેનારો કોણ છે, એ તો મને બતાવો ? પછી એને અભય વચન અને કાયમનો લાભ મળે છે કે નહીં, તે જુઓ. "

" એમ ? તો હું એ કામ માટે તૈયાર છું. મરણીઓ થઇને આ વેળા કામ કર્યા વિના નહીં રહું. પણ જો કદાપિ હું જ માર્યો જાઉં તો મારાં બાળબચ્ચાં — "

" એની તમારે જરાકે ફીકર કરવી નહીં. તમે જીવતા રહેશો તો અભય વચન મળશે અને મરશો તો તમારા કુટુંબનું પાલન પોષણ રાજ તરફથી થશે. "

" મારૂં તો માફી અને મરૂં તો પોષણનો લિખિત હુકમ— "

" હું લખી આપું છું. " ચુડામણિએ લખી આપ્યું: " દુષ્ટસિંહે કરેલું કામ રાજના હિતમાં હતું તે બદલ તેને માફી આપવામાં આવે છે. ચુડામણિ. "

" બાળ બચ્ચાંના પોષણ માટે— "

" બીજો હુકમ. " ચુડામણિએ લખી આપ્યું:

" દુષ્ટસિંહનાં સ્ત્રી–બાળકોને રાજસેવા બજાવવા બદલ દર મહિને ૧૦૦ રૂપામહોરોનો મુસારો હયાતી પર્યંત બાંધી આપવામાં આવે છે. ચુડામણિ. "

બન્ને હુકમ વાંચી, દુષ્ટસિંહે સેનાપતિને નમન કરીને કહ્યું: " હવે નામદાર, ત્રીજો હુકમ વધુ અધિકારનો બાકી રહ્યો. "

ચુડામણિએ ત્રીજો હુકમ લખી આપ્યો: " દુષ્ટસિંહને ત્રીજા મદદનિશ–ઉપ–સેનાપતિ નીમવામાં આવે છે. ચુડામણિ. "

એ હુકમ લઇને દુષ્ટસિંહ બોલ્યો: " એક છેવટની અરજ— "

" હજી કેટલી અરજો બાકી છે ? " પગ પછાડી, ડોળા કાઢી, સેનાપતિ તડુકયો.

" ફક્ત છેલ્લી. રાજમહેલમાં એને ક્યાં ઉતારો આપવામાં આવેલો છે ? "

" એ હું નથી જાણતો. એ શોધી કાઢવાનું કામ— " એ અટકી ગયો. જે ઓરડામાં તે બેઠો હતો, તેના બારણા આગળ

કાંઇક ખખડાટ થયો હોય, એમ તેને લાગ્યું. તે ઉઠ્યો. ધીમે પગલે ચાલીને એકદમ તેણે બારણાં ઉઘાડી નાંખ્યાં. બહાર નીકળી આમ-તેમ નજર કરી. નિરાશ થઈ, કટાણું મોં કરી, એક હાથની ચતી હથેલીમાં બીજા હાથની ઉભી મુક્કી મારી, તે ખંડમાં પાછો ફર્યો અને ધીમેથી દુષ્ટસિંહને તેણે કહ્યું: "રાજમહેલમાં તમે બેધડક જઇ શકો તે માટે હું તમને એક પત્ર આપું છું. તે પત્ર ખુદ રા'ને પોતાને જ હાથોહાથ પહોંચાડજો. જવાબમાં એ યુવક તમને સોંપે તો ઠીક; નહીંતર તેને શોધી, કામ પતવી, પાછા વળજો. જ્યારે પણ કામ પૂરૂં થાય ત્યારે મને તરત મળજો."

સેનાપતિએ રા' ઉપર ચિઠ્ઠી લખી: "મારા બીજા કેદીની બાબતમાં કૃપા કરીને આપ વચ્ચે ન આવશો. રૂપાંદે એને પરણાવી શકાશે નહીં. રૂપાંદેને જયમલ્લની ધુન છે, એ આપ વિસરી જાઓ છો. વળી અંગરક્ષક સરદારોની એક પણ વધુ જગ્યા હાલમાં ખાલી નથી. માટે જે વાતચીત આપણને અગાઉ થઈ છે, તે કાયમ રાખી દુષ્ટસિંહને કેદી સોંપી દેશો. હું મળસ્કામાં આપને મળીશ. ચુડામણિ"

એ પત્ર એક પરબીડીઆમાં બીડી, તેણે દુષ્ટસિંહને આપ્યો. દુષ્ટસિંહે નમન કરીને રજા લીધી.

તે જેવો ચુડામણિના મકાનમાંથી બહાર નીકળ્યો કે, તરતજ તે મકાનની એક બારીમાં એક દીવો દેખાયો. એ દીવો રૂપાંદેના એક હાથમાં હતો અને દીવાના અજવાળામાં એક કાગળ ઉપર મોટા કાળા અક્ષરમાં લખેલું લખાણ તે ધરી રહી હતી. એમાં લખેલું હતું કે: "જાગતો જીવે; ઉંઘતો મરે" અંધકારમય રાત્રિમાં એ દીવાના ઉજાસ પાછળ એ લખાણ ખુલ્લું દેખાઇ રહ્યું.

સેનાપતિનું મકાન જ્યાં આવેલું હતું તેની સામેજ થોડે દૂર રાજકુમારીનો મહેલ હતો; અને તેની જમણી બાજુએ સહેજ વાંકમાં રા'નો મહેલ આવેલો હતો. બન્ને મહેલોમાં દીવા બળતા હતા. કંઇક સામા જવાબની રાહ જોતી હોય તેમ રૂપાંદે દીવો અને લખાણ બારીમાં ધરીને ઉભી રહી. કેંક ક્ષણો વીતી; પણ ન રાજ-કુમારીના મહેલમાંથી કે ન રાજમહેલમાંથી જવાબ મળ્યો !

રૂપાંદે સ્વગત બરબડી: "જો રાજમલ્લ ચેતશે નહીં તો નક્કી આજ તેનું મૃત્યુ છે. રાજમહેલના બે ખંડમાં દીવા બળતા લાગે છે. એટલે બધાં ઉંઘી ગયાં નથી. રાજમલ્લ કાંઇ એકદમ તો નજ

ઉંઘે. છતાં કેમ તે બારી આગળ આવતો નહીં હોય? હજી જરાક વખત થોભું."

અને તેનું એ થોભવું નકામું નીવડ્યું નહીં. રાજમહેલમાંથી એક બારીમાં દીવો દેખાયો અને તરતજ એક હાથરૂમાલ હાલતો જણાયો. રૂપાંદેએ જોયું કે, એ રૂમાલ હલાવનાર રાજમલ્લ હતો.

તે હવે લખાણ અને દીવાસહિત બારી આગળથી ખસી ગઇ અને ખંડની અંદર જઇ સ્વગત બોલી: "બસ. હવે કાંઇ ફિકર નથી. દુષ્ટસિંહ સાથે મારા કાકાએ કરેલી મસલત હવે જરૂર ફોકટ નીવડશે."

તે સુવાની તૈયારી કરતી હતી તેવામાં તેના ખંડનાં બારણા પર ટકોરા પડયા. તેણે બારણાં ખોલ્યાં. તો ત્યાં ઉભેલો ચુડામણિ બોલ્યો: "છોકરી, તું હમણાં શું કરતી હતી? બારીમાં દીવો ધરીને કોની સાથે ચેનચાળા કરતી હતી?"

"રાજકુમારીએ એમના મહેલમાંથી દીવો ધર્યો; એટલે મેં પણ ધર્યો હતો."

"જુઠું બોલે છે? દીવા પાછળ એક કાગળમાં કાંઇક લખેલું તેં ધર્યું હતું. કહી દે, સીધી રીતે જે સત્ય હોય તે કહી દે. નહીં તો મારે સખ્ત થવું પડશે."

"કાકા, કાકા, તમને આજ શું થયું છે, તે મને સમજાતું નથી. મેં કાગળ બાગળ કાંઈ ધર્યો જ નહોતો."

"મારા પહેરેગીરોમાંના એકે તે બરાબર જોયો છે; લખાણ પણ તેણે વાંચ્યું છે; તું મારી વિરૂદ્ધ મારા કટ્ટા દુશ્મનોના પક્ષમાં ભળી ગઈ છું અને મારૂં નિકંદન કઢાવવા તલસી રહી છું, એ મારા ધ્યાન બહાર નથી, હોં?"

રૂપાંદે આંખમાં આંસુ લાવી, ચુડામણિનો હાથ ઝાલી બોલી: "કાકા, તમને ખોટો વહેમ છે. માબાપ વિનાની એક બાળકી પર તમે આટલા બધા સખ્ત થાઓ છો, એ ઠીક નથી."

"ખોટો વહેમ છે? 'જાગતો જીવે: ઉંઘતો મરે' એવું તેં કાગળમાં નહોતું લખ્યું? હું મારા માણસ સાથે મારા ખંડમાં વાત કરતો હતો ત્યારેજ મને શંકા પડી હતી કે, બારણા આગળ કાંઇક ખખડાટ થયો. મેં બહાર આવી જોયું તો કોઇ જણાયું નહતું. પણ મને હવે જ સમજાય છે કે, તું બિલ્લીપગી ત્યાં ઉભી ઉભી

છુપાઇને અમારી વાતો સાંભળી ગઇ હોઇશ. તારા ઉપર વહેમનું માત્ર આ કારણુ નથી; પરંતુ બીજાં કારણોયે છે. 'હું જયમલ્લને મારા દિલથી વરી ચુકી છું' એવું તેં વીરમણિને મોઢે બાગમાં નહોતું કહ્યું ? તું જયમલ્લ સાથે એકાન્તમાં નહોતી ઉભી ?"

ચુડામણિએ રૂપાંદેને ધક્કો મારી દૂર હડસેલી દીધી અને કહ્યું: "એ કુળાંગાર છોકરી, આવો કુળદ્રોહ કરીને પાછી ડાહડાહી શા માટે થવા જાય છે ?"

રૂપાંદેએ હવે બચાવ કરવાની જરૂર જોઇ નહીં. તેણે એકદમ બારણાં બંધ કરી દીધાં અને અંદરથી કહ્યું: "કાકા, તમારાથી થાય તેટલો જુલમ તમે કરી લ્યો. હું તમારી સાથે વાત કરવા માગતી નથી."

"ના કરીશ. હું તને આ ઓરડામાંથી એક પળવાર પણ હવે બહાર જવા દઇશ નહીં." બહારથી ચુડામણિએ મોટા સ્વરે કહ્યું: "રાત દહાડો હું અહીં અને બારીઓ આગળ પણ પહેરો રાખીશ. પછી જોઉં છું કે, તું મારી સામે કેટલા પ્રપંચો કરે છે ?"

તે પગ પછાડીને ત્યાંથી પોતાના ખંડમાં આવ્યો. ત્યાં એક પહેરેગીર ઉભો હતો. ચુડામણિએ તેને કહ્યું: "તેં મને ખરી બાતમી આપી છે અને વખતસર જ આપી છે. વારૂ. એ માટે હું તારી કદર કરીશ. અને એ ઉપરાંત બીજું કામ તને સોંપવાનું છે. રૂપાંદેના ખંડના બારણા આગળ અને બહાર બારીઓ આગળ રાત દિવસ અખંડ પહેરો રખાવજે. એ છોકરીને બહાર જવા દેવી નહીં અને તેની દરેક આવી પ્રપંચી હીલચાલ મને જાહેર કરવી."

પહેરેગીર ગયા બાદ ચુડામણિ આમ તેમ ફરતો ફરતો વિચાર કરીને બોલ્યો: "કદાચ દુષ્ટસિંહનું આ કામ પાર નહીં પડે અને યુવક જાગતો રહેશે તો સલવારે રાજાને હું મળવાનો જ છું ને ? કોઇ પણ રીતે હવે તો તેને તુરંગમાં જ નંખાવી દઇશ. માટે હવે અત્યારે ચિંતાઓ કરવી વ્યર્થ છે."

રૂપાંદેના ઓરડા આગળ ચુડામણિની આજ્ઞા પ્રમાણે બે પહેરેગીરોનો પહેરો ચાલુ થઇ ગયો; અને મકાન બહાર પણ વધુ પહેરેગીરો લાવવામાં આવ્યા.

આ બાજુ રાજમહેલમાં દુષ્ટસિંહનું શું બન્યું ? તેને રાજમહેલ આગળ આવતાં માલુમ પડયું કે, પહેરેગીરોનો સખ્ત પહેરો છે. રાજાને ચુડામણિનો એક ઘણો જ તાકીદનો અને જરૂરી સંદેશો

હાથોહાથ આપવાનો છે, એવું તેણે જણાવ્યાથી તેને રા' પાસે લઇ જવામાં આવ્યો. રા' તે વખતે યુવક સહિત વાતચીત કરી રહ્યો હતો અને સુવાની તૈયારીમાં હતો. એક હજુરીઓ રા'ના પગ દાબતો હતો. બીજો બારણા આગળ ઉભો હતો.

જે હજુરીઓ બારણા આગળ ઉભો હતો, તેને ઇશારતથી એક બાજુ બોલાવી દુષ્ટસિંહે પૂછ્યું: "રા' જાગે છે કે ઉંઘી ગયા છે?"

"હવે તો ઉંઘી ગયા હશે."

દુષ્ટસિંહે પૂછ્યું: "પેલા યુવકને ક્યાં ઉતારો આપેલો છે?"

"કેમ, શું કામ છે?" હજુરીઆએ પૂછ્યું.

"સેનાપતિજીનો એક સંદેશો તેને આપવાનો છે. અને તારૂં પણ નસિબ તેજદાર છે, હોં કે?" એમ કહી દુષ્ટસિંહે તેના હાથમાં બે રૂપામહોરો મૂકી દીધી. હજુરીઆએ નિશાની કરી યુવકનો ખંડ દુષ્ટસિંહને બતાવ્યો. દુષ્ટસિંહ તે ખંડનાં બારણાં આગળ ગયો. અને તેના એક કાણામાંથી તેણે જોયું તો, યુવક તે ખંડમાં બે માણસો સાથે વાતો કરતો જણાયો. દુષ્ટસિંહ હજુરીઆ પાસે પાછો આવ્યો અને કહેવા લાગ્યો: "અંદર તો કોઇની સાથે એ વાતો કરે છે. એની સાથે કોણ છે?"

"એ બધી પંચાત ન કરશો. ખરૂં પૂછાવો તો, મને એની કાંઇ ખબર પણ નથી."

દુષ્ટસિંહ તેને વધુ બક્ષિસ આપવાના વિચારમાં હતો એટલામાં તે ખંડમાંથી એક હજુરીઓ બહાર આવી, રા' વાળા હજુરીઆને કહેવા લાગ્યો: "પેલો છેલબટાઉ આપણામાંના એક વધુ આદમીને બોલાવે છે. એને તો ગંજીફાં રમવાં છે!"

દુષ્ટસિંહ આ સાંભળી ગયો અને બોલ્યો: "ચાલ, હું આવું."

હજુરીઓ તેના તરફ જોઇ રહ્યો. દુષ્ટસિંહે પોતાના ખિસ્સામાંથી કાગળીઆં કાઢી તેમાં પોતાને ત્રીજા મદદનિશ–ઉપ–સેનાપતિનો ઓધ્ધો આપવાનું જે ફરમાન હતું, તે આ હજુરીઆને બતાવીને કહ્યું: "સેનાપતિજીએ મને આ ઓધ્ધો આપેલો છે. અને હું તેમના કોઇક ખાસ કામે હમણાં અહીં આવેલો છું. માટે મને તારી સાથે આવવા દે. મારે એ યુવકને મળવાનું છે."

બે હજુરીઆ એક બીજા સામે જોઇ રહ્યા. જેણે દુષ્ટસિંહની બક્ષિસ મેળવી હતી, તેણે બીજા હજુરીઆને હાથની નિશાનીથી

બક્ષિસ માગવા ઇશારો કર્યો. એટલે તેણે કહ્યું: "ગંજીફાં ખેલવાનાં છે એટલે તમને લઇ જવામાં વાંધો નથી; પણ રા' જાણે તો ?"

"અરે, નહીં જાણે" દુષ્ટસિંહે આમ કહી તેના હાથમાં પાંચ અને પહેલાના હાથમાં ત્રણ વધુ રૂપામહોરો મૂકી દીધી. પરિણામે યુવકના ખંડમાં દુષ્ટસિંહને લઇ જવા હજુરીઓ કબૂલ થયો.

યુવકના ખંડમાંથી હજુરીઓ કેમ નીકળ્યો અને 'છેલબટાઉ' 'ગંજીફાં ખેલવાનું' વગેરે તેણે કેમ કહ્યું, એથી રા'ના ખંડના બારણા ઉભેલા હજુરીઆને આશ્ચર્ય થયું નહીં; કારણ કે, રા'ની આજ્ઞાથીજ એ ગોઠવણ થયેલી હતી.

---

## પરિચ્છેદ ૧૬.

---

### કસોટી.

યુવકને જે ખંડમાં નિવાસ કરવાનો હતો તેમાં પ્રવેશ કરતાં તેણે જોયું કે, ખંડની વચ્ચોવચ્ચ એક મેજ ઉપર એક ચંબુ અને ચાર–પાંચ પ્યાલા પડેલા હતા. એક સોગઠાંબાજી, હાથી દાંતના પાસા તથા ગંજીફાનાં પત્તાં પણ પડેલાં હતાં. એક ચિત્રાવલિ–સંગ્રહ પણ પડેલો હતો. તેણે મેજ પાસે જઇ ચંબુમાં શું છે, તે જોયું. તેમાંના પ્રવાહીની વાસનાની પરીક્ષાથીજ તે સમજી ગયો કે, તે દારૂ છે! ચિત્રાવલિ–સંગ્રહ ઉઘાડીને તેમાંનાં ચિત્રો તેણે જોયાં. અનેક રમણી-ઓનાં તેમાં ચિત્રો હતાં!

તેના મોં ઉપર હાસ્ય–રેખાઓ પ્રકટ થઇ.

"હં. રા' રમત જ રમે છે! આ બધું અહીં શા માટે? હું નીશાબાજ છું; જુગારી છું; પરસ્ત્રીલંપટ છું: તે માટે જ!" તે સ્વગત આમ બોલ્યો: એટલામાં બારી બહાર તેની નજર ગઇ. તો રૂપાંદે જે દીવો ચુડામણિના મકાનમાંથી ધરી રહી હતી, તે તેના જોવામાં આવ્યો. તે બારી પાસે ગયો અને બરાબર નિહાળીને તેણે કાગળમાંનું લખાણ વાંચ્યું. "હં. સેનાપતિજીને ત્યાંથી પણ કાંઇક કાવતરાની શરૂઆત થઇ ચુકી છે! ફીકર નહીં. જાગીશું અને જીવીશું. એક રાત ઉંઘીને મરી જઇએ તેના કરતાં જાગીને જીવીએ એ જ બહેતર!" તેણે પોતાના

ખંડમાંનો દીવો ઉંચક્યો અને બારી આગળ લાવીને ધરી રાખ્યો. તે સાથે એક રૂમાલ પણ હવામાં ફરકાવી પોતે ચેતતો રહેશે, એમ રૂપાંદેને ખાત્રી આપી.

તે દીવો પાછો મૂકીને વિચારમાં ફરવા લાગ્યો; તેવામાં તે ખંડનાં બારણામાં બે માણસો ઉભેલા જણાયા. તેઓએ, તેને લળી લળીને નમન કર્યું અને કહ્યું: "તમારી સગવડમાં કાંઈ ખામી રહી છે કે, મહેરબાન ?"

"હા." યુવકે જવાબ દીધો: "તમારા જેવા સાથીદારોની! અંદર આવો. આપણે આનંદ ઉડાવીએ."

તેઓ અંદર આવ્યા. યુવકે ચંબુમાંથી દારૂ બે પ્યાલાઓમાં ઢાલવી તેઓને પ્યાલા આપતાં કહ્યું: "ઉડાઓ જામ રંગકા."

"અને તમે ?"

"મેં ખૂબ લીધા છે, અને હજી તો આખી રાત પડી છે ને! એ દરમ્યાન તો કેટલાયે પ્યાલા પીવા પડશે—કદાચ આવા બીજા ઘણા ચંબુ આપણને જોઇશે. તમને ખબર નથી કે, એક રાત ઉંઘીને મરી જઇએ તેના કરતાં જાગીને જીવીએ એજ બહેતર છે."

"વાહ મહેરબાન, બોલવે ચાલવે તમે બડા ચાલાક છો!" એમ કહી, તેઓ બન્ને જણ અકેક પ્યાલો પી ગયા. યુવકે કહ્યું: "આપણે બાજી રમીશું કે ગંજીફાં? પણ કોઇ ચોથો આદમી જોઇએ. જાઓ, એકાદ જણને બોલાવી લાવો."

તેઓમાંનો એક જણ બહાર ગયો. એટલે યુવકે અંદર રહેલાને પૂછ્યું: "અલ્યા, તમે લોકો મને ઓળખો છો કે ?"

"ના. તમે કોણ છો ?"

"મારા વિષે તમને કોઇએ કશું કહ્યું નથી ?"

"ના. જરાકે નહીં."

"ત્યારે તમે મને કોણ જાણીને અહીં આવ્યા ?"

"રા'ના મહેમાન."

"બસ એટલુંજ ? મહેમાન પણ કેવા ? સાધારણ કે કોઇ મોટા ખાનદાન કે પછી હેવાન ?"

"મોટા ને સારા માણસ."

"અહીં જુનાગઢમાં મોટા ને સારા માણસોનો સત્કાર દારૂના ચંબુથી અને જુગારનાં સાધનોથી થાય છે કે ?"

હજુરીઓ માથું ખંજવાળવા લાગ્યો.

"બોલને ? કેમ બોલતો નથી ?" યુવકે પૂછ્યું: "તમારો રા' મહેમાનોની આવી મહેમાની કરે છે ?"

"ના, મહેરબાન. બધાની એવી નહીં. પણ તમને તો આ બધી ચીજો પસંદ છે ને તે માટે મેલી છે. તમે ના કહો તો અમે પાછી લઇ જઇએ."

"મને આ ચીજો પસંદ છે એવું તને કોણે કહ્યું ?"

હજુરીઓ ફરીથી માથું ખંજવાળવા લાગ્યો.

"રા'એ પોતે કહ્યું છે ?–" યુવકે પૂછ્યું.

"ના. ના. એમણે તો કાંઈ કહ્યુંજ નથી."

"ત્યારે તેં ક્યાંથી જાણ્યું ?"

હજુરીઓ હસવા લાગ્યો. યુવકને ગુસ્સો ચઢ્યો; પણ તે દાબી દઇને તેણે દારૂનો એક પ્યાલો ભર્યો અને તે હજુરીઆને આપી કહ્યું: "ચાલ, આ પી જા દોસ્ત."

"નહી, મહેરબાન, મને બહુ આદત નથી."

"બહુ ને થોડી ! પી જા હવે પીતો હોય તો."

"તમેયે પીઓ."

"ચાલ, પીયે છે કે નહીં ?" યુવકે આંખો ચઢાવી કેડની તલવારપર હાથ નાંખી પૂછ્યું.

હજુરીઓ તે પ્યાલો ગટગટાવી ગયો અને ઉભો થઈ બોલ્યો: "હું પેલા બીજાને બોલાવી આવું."

"સબૂર" યુવકે કૃત્રિમ ગુસ્સાભર્યા અવાજે કહ્યું: "પહેલો કહી દે, તમને એને અહીં મોકલનારે મારા વિષે શું શું કહ્યું છે ?"

"કંઈ નહીં, કંઈ નહીં, મહેરબાન."

તેની કાનપટ્ટી ઝાલી યુવકે કહ્યું: "સીધેસીદ્ધી વાત કરે છે કે પછી મેથીપાક ખાવો છે ?" તેની કમ્મરમાં તેણે એક મુક્કી લગાવી દીધી. "ઓહ" બોલતો તે હજુરીઓ અમળાઇ પડ્યો.

"કહે, ઝટ કહે. મારા વિષે તું શું જાણે છે ?"

"તમે રા'જમલ છો."

"કોઇના કહ્યાથી કે પછી તારી મેળે તું જાણે છે ? જો સાંભળ. સાચી વાત કહીશ તો મારા તરફથી સારી બક્ષિસ મળશે." હજુરીઆએ કહ્યું:

"બીજાઓની વાત તો હું ન જાણું; પણ હું જ તમને બોલાવવા તમારા રાજમાં ગયો હતો; એટલે તમને સારી પેઠે ઓળખું છું."

"શી જુઠ્ઠી ગપ્પ મારે છે? મારા રાજમાં વળી તું ક્યારે આવ્યો હતો? અને તું આવ્યો ત્યારે મેં તને કેમ ન દીઠો?"

"રાજમલ્લ બાપુ, મારે શું કરવા જુઠ્ઠું બોલવું પડે? તમે તો દેશાટને ગયેલા એટલે મને શી રીતે મળો?"

"હું દેશાટને ગયો હતો, એમ તમને કોણે કહ્યું હતું?"

"તમારા પિતા અર્જુનસિંહજીએ. ઉપરાંત તેમણે મને કહ્યું હતું કે તમે એક બે દિવસમાં પાછા ફરનાર છો; તેથી જેવા આવશો કે તરતજ તમને તેઓ જુનાગઢ મોકલશે. એ મુજબ તમે આવી પહોંચ્યા છો."

"મારૂં રાજ કિયું?"

"ઢોંક રાજ્ય. વળી બીજું કિયું?"

"એમ ત્યારે તું ઢોંક રાજ્યના રાજા અર્જુનસિંહજી જેઓ રાજમલ્લના પિતા થાય છે, તેમને મળી આવ્યો! ખરૂં ને? તું ક્યારે ગયો હતો, ભલા?"

"ગઇ કાલે જ સહવારમાં હું ગયો હતો અને સાંજે પાછો આવ્યો હતો."

"તને કોણે મોકલ્યો હતો?"

"કોઇએ નહીં. મારી મેળેજ ગયો હતો."

"ફરી પાછો વચક્યો કે? મેથીપાક ખાવાની આદત પડી છે કે? બોલ, સીધેસીધો બોલ? તને કોણે મોકલ્યો હતો?"

"મારી માએ"

"તારી મા કોણ છે?"

"રાણીવાસમાં ખવાસણ છે. રાજમાતાને પરમદહાડે સ્વપ્નું આવ્યું હતું કે, તમારો જીવ જોખમમાં છે. તેથી તેમણે રા'ને કહ્યું અને રા'એ પછી તમને બોલાવવા હુકમ કર્યો."

"તેં જઈ આવ્યા પછી શું કર્યું?"

"રા'ને અને રાજમાતાને ખબર આપી કે, તમે આજકાલમાં અહીં આવી પહોંચશો."

"તું પ્રતિજ્ઞા ઉપર કહે છે કે, આ તેં સાચું કહ્યું છે?"

"હા."

"રા'ના સોગંદ લઇને કહે કે, તું સાચું કહે છે."

હઝુરીઓ તેના સામું જોઇ રહ્યો. યુવકે તેની કાનપટ્ટી ખૂબ આમળી અને કહ્યું: "ચલાવ, જરાક માટે હવે ઢીલ ન કર."

હઝુરીઆએ રા'ના સોગંદ લઇને કહ્યું કે, હું સાચીજ વાત કહું છું.

"તું કહે છે કે, તું મને ઓળખે છે. તે આટલા જ ઉપરથીને ?"

"હા. તમારૂં નુર કાંઇ ઢાંક્યું રહે ખરૂં; બાપુ ?"

"અને બીજાં બધાં મને 'રાજમલ્લ' તરીકે ઓળખે છે, એ તેં આપેલી ખબરને આધારે જ ને ?"

"હાસ્તો વળી ! એમ કેમ પૂછો છો ? તમારા સિવાય 'રાજમલ્લ' બીજો હોય કોણ ?"

યુવક હસ્યો. "હાસ્તો ! બીજો હોય કોણ ?" તે સ્વગત ગણ-ગણ્યો. તેણે પોતાના ખિસ્સામાંથી થોડીક રૂપામહોરો કાઢી, તે હઝુ-રીઆને આપી; અને તે ઓરડામાં અહીંતહીં ફરવા લાગ્યો.

એટલામાં દુષ્ટસિંહ સાથે પેલો હઝુરીઓ તે ખંડમાં આવી પહોંચ્યો. દુષ્ટસિંહને જોઇને યુવકને ખ્યાલ આવી ગયો કે, ગીરનારમાં જે સૈનિકના ઉપરીપણા નીચે પોતાને અને મોતીશાને શોધવા ૫૦-૬૦ સૈનિકોની ટુકડી આવી હતી, તેજ આ સૈનિક છે. એ સેનાપતિનો માણસ છે, અને અત્યારે અહીં ક્યાંથી, એવો પ્રશ્ન તેના મનમાં ઉઠ્યો. તેને રૂપાંદેની ચેતવણી યાદ આવી. એટલે તે મોટેથી બોલ્યો: "અહો ! આ ચોથા જણ કે ? આવો લશ્કરી પોષાક આપણને ના જોઇએ." તેણે દુષ્ટસિંહ પાસે જઇ તેના ખભા પર એક સખ્ત ધપ્પો લગાવી ખૂબ હસતાં હસતાં કહ્યું: "ગંજીફાં ખેલતી વખતે અને નીશાબાજીની રંગત વખતે લશ્કરી દરવેશ ના જોઇએ. મઝા ઉડાવવી હોય તો કાઢી નાંખ આ બધો ડોળદમામ ! નહીં તો, ચાલ્યો જા અહીંથી." તેણે પોતાની સાથે વાત કરનાર હઝુરીઆને પૂછ્યું: "કેમ, હું ખરૂં કહું છું કે નહીં ?"

પેલાએ હામાં હા મેળવી: "બરાબર છે. આનંદ કરવો તો બરાબર કરવો."

દુષ્ટસિંહને પોતાનો પોષાક કાઢવાનું મન નહતું. પણ અહીં કાંઇ ગુસ્સો કરી ધાંધળ મચાવાય એમ ન હોવાથી તેણે લશ્કરી પોષાક કાઢી એક ખીંટીએ લટકાવ્યો અને તલવાર પણ તેની ઉપર લટકાવી, સાદા પોષાકમાં તે સૌની સાથે આવીને બેઠો.

યુવકે ચાર પ્યાલા દારૂના ભર્યા અને ત્રણેને એકેક આપી કહ્યું: "માણસને ઊંઘ આવતી હોય તો આ લાલ પાણી જાગ્રત રાખે છે. તેનામાં ખબરદારી લાવે છે અને તેને જે કામ કરવાનું હોય તેમાં સતેજ બનાવે છે. માટે બસ ઉડાવો."

તેઓ ત્રણ દારૂ પીવામાં રોકાયા એટલે યુવકે બારી પાસે જઈ, પ્યાલામાંનો દારૂ બહાર ઢોળી દઈ, પીવાનો ઢોંગ કરતો હોય તેમ ખાલી પ્યાલો મોં આગળ ધરી રાખ્યો અને તેઓ બેઠા હતા ત્યાં લથડતે પગલે ચાલી આવીને પ્યાલો મૂકી દીધો.

"ચાલો, ગંજીફાં ખેલીએ." તેણે સૂચવ્યું.

સૌ રમવા લાગ્યા. રમતાં રમતાં યુવકે પેલા હજુરીઆ સાથેની વાત આગળ ચલાવી: "દોસ્ત, મારૂં એકાદ ચિત્ર આ મહેલમાં હશે?"

"ના તમે નાનપણમાં અહીં રહેતા હતા, ત્યારનુંયે તમારૂં કોઈ ચિત્ર અહીં નથી."

"મને બરાબર દીઠે ઓળખતો હોય એવોયે કોઈ માણસ અહીં નથી?"

જે હજુરીઓ બહાર ગયો હતો, તેણે પહેલાને પૂછ્યું: "આ મહેરબાન આમ કેમ પૂછે છે?"

"મનેયે એ સમજાતું નથી! ક્યારના મને કહે છે કે, તું તો ગપ્પ મારે છે. તું અને વળી અહીંનાં બધાં માણસો યે મને બરાબર ઓળખતા નથી."

બીજા હજુરીઆએ આ ઉપરથી યુવકને પૂછ્યું: "ત્યારે શું આની ભૂલ થાય છે, એમ તમે કહો છો, મહેરબાન?"

"તનેયે નીશો ચઢ્યો લાગે છે તો! એ કહે છે કે, ભૂલ નથી થતી તો પછી ભૂલ થાય એમ કહેનાર તું કોણ?"

"હું ક્યાં એમ કહું છું? તમે 'ઓળખતો નથી' ને 'વગર ઓળખતો નથી' એમ કહો છો, તે પરથી પૂછું છું."

"એનું કારણ ન સમજ્યો? નાનપણમાં મારી સાથે સંતાકુકડી રમનારા, મારખોખું રમનારા, એવા જે બધા હતા, તેમાંનો કોઇ હાલ અહીં છે કે કેમ, એ મારે જાણવું છે."

"હાઃ હાઃ" પહેલો હજુરીઓ બોલ્યો: "તમે બડા રમુજી છો, મહેરબાન!"

દુષ્ટસિંહે ધીમે સ્વરે બીજા હજુરીઆને કહ્યું: "એને ખૂબ નીશો ચઢ્યો લાગે છે. હજી યે ખૂબ પાઓ એટલે મઝા આવશે."

તેઓએ પ્યાલા ભર્યા અને યુવકને પણ આપી પોતે પીવા લાગ્યા. યુવકે આ પ્યાલો પણ, તેઓની ધ્યાન બહાર ઢોળી નાંખ્યો. ગંજીફાને બદલે તેણે સોગઠાંબાજી રમવાની સૂચના કરી અને તેઓને તેમાં મશગુલ બનાવ્યા. વચ્ચે વચ્ચે દારૂના પ્યાલા પણ તેઓને પાવા માંડયા. રમત રમાતી ગઈ અને યુવકે પોતાના પ્રવાસની અને બીજી કેટલીક તેઓને રસ પડે એવી વાતોનાં ગુલબાન છોડવા માંડયાં. દારૂનો એક ચંબુ ખલાસ થતાં, બીજો મંગાવવામાં આવ્યો. બીજો ખલાસ થતાં ત્રીજો અને પછી ચોથો, એમ ચાર ચંબુ ખલાસ થયા. કૈંક લડાઇની વાતો, કૈંક બહારવટીઆની વાતો, કૈંક વીરતાની વાતો, અને કૈંક મોજવિલાસની વાતોમાં આ ત્રણેને યુવકે એવા તો તલ્લીન બનાવ્યા કે, વચ્ચે વચ્ચે આવેશ અને આતુરતાની લાગણીઓ થી તેઓએ દારૂની વધુ ને વધુ લિજ્જત લીધી. એ દરમ્યાન યુવકે પોતે તો એક પણ ટીપું નહીં પીવાની ખૂબીબંધ કાળજી રાખી.

દુષ્ટસિંહ જે ઇરાદાથી આવ્યો હતો તે ઇરાદાને બદલે દારૂના ઘેનમાં એકવાર બોલી ગયો: “ શાબાશ, દોસ્ત, આજ તો તેં બહુ મઝાની વાતોથી મને ખુશ કર્યો; મારા જન્મારામાં નહીં મેળવેલી દારૂની મોજ આપી: માટે જા, હું તને નહી મારૂં; જીવતો છોડી દઉં છું. સેનાપતિના બાપની મને કૈં સાડાબાર નથી. ”

પછી રા’નો એક હજુરીઓ પણ લવવા લાગ્યો: “ મારાથી ઉઠાતું નથી; નહીં તો આજ બસ રા’ના હુકમ મુજબ કોઇ સ્વર્ગની સુન્દર પરી પાસે તને લઈ જાત !”

તેનું જોઇ ત્રીજો બરબડયો: “ જા, રા’એ મને આપેલી રૂપા મહોરોની કોથળી હું તને આપી દઉં છું. રા’ પૂછે તો કહેજે કે, મેરૂ ખવાસે મને ખુશ થઇને આપી દીધી છે. ”

“ દોસ્ત ” દુષ્ટસિંહે બબડવા માંડયું: “ તારો આવરદા લાંબો છે. બાકી હું તો લશ્કરમાં ઓદ્ધા માટે મારા સગા બાપને યે જીવતો ન છોડું ! ”

“ બરાબર છે. ” મેરૂ ખવાસ બોલ્યો: “ આપણા રા’ને યે હું તો થપાટ મારી દઉં ને ? ”

ત્રીજો બોલ્યો: “ અને હું તલવારના એક ઘાથી રા’નું માથું ઝાટકી નાંખું !”

યુવકની મુખમુદ્રા ઉપર હાસ્ય અને વિજયની રેખાઓ છવાઇ રહી. નીશામાં માણુસ હેવાન જેવો બની જાય છે અને ભાન સાન વિનાં કૈં કૈં લવારી એવી કરે છે કે જે માટે તેને શુદ્ધિમાં જરૂર

પસ્તાવું પડે. વળી નીશામાં માણસ પોતાની બુદ્ધિમાં સેવેલા વિચારો પણ બહાર કાઢે છે. આ ત્રણ જણાઓને જે બેતથી તેના ખંડમાં મોકલવામાં આવ્યા હતા, તે બેતનો ખ્યાલ યુવકને તેઓના લવારામાંથી આવી ગયો. તેઓને સંપૂર્ણ બેશુદ્ધ બનેલા જોવા તે થોભ્યો અને વધારે ને વધારે વાતોડીઓ બની ગયો. રાત્રિના પ્રહરો ઉપર પ્રહરો જ્યારે કોઇની વાટ જોયા વિના વહ્યા રહ્યા ત્યારે આખરે એની ધારણા ફળી. માત્ર દિવાલો સાથે જ પોતે વાત કરે છે, એમ તેને લાગ્યું. તેના ત્રણે સાથીદારો દારૂના નીશામાં ચકચૂર બનીને બેભાન હાલતમાં ગમે તેમ બળદીઆની પોઠોની માફક પડેલા તેણે નિહાળ્યા. અને એ સ્થિતિમાં તેણે તેઓની ઝડતી લેવી યોગ્ય વિચારી. હજુરીઆઓના ગજવામાંથી રૂપામહોરો અને થોડીક પ્રકીર્ણ વસ્તુઓ વિના કાંઈ મહત્વનું તેને મળ્યું નહીં.

તેણે હવે દુષ્ટસિંહનો લશ્કરી પોષાક કે જે ખીંટીએ ટીંગાડેલો હતો, તે તપાસ્યો. ચુડામણિએ દુષ્ટસિંહને લખી આપેલા ત્રણ હુકમો તેના જોવામાં આવ્યા; અને રા'ના શરનામાનું પરબીડીઉં પણ તેના જોવામાં આવ્યું. એ પરબીડીઉં ફોડવું કે નહીં, એ વિષે તેણે વિચાર કરી જોયો. દુષ્ટસિંહની લવારી અને તેને ચુડામણિએ લખી આપેલા હુકમો વાંચ્યા પછી હવે તો આ પરબીડીઉં ખોલવું જોઇએ એવો નિર્ણય કરી તેણે તે ખોલ્યું અને રૂપાંદેને પરણાવવા ચુડામણિની નારાજી, રૂપાંદેનો જયમલ્લ પરનો પ્રેમ અને કેદી તરીકે પોતાને પકડવાની ચુડામણિની ઈચ્છાથી તે વાકેફ થયો. પરબીડીઉં ખોલ્યું એ ઠીક થયું, એમ તેને લાગ્યું.

જે ત્રણ જણ તેના ખંડમાં પડયા હતા, તેઓ તરફ તેની નજર ગઈ. તેણે ઝડપથી તેઓનું શું કરવું એ નક્કી કરી લીધું. દીવા પાસે જઇ તેણે તેની મેશ એ ત્રણેનાં મોઢાં ઉપર ચોપડી, મોઢાં કાળાં કરી દીધાં અને ખંડનાં બારણાં ઉઘાડી, તેઓને ઢસડીને બહાર કાઢ્યા.

ખંડની અંદર આવી, બારણાં બંધ કરી, તે સ્વગત બોલ્યો: "આ રમતમાં રા' હાર્યો અને હું જીત્યો !"

દુષ્ટસિંહના પોષાકમાં કાગળીઆં પાછાં મૂકી દઇ પોતાનો હાથ રૂમાલ તે પોષાકને બાંધી તેણે પોટકી વાળી અને પછી તે ખંડમાં પડેલા પલંગ પર તે મૂકી નિશ્ચિંતપણે તે પ્રભાત થતા સુધી તેમાં આડો થયો.

## પરિચ્છેદ ૧૭.

### રા’ને પડકાર !

પ્રાત:કાલનાં રવિકિરણો હજી ફુટયાં નથી; મંદ મંદ વાયુની શીતલ લહરીઓથી વૃક્ષાદિક ડોલી રહ્યાં છે: દષ્ટિમર્યાદામાં આકાશ અને ગિરિવર **ગીરનાર** એકાકાર બની ગયાથી અપાર શોભા આપે છે; સિમાડાનાં ખેતરોમાં ખેડુતો મોટા સ્વરે ગીત ગાતા હળ ખેડી રહ્યા છે. આંબાની ઉંચી ડાળે વટેમાર્ગુઓને દેખા દીધા વિના કોયલડીઓ "કુહુ" "કુહુ" શબ્દ વડે કર્ણપ્રિય કુજન કરી રહી છે. તેવે સમયે **ચંદ** બારોટે **જુનાગઢ**ના દરવાજામાં પોતાના ઘોડાને પ્રવેશ કરાવ્યો. એ સમયે દૈનિક નિયમ પ્રમાણે દરવાજા ઉપરનાં ટકોરખાનાં વાગવા શરૂ થયાં. **ચંદ** આગળ ચાલ્યો. તેણે જોયું કે, હજી **જુનાગઢ**ની તમામ વસ્તી જાગી નથી. ઘણાક એદીઓનાં ઘર હજી ઉઘડયાં નથી; ઘણાક આળસુઓએ હજી પોતાનાં બિછાનાં છોડયાં નથી; શેરીઓ અને મહોલ્લાઓમાં કેટલાક લોકો દંતધાવન–ક્રિયા કરે છે; કોઇક કોઇક ઘરોમાંથી મધુરા પ્રાતઃસ્તવનના સંસ્કૃત શ્લોકોના ઉચ્ચાર શ્રવણે પડે છે; મંદિરોમાં આરાર્ત્તિ અને મસ્જીદોમાં બાંગ પોકારાતી સંભળાય છે; શહેરમાં કોઇક ઉદ્યમી ધંધાદારીઓની દુકાનો પણ ઉઘડી છે-એ સર્વમાં નિહાળવાનું નિહાળતો અને સાંભળવાનું સાંભળતો **ચંદ**, રસ્તે જનારાઓને રાજમહેલ કિયો એમ પૂછતો રાજમહેલ આગળ આવી પહોંચ્યો. તે ઘોડા ઉપરથી ઉતરતો હતો તે વખતે રાજમહેલની બારીમાંથી એક ઝીણો ખુંખાર થયો. **ચંદ**ની નજર ઉંચે ગઇ. એક તરૂણને તેણે તેમાં ઉભેલો દીઠો. તરૂણના ચહેરા ઉપર આશ્ચર્યભાવ હતો; પણ **ચંદે** લગીરે આશ્ચર્યભાવ પોતાના ચહેરા પર ન બતાવ્યો, અને જાણે તેની સાથે તેને મુદ્દલે પરિચય નહોય તેમ બેદરકારી બતાવી, તે પહેરેગીર પાસે ગયો. પોતાનો પરિચય આપતાં અને **રા’ ગજરાજ**ને મળવું છે, એમ તેણે કહેતાં, પહેરેગીરે અંદર જઇ થોડીકવારમાં પાછા આવી વિનયપૂર્વક **ચંદ**ને રાજમહેલમાં દાખલ કર્યો. એક પહેરેગીર તેનો ઘોડો સંભાળવા લાગ્યો.

**રા’ ગજરાજ** કયારનો જાગૃત થયો હતો. જે યુવકને રાતના પોતાના મહેલમાં તેણે ઉતારો આપ્યો હતો, તેના ખંડ બહાર કાળા

મોઢાના ત્રણ જણ પડયા હતા, એ વાતની ખબર એક હજુરીઆએ તેને આપી હતી. તે વિચારમાં હતો કે, યુવકને હમણાં બોલાવીને એ વિષે પૂછપરછ કરૂં કે નહીં; એટલામાં ચંદ બરદાયીના આગમનના સમાચાર તેને કહેવામાં આવ્યા. પૃથુરાજ ચૌહાણનો એ દસોંદી એટલે બેશક માન દેવા લાયક. એનું આગમન કંઇક રાજદ્વારી કારણસર જ હોય. શું છે, તે વાતચીતથી જણાશે, એમ વિચારી તે તેને મળવા સ્વસ્થ થઇને બેઠો.

ચંદે રા'ના ખંડમાં પગ મૂકતાંજ કહ્યું: "નમસ્કાર, જુનાગઢના મહા યશસ્વી ધણિ, નમસ્કાર:

"મધૂર મહાન મંજુ ભૂરિ ફલ ભછછન સોં
ત્રપત કરી હે રસ રસિક રસન કોં
સાખા કે સુઅગ્ર પુંજ પલ્લવકી છાંયા તલ
સીત જલ પાંન કરિ કિયો હે સયન કોં
ગયો હે ગવન શ્રમ અંતરકો બહુ તમ,
બસિ બહુ કાલ કિયો સાંત અતિ મનકોં
અહો મહાભાગ તરૂ પ્રીતમ પથિક કેસુ
આજ ફિર પાયો હે પ્રસંગ દરસન કોં"*

રા'એ તેને આવકાર આપતાં અને એક વિરામાસન તરફ આંગળી કરતાં કહ્યું: "પધારો, મધૂરી અને મીઠી વાણીવાળા કવિરાજ, પધારો. આજ તમને જોતાં મને ઘણો આનંદ થયો."

"મારી મધૂરી અને મીઠી વાણીથી તમને જેવો આનંદ થયો" ચંદે કહ્યું: "તેવોજ તમારી વાણીથી મને થાય ત્યારે મારૂં કામ સિદ્ધ થાય."

"ત્યારે તમે કોઇ ખાસ કામ માટે પધાર્યા છો, ખરૂં? બેલાશક, જે ઇચ્છા હોય તે જણાવો. તમારા જેવા રસિક કવિઓનાં મનને સંતોષ દેવો એ અમ રાજવીઓનો ધર્મ છે."

---

* **ભાવાર્થ**:—હે પથિક લોકોને પ્યારા માર્ગના મોટા વૃક્ષ! તારાં સુંદર, મોટાં અને મધુર ઘણાં ઘણાં ફળોનું ભક્ષણ કરીને, રસોમાં રૂચી ધરાવનારી રસનાને ઘણાએ તૃપ્ત કરી છે; તારી શાખાઓનાં રહેલાં અગ્રોનાં પલ્લવોના પુંજોની છાયા નીચે શીતળ જળ પીને શયન કર્યું છે; તારા આશ્રયે રહી રસ્તાનો સર્વ પરિશ્રમ દૂર કર્યો છે; અંતરનો અધિક અંધકાર પણ નસાડયો છે; મનને શાંત કર્યાં છે. એવા હે મહાભાગ પથિકના પ્રીતમ વૃક્ષ આજ ફરીથી તારાં દર્શનનો લાભ મળ્યો છે. (અન્યોક્તિ વિલાસમાથી સહેજ ફેરફાર સાથે.)

"રા' ! રાજવીઓના ધર્મ સમજો છો, એ સારી વાત છે. કહો ત્યારે; હું લાંબી વાત નહીં કરૂં. તમે કોનો પક્ષ લેશો ?"

"બે પક્ષ કિયા છે ?"

"તમે એટલું તો જાણો છોને કે, દિલ્હીના પૃથુરાજ ચોહાણ અને ગુજરાતના ભોળા ભીમદેવને મિત્રતા નથી ?"

"હા" રા'ગજરાજે જવાબ દીધો.

"હું ભોળા ભીમદેવને યુદ્ધનું નિમંત્રણ આપી આવ્યો છું; અને થોડા વખતમાં અમો વચ્ચે મોટું યુદ્ધ થશે."

"વારૂ. હવે મારા સંબંધી તમારી શી ઈચ્છા છે ?"

"એજ કે, તમે અમારા પક્ષમાં જોડાઓ. મોટા મોટા મહારથીઓ અમારા પક્ષમાં છે. એમાં તમે જોડાશો તો અમરકીર્તિ મેળવશો."

"બારોટજી, મારું માં લગાડશો. પણ ગુજરાત મારી સરહદથી દૂર નથી. દિલ્હી દૂર છે. હું દૂર જાઉં તેના કરતાં નજદીકમાં રહું એ શું ખોટું ?"

"ત્યારે તમને ભીમદેવના તરફથી પહેલું કહેણ આવી ચૂક્યું લાગે છે."

"ના. ભીમદેવ તરફથી મને હજી સુધી કોઇ કહેવા આવ્યું નથી. આ તો માત્ર મારા મનની ઈચ્છા સહેજ દર્શાવી."

"મહારાજ, તમારી ઇચ્છા અવિચારી છે. તમે એનો પક્ષ લેવા માટે ગુજરાત નજદીક હોવાનું જણાવ્યું; પણ જાણો છો કે, સૂર્યનો પ્રકાશ દૂર દૂરથી પણ સૌને તેજોમય કરે છે. સૂર્યનો તાપ ખૂણેખાંચરે પણ કરમાયલાં ફુલોને પહોંચી પ્રફુલ્લતા આપે છે. સૂર્યના તેજમાં ઉભા રહેવાથી પણ સાધારણ માણસોને હૂંફ વળે છે; તો પછી આપ જેવા રાજાઓની અનેક આકાંક્ષાઓ પૂરી પડે એમાં શી નવાઇ !"

"પૃથુરાજ ચોહાણ પાસેથી હું કાંઇ આકાંક્ષા રાખતો નથી."

"પણ તેઓશ્રી તમારા જેવાની મિત્રતાના ઉત્સુક છે."

"શા માટે ? તમે તેને સૂર્ય કહો છો; તો પછી સૂર્યને બીજાની મદદની શી જરૂર ?"

" મદદ નહીં—મિત્રતા: સાથીદારી."

" મિત્રતા કે સાથીદારી હું એમ ને એમ સ્વીકારતો નથી."

" એટલે ? "

" મારો પ્રતાપ જે કબૂલ કરે તેની જ મિત્રતા હું સ્વીકારું છું."

ચંદ તેના સામે ઘડી ભર જોઇ રહ્યો. અને પછી ટૉળ કરતા અવાજે પૂછવા લાગ્યો: " આપનો પ્રતાપ કેવોક છે, ભલા ? "

"એ જાણવા માટે તમારે મારા બંદીજનો પાસે જવું જોઇએ. "

" શી ખુમારી ? ! " ચંદ સ્વગત બોલ્યો.

રા' એ તે વેણ સાંભળી કહ્યું: " એ ખુમારી નથી પણ સત્ય હકીકત છે. તમને ખબર ન હોય તો મારા સેનાપતિની દિગ્વિજય-પ્રતિજ્ઞા જાણી આવો. ભારતવર્ષનો એકકે એક રાજા થોડાક દિવસોમાં તે જાણશે અને જાણીને થથરશે."

" વાહ ! રા' ! વાહ ! " ચંદે કરડાગીમાં કહ્યું.

" ચંદ, તમારા તરફ અત્યાર સુધી મેં માનની લાગણીથી જોયું છે. તમારી સાથે તમારો મરતબો જાળવી વાત કરી છે. વધુ જીભા-જોડી મને પસંદ નથી."

" ત્યારે તમે મને જવાબ આપી દીધો. ખરું ને ? "

" હા. "

" તમારું કહેવું એમ છે કે, પૃથુરાજ ચૌહાણે તમારા દરબારમાં આવી નોકરી કરવી; તમને પોતાની દિલ્હીની ગાદી સોંપી દેવી અને પછી ભીમદેવ સાથેની લડાઇમાં તમે તમારા મહાન્ સેનાપતિ કે જે દિગ્વિજય કરી આવનાર છે, તેની મદદ પૃથુરાજને આપશો ! "

રા'એ કાંઈ જવાબ ન દેતાં ગર્વથી તેના સામે જોયા કર્યું. ચંદે પ્રચંડ સ્વરે કહ્યું: " અરે, કૂપમંડૂક જેવા રાજવી ! તમને પૃથુરાજના પ્રતાપની તલભાર પણ ખબર નથી; તેથી જ વગર વિચાર્યે તમે એના વિષે ગમે તેમ બોલો છો ? રા' ! જાણો છો કે, હાથીના પગ આગળ દેડકાં કેવાં લાગે ? કદળીના થડ આગળ વડના ટેટા કેવા લાગે ? દેડકું પોતાનું પેટ ગમે તેટલું ફુલાવે તોયે હાથીના પગ જેટલું જાડું ન થઇ શકે અને આખરે તેનું પેટ ફાટી જઈ તે મરણને શરણ થાય ! કેળનું થડ વડના ટેટા પર પડે તો ટેટો ઝટ ફસકાઈ જાય ! પૃથુરાજ ચૌહાણનો પ્રતાપ એ માતંગરાજ અને

એ કદળી–થડ જેવો છે. સાંભળો:—

**જા કે તેજ આગે તેજ ઔર કો ન આવે દ્રગ,**
**પેજ સોં પ્રતક્ષ નિસિચર કો નસાવે હેં;**
**જોરત સુમગ મેં કુમગ મેં પરે કો વેગિ,**
**જગમેં પ્રકાશ પુંજ પુંજ છબિ છાવે હેં;**
**ઐસો એક કેવલ પરમ પ્રતાપ પર્યો,**
**લોકમેં અથાહ ઓક ઓજકો સુહાવે હે;**
**સકલ સુજન કોં સુચ્યાર ફલ સાધવે કોં,**
**અમલ અનૂપ પૃથુ-ભાનુકો કહાવે હે.''***

"એવું તો મારે મોઢે યે કહી શકાય! તમે તમારા રાજાને વખાણો અને મારા બારોટો મને વખાણે!" રા'એ કહ્યું.

"તમારી ભૂલ થાય છે. જેની ડાળે હું બેસું તેના ગુણ ગાઉં એવો કોકીલ નથી. મહારાજ પૃથુરાજના પ્રતિપક્ષી ગુર્જરેશ્વર **ભીમ**-દેવને ત્યાં હમણાં જ હું જઇ આવ્યો. એના ગુણ અને એની વીરતા બેશક મેં એને મોઢે જ વખાણી છે. એ એકલો જ મહારાજ પૃથુ-રાજનો સમોવડીઓ છે. પણ તે કેવો? અમારા મહારાજ સૂર્ય અને તે ચંદ્ર, એટલો એ બે વચ્ચે ફરક."

"બીજા કોઇ રાજાઓના પ્રતાપ તમને વસતા જ **નથી** ખરૂં કે?"

"**રા'**, હું તો મોઢામોઢ સાચું કહી દેનારો છું. એ સૂર્ય અને એ ચંદ્ર આગળ તમ જેવા સૌ તારલા! બેશક, એમાં કોઇ મોટો તારલો હોય અને કોઇ નાનો હોય."

"બારોટજી" **રા'** ગજરાજે કહ્યું: "જો તમને ફક્ત વાતોમાં જ કોઈની વડાઇ ગાતાં આવડની હોય તો હવે એ વાતો મારે **નથી** સાંભળવી. મારા સેનાપતિનું નિમંત્રણ સૌ માટે જાહેર છે. તમારા પૃથુરાજને એની સાથે લડવું હોય તો લડે. પછી એના પ્રતાપની મને ખાત્રી થશે."

---

* **ભાવાર્થ**—જેના તેજ આગળ બીજા કોઇનાં તેજ નજરે પડતાં **નથી;** રાત્રિમાં ફરનારા રાક્ષસો જેનાથી નાસી જાય છે; કુમાર્ગમાં પડેલા લોકો જેનાં દર્શન માત્રથી સુમાર્ગે જોડાઇ જાય છે અને જગતમાં જેનો પ્રકાશ-પુંજ ફેલાઇ રહ્યો છે—એવા એકલાનો જ પરમ પ્રતાપ પડે છે કે જે શક્તિના સકલ સ્થાનક રૂપ છે અને જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર ફલ સાધી આપે છે. એવો અનૂપ અમલ એકલા પૃથુરાજ રૂપી સૂર્યનો જ છે.

( અન્યોક્તિ વિલાસમાંથી ફેરફાર સાથે. )

" પૃથુરાજ મહારાજ તમારા સેનાપતિ જેવા સાથે લડે ? " ચંદ હસતો હસતો બોલ્યો: " અરે, એના એક સરદારના સાધારણ સામંતો જ તમારા સેનાપતિને ચાંચડની પેઠે ચોળી નાંખવા માટે પૂરતા છે ! "

" શી ઠંડા પહોરની ખોટી ડફાંસો હાંકો છો ? "

" મારા કહેવાની પતીજ તમને નથી પડતી ? "

" રજમાત્ર પણ નહીં. તમો ભાટ લોકોનો ચાલુ રિવાજ છે તે મુજબ તમે અતિશયોક્તિ કરો એમાં નવાઈ નથી. "

' તો સાંભળી લ્યો જુનાગઢના ગર્વિષ્ટ ધણિ ! સીરસાના વત્સરાજના દીકરા તરફથી મહારાજ પૃથુરાજ ચૌહાણના મહોબા નગરના સુબા સરદાર પંજુન કછવાના બે સામંતો આદલ અને ઉદલ તમારા જાહેર ઢંઢેરાના જવાબમાં તમારા સેનાપતિનો ગર્વ તોડવા તેની સાથે લડવા તૈયાર છે. એને મહોબાની સરહદ ઉપર તમારાથી જેટલો વહેલો બને તેટલો વહેલો મોકલજો. "

" તમે એ બે સામંતો તરફથી આ કહો છો ? "

" વત્સરાજના દીકરા તરફથી કહું છું કે જે અમારા પૃથુરાજ મહારાજનો એક આશ્રિત રાજવી છે. "

" એ વત્સરાજને મારા સેનાપતિએ હરાવી અહીં કેદ કર્યો છે, એ તમે જાણો છો ને ? "

" અને એ વત્સરાજને નમાવવા જતાં એક નાના છોકરાએ ગઇ કાલે તમારા બજારમાં ધર્ષીને જેનું નાક કાપ્યું હતું એજ તમારો સેનાપતિ ચુડામણિ ને ? તમારા દીકરાને તમારાથી જુદો પડાવ્યો, એજ તમારો સેનાપતિ ચુડામણિ ને ? તમારા દીકરીનું તમે ઢોંકના અર્જુનસિંહજીના ફટાયા સાથે વેવિશાળ કર્યુ છે; છતાં તે તોડીને બીજી ઇચ્છા જાહેર કરવાની સલાહ આપનાર તમારો સેનાપતિ ચુડામણિ ને ? "

" અર્જુનસિંહના ફટાયા રાજમલની તમારી હકીકત તદ્દન જુઠ્ઠી છે. એ છોકરો ગુમ થયો છે. એનું અસ્તિત્વજ નથી; અને જો હોય તો તે વ્યસની અને વ્યભિચારી હોવાથી વાગ્દાન રદ્દ કરવામાં હું વ્યાજબી છું. મારા સેનાપતિએ મારા પુત્રને દેશવટો અપાવ્યો, એ તમારૂં કહેવું પણ અસત્ય છે અને જે નાના છોકરાની

વાત કરો છો, તેને તો ક્યારનો કેદ કરવામાં આવ્યો છે !"

"એમ ?" ચંદે આશ્ચર્ય બતાવીને પૂછ્યું અને થોડીવાર ચૂપ રહ્યા બાદ કહ્યું: "એ તમારો સેનાપતિ ચાહે તેવો હોય. અમે એને યુદ્ધમાં મળીશું ત્યારે એનું પાણી જોઇશું. તમારો ગઢ છોડીને મેદાનમાં તે કેમ લઢી શકે છે, એ પણ જાણી શકીશું."

"બેશક જો જો."

ચંદ હવે રા' પાસે થોભ્યો નહીં અને તેના ખંડમાંથી વદાય થયો.

ચંદ જ્યારે રા' ના ખંડમાંથી બહાર નીકળ્યો ત્યારે જે યુવકે તેના આવતા પહેલાં બારીએ ઉભા રહી ખુંખાર કર્યો હતો તે યુવક એક બીજા ખંડ આગળ ઉભેલો તેના જોવામાં આવ્યો. ચંદ તેની પાસે ગયો. યુવક તેનો હાથ ઝાલી તેને ખંડની અંદર લઇ ગયો અને બારણાં બંધ કરી, ચંદને પલંગ પર બેસાડી, તેની સામે પોતે હસતો હસતો ઉભો રહ્યો. ચંદે ધીમા સ્વરે તેને પૂછ્યું: "તું અહીં ?! તું રાજમલ્લ કે—?"

યુવકે નાકે આંગળી અરકાડી, અને આમ તેમ જોઈ ઘણાજ ધીમા સ્વરે કહ્યું: "મને અહીં "રાજમલ્લ" તરીકે સૌએ કહેવા માંડયો છે. મને મોતીનાદના ભાવી પતિ તરીકે ગણવા માંડયો છે–"

"એમાં તું સૌને છેતરતો નથી ? એમાં તારા હૃદયને અપ્રમાણિક માર્ગે નથી દોરતો ?"

"પણ તેઓ પોતાની મેળે જ મને 'રાજમલ્લ' કહે છે, તેમાં હું શું કરૂં ?"

"ખુલાસો કર. કહી દે કે, તું તે નથી."

"બારોટજી, હું તેમ કરૂં તો મારો હેતુ પાર ન પડે."

"તારો હેતુ ?! તું શો હેતુ ધરાવે છે ?"

યુવક તેને એક બારી આગળ લઇ ગયો. જુનાગઢની તુરંગની ઉંચી દિવાલો બતાવી બોલ્યો: "મારો અહીં આવવાનો હેતુ એ તુરંગ છે."

"સમજ્યો." ચંદ બારોટે જવાબ દીધો: "તું વત્સરાજ મહારાજને છોડાવવા માગે છે. ખરૂં ?"

"હા. હું પૃથ્વીરાજ મહારાજ પાસે હતો, તે દરમ્યાન વત્સરાજ મહારાજે જુનાગઢ ઉપર હલ્લો કર્યો અને તેઓ હારીને કેદ થયા. એ ખબર મને દિલ્હીમાં મળ્યા પછી હું તરતજ સીરસા ગયો. પ્રજાનું સાંત્વન કરી, કોઇ પણ ઉપાયે મહારાજને છોડાવી લાવવા વચન આપી, અહીં જુનાગઢ આવ્યો. તે પછી બીજે દિવસેજ કૈં ને કૈં બીજા પ્રસંગોમાં મારૂં રોકાણ થઈ રહ્યું છે."

"સબૂર" ચંદે પૂછ્યું: "જુનાગઢના ભર બજારમાં મોતીશા નામના વણિકને બચાવનાર તું જ કે ?"

"હા."

"વત્સરાજ મહારાજના બંધ તેં કાપી નાંખ્યા હતા કે ?"

"હા. એ એવો એક સરસ મોકો હતો કે જ્યારે લોકની ગીર્દીમાંથી હું તેમને સહેલાઇથી લઇ જઈ શકત. પણ દુર્ભાગ્યે તેમણે જ ના પાડી. એ પછી બીજા બે ત્રણ પ્રસંગોમાં ઝબકોળાઇ હવે આ 'રાજમલ્લ' ના પ્રસંગમાં લપટાયો છું."

"તારા એ તમામ પ્રસંગોથી હું અમરપુરમાં જ માહિતગાર થયો છું–"

"અમરપુરમાં તમે ગયા હતા ?"

"હા. ત્યાંનો મુખી મારો સગો થાય છે. મારી મુસાફરીમાં રાત પડી જવાથી મેં ત્યાં ઉતારો કર્યો. ત્યાં મોતીશા, જયમલ્લ સૌનો ભેટો થયો. તારાં પરાક્રમની વાત જાણી. તારા નામના ઉલટ પાલટ અક્ષરો કરીને તું નામ ફેરવીને અહીં રહ્યો છું, એ પણ હું ચેત્યો."

"મારા નામના અક્ષરો જ 'રાજમલ્લ' નામમાં છે, એ હું કબૂલ કરૂં છું; પણ દૈવયોગે એ મેળ મળી રહ્યો છે."

"એને લગતી રજે રજ વાતથી મને જયમલ્લે વાકેફ કર્યો છે; પણ તે છતાં, મારૂં માનવું છે કે, તારે ખુલાસો કરી દેવો જોઇએ."

"મારો ખરો પરિચય હું તુરંગમાં એકવાર મહારાજ પાસે જઇ, તેમને છોડાવી, તે પછીજ સૌને આપીશ."

"એટલે શું તું હજી તુરંગમાં જાતે જવા માગે છે ?"

"હા. કોઇપણ તરકીબથી હું એ ઉંચી દિવાલો ભેદીશ.

મહારાજે શું કામ મારી સાથે આવવું પસંદ ન કર્યું તે જાણીશ અને પછી અહીંથી પસાર થઇ જઇશ."

ચંદ ઘડીભર વિચારમાં પડ્યો અને પછી બોલ્યો: "મારી એક સલાહ માનીશ? તું હમણાં વત્સરાજ મહારાજની ચિન્તા રહેવા દે. મેં રા' ગજરાજને તારા તરફથી યુદ્ધનું નિમંત્રણ આપ્યું છે—"

"મારા તરફથી?"

"હા. તેનો સેનાપતિ જે દિગ્વિજય કરવા નીકળી પડવાનો છે, તેમાં તેને તારે હાર આપવી, એવો મારો અભિપ્રાય છે. એમાં તારા મામાઓની મદદ અને પંજુનભાનું લશ્કર તને કામ આવશે. જો ઇચ્છા હશે તો, મહારાજ પૃથ્વીરાજનું લશ્કર પણ તારા ઉપયોગમાં તું લઇ શકીશ."

"આપે યુદ્ધનું નિમંત્રણ આપી દીધું?"

"હા. હમણાંજ રા' ગજરાજને નિમંત્રણ આપી હું ચાલ્યો આવું છું. મેં એમાં ખાસ કરીને તારા મામાઓ તારી તરફથી લડશે, એ બાબત ઉપર ભાર મૂક્યો છે."

"પણ મારૂં અહીંનું કાર્ય પૂર્ણ થયું નથી—"

"વત્સરાજ મહારાજને છુટા કરવાનું કાર્ય ને? પણ એમને આ લોકો હવે શું કરી શકનાર છે? તું એકદમ અહીંથી મહોબા નગરમાં જા. તારા મામાઓને મળી રીતસર ચુડામણિને આહ્વાન આપ અને પછી વિજય પ્રાપ્ત કરી, તેનો ગર્વ ખંડિત કરી, મોતીનાદને પરણ."

"આપે યુદ્ધનું આહ્વાન જરાક વહેલું આપી દીધું. હજી તો આઠ દિવસ પછી ચુડામણિ અહીંથી નીકળનાર છે. પહેલાં એ શું કરે છે, તે જોવા હું થોભ્યો હતો. દરમ્યાન હું બીજું કાર્ય સાધી લેત અને પછી બેલાશક તેને આહ્વાન આપત."

"અહીં કોઇ બીજું કાર્ય પણ તારે કરવાનું છે કે શું?"

"અહીંના કિલ્લાની રચના જોવી છે. બચાવનાં સાધનોથી વાકેફ થવું છે. વળી, જે નામે હું જાહેર થયો છું તે સંબંધમાં મેં કોઇને છેતર્યાં નથી, એ મારે તેઓના મનમાં ઠસાવવું છે. ખાસ કરીને રાજકુમારીના મનમાં."

ચંદ વિચારમાં પડ્યો. થોડો વખત તેણે સ્મિત કર્યું અને પછી કહ્યું: "ત્યારે તો તેં અહીં પ્રેમપયોનિધિમાં ડુબકી મારી છે! તેથીયે તારે રોકાવું છે; ખરૂંને? તમે ક્ષત્રિય જુવાનીઆઓ બધા આવા જ છો. મારો રાજા યે હમણાં આવી જાળમાં લપટાયો હતો, એટલે હું તને તેમાં શો ઠપકો આપું?–"

"એ મહાસાગરમાં પડનારાંઓ ક્યારે કોઈના ઠપકાની પરવા કરે છે?" યુવકે પ્રશ્ન કર્યો.

"વારૂ." ચંદ વિચારપૂર્વક બોલ્યો: "ત્યારે એક કામ કર. રા'ના ઢંઢેરાનો જવાબ અને તેને યુદ્ધનું રીતસરનું આહ્વાન તારી પોતાની સહીથી તું મને લખી આપ. હું તેને તે પહોંચાડીશ અને મહોબા નગરમાં જઈ આહલ–ઉદલને ખબર આપ્યા બાદ અને વિશેષ લશ્કર જોઈએ, તો, અમો તરફથી આપવાનું આશ્વાસન આપ્યા બાદ દિલ્હી જઈશ."

યુવકે તરતજ એક પત્ર લખ્યો:

"આ ઉપરથી જુનાગઢના રા' ગજરાજ ઉર્ફે મહીપાળદેવ બીજાના જાહેર ઢંઢેરાનો જવાબ અમો નીચે સહી કરનાર સીરસાધિરાજ વત્સરાજના પુત્ર, મલ્લરાજ તરફથી આપવામાં આવે છે કે, રા' ગજરાજનો સેનાપતિ ચુડામણિ દેશોદેશ જીતવાનો ખોટો ઘમંડ રાખે છે. એને અમારા તરફથી અમ્બરાધિપતિ અને મહોબા નગરના સુબા પંજુન કછવાના બે શૂરવીર સામંતો આહલ અને ઉદલ, જેઓ અમારા મામા થાય છે, તેઓની સામે લડાઈ કરવા અને પોતાનું રણકૌશલ્ય બતાવવા અમારૂં જાહેર આહ્વાન છે. સીરસાધિરાજ મહારાજ વત્સરાજ જેઓ અમારા પિતા થાય છે, તેઓને ચુડામણિએ પરાજય આપ્યાની ખુમારી તેના દિલમાં હોય તો તે નિરર્થક છે. કિલ્લામાં ભરાઈ બેસીને લડવું, એ તો એક બચ્ચું પણ જાણે છે. કિલ્લામાં રહી બચાવ કરનારનો વિજય અમે નાકબુલ કરીએ છીએ અને ચુડામણિને હવેની લડાઈ ખુલ્લા મેદાનમાં લડવા પડકાર કરીએ છીએ. આવો: આવો: જો તમારી જનુનીની કુખે સાચા વીર પેદા થયા હો; જો તમે સાચા ક્ષત્રિયબાળ હો, તો આવો: મહોબા નગરના સિમાડાના મેદાનમાં બનતી તાકીદે આવો.

લી. વત્સરાજનો પુત્ર
મલ્લરાજ."

એ પત્ર ચંદના હાથમાં આપતાં યુવકે કહ્યું: "બારોટજી, મારો દેહ અને મારી તલવાર યુદ્ધભૂમિ માટે જ છે; મારા સંબંધી જનો અને આશ્રયદાતાઓ માટેજ છે. બન્ને મામાઓને મારા તરફથી ઘણા ઘણા પ્રણામ સાથે વિનવજો કે, એકવાર હું મારા પિતાને મળી, તેમનો આશીર્વાદ મેળવી, તરત જ યુદ્ધભૂમિમાં આવીને મળીશ. અને કાં તો ચુડામણિને જીતીશ અથવા તો રણભૂમિમાં દેહ પાડીશ, એ મારી પ્રતિજ્ઞા છે. બારોટજી, મહોબાના યુદ્ધ પછી જો હું જીવતો હોઇશ, તો, મહારાજ પૃથુરાજનાં ચરણમાં મારૂં મસ્તક નમાવીશ."

"મારી સાથે અત્યારેજ આવીને તું આમ બોલતો હોત તો મને તે ઘણું પ્રિય લાગત; પણ કાંઇ ચિન્તા નહીં. તારી ઇચ્છા અને તારાં વેણ હું તારી પ્રતિજ્ઞા તરીકે ગણું છું. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, જે કામ તું માથે લે છે, તેમાં વિજય મેળવે છે. ઇશ્વિર તને અહીંની તારી મુરાદોમાં યારી આપો, એજ મારો આશીર્વાદ છે."

તેઓ બન્ને પરસ્પર ભેટયા. ચંદ બારણા તરફ જતો હતો તેટલામાં તેને કાંઇક યાદ આવ્યાથી પાછો ફરીને બોલ્યો: "હં. પણ રા' તને કેદ પકડવાની તૈયારીમાં છે એ તું જાણે છે કે મલ્લરાજ ?–"

"એ નામ કયાં દીધું ?–"

"ત્યારે શું તને હું "રાજમલ્લ" કહીને બોલાવું ? નહીં. તું ગમે તે કારણે તેઓને છેતરાવા દે અથવા તારી જાતને છેતરે; પણ મારૂં દિલ મૂળથીજ છેતરાયું નથી. મેં તને હમણાં અહીં દીઠો નહોતો તે પહેલાં અમરપૂરમાંથી જ મારા દિલે તને ઓળખ્યો હતો. અહીંનો નગરશેઠ મોતીશા પણ તને ત્યાં ઓળખી ગયો હતો. મલ્લરાજ !–"

"બારોટજી, હવે કૃપા કરીને મને કાંઇ સંબોધન કર્યા વિના અથવા મારી ચિન્તા કર્યા વિના સિધાવો. તમારી આશીષથી કોઇજ મારો વાંકો વાળ કરી શકે તેમ નથી."

"અસ્તુ." એમ કહી ચંદ ત્યાંથી બહાર નીકળ્યો.

મલ્લરાજના ખંડમાંથી ચંદ બરદાયી બહાર નીકળ્યો, ત્યારે તેના જોવામાં આવ્યું કે, એક હજુરીઓ તે ખંડ આગળથી દોડીને રા'ના ખંડના બારણા આગળ જઇ ઉભો રહ્યો. ચંદ સમજી ગયો કે, એણે જાસુસી કામ કર્યું છે. એ પોતાની અને મલ્લરાજની વચ્ચે

ચાલેલી વાતચીત સાંભળી ગયો છે. ચંદ કરડી નજરે તે હજુરીઆ તરફ જોતો જોતો રાજમહેલમાંથી બહાર નીકળી, પોતાના ઘોડા ઉપર સ્વાર થઈ, ઘડીભર ત્યાં થોભ્યો અને રાજમહેલની બારી તરફ ઉંચે જોઇ રહ્યો.

તેને થોભ્યાને એકાદ ક્ષણ વીતી હશે, એટલામાં રાજમહેલની બારીમાંથી રા' એ બહાર ડોકું કાઢ્યું. જે હજુરીઓ તેની વાતચીત સાંભળી ગયાનો શક ચંદને ઉપજ્યો હતો, તે પણ એક બીજી બારીમાં દેખાયો અને ચંદ તરફ આંગળી કરતો જણાયો.

ચંદે પ્રચંડ અવાજથી કહ્યું: "રા' ગજરાજ ! મેં મોઢેથી આપેલા યુદ્ધનું નિમંત્રણ આ લિખિત પડકારથી આપું છું." તેણે પોતાના હાથમાંનો મહારાજની સહીવાળો જવાબ એક પહેરેગીરના હાથમાં આપ્યો અને પછી કહ્યું: "ઉપરાંત સાંભળી લ્યો. હું આવ્યો હતો તમને એક વિશાળ અને મહાન વૃક્ષરાજ ધારીને; હું આવ્યો હતો તમને મહારાજ પૃથુરાજના પક્ષકાર બનાવવા; પણ તમારાં ઘમંડી વેણ પછી, તમારા અવિચારી શબ્દો પછી, તમારા સેનાપતિના ઢંઢેરાનો જાહેર જવાબ વાળીને જાઉં છું અને તે સાથે ચેતવણીરૂપે પણ કહેતો જાઉં છું કે:—

**માન સરવર માંહિ જનમ ન જાકો ભયો,**
**કર્યો ના આહાર મંજુ કોમલ મૃનાલ કો;**
**નાંહિ વિધિવાહન કો સુજસ મિલ્યો હિ ત્યોંજુ**
**પાયો ના વિલાસ વર વચન રસાલકો**
**મીન નિત મારત હૈ ગરબી વિસદ વેસ**
**દેખ્યો નાંહિ ઢંગ એક જામેં સુચાલકો:**
**ઉચી ચીવ કરિકેં ન ધરિકેં વિવેક સઠ.**
**બક કયોં વૃથા હીં દ્વેપ કરત મરાલકો*"**

---

* **ભાવાર્થ**—હે ઉજળા વેષવાળા શઠ બગલા ! તેં માનસરોવરમાં જન્મ ધર્યો નથી, સુન્દર તથા કોમળ કમળ નાળોનો આહાર કર્યો નથી, બ્રહ્માના વાહનપણાની સુકીર્ત્તિ મેળવી નથી તથા રસીલાં વચનો બોલવાનો વિલાસ ધર્યો નથી; એટલું જ નહીં પણ તું સર્વદા માછલાં માર્યા કરે છે અને તારામાં સારી ચાલનો ઢંગજ નથી તે છતાં તું ગર્વ ધરી કશો વિવેક નહીં રાખતા ઉંચી ડોક કરી શીદને હંસનો વૃથા દ્વેષ કરે છે ?

—(કવિ શ્યામજી જયસિંહ કૃત.)

એટલું કહી ચંદે ઘોડાને એડી મારી અને ઘોડો શહેરના દરવાજા તરફ દોડાવી મૂક્યો.

રા'એ બારીમાંથી ત્રાડ નાંખીઃ "પકડો, પકડો." પહેરેગીરો પાસે ઘોડા નહતા. તેઓ પગપાળા દોડયા; પણ ક્યાં ઘોડાની ગતિ અને ક્યાં પગે દોડનારની ગતિ !

રા'એ ચંદનું લિખિત નિમંત્રણ મંગાવ્યું અને વાંચ્યું. નીચે 'મલ્લરાજ' સહી જોઈ, તેણે પોતાની નજદીક ઉભેલા હજુરીઆને કહ્યુંઃ "તારી બાતમી ખરી છે. પણ ચિન્તા નહીં. તે મારા તાબામાં જ છે ને ? તું જા, કોઇને પણ આ વિષે કાંઇ ન કહેતાં, એકદમ સેનાપતિને બોલાવી લાવ."

## પરિચ્છેદ ૧૮.

### પ્રેમ-પયોનિધિમાં !

"પ્રેમ પયોનિધિમેં ધસિકે હસિકે કઢિવો
હસિ ખેલ નહીં હે !"

બાગમાંથી મોતીનાદ પોતાના મહેલમાં ગયા પછી રાજમલ્લ સંબંધી વિચારોમાં જ તેનું ચિત્ત પરોવાયલું રહ્યું. એ રાજમલ્લને અગાઉ તે દુર્વ્યસની તરીકે પિછાનતી હતી. એને તેણે અગાઉ જોયો પણ નહતો. હવે તો તે એક વીરનર તરીકે, સંપૂર્ણ વિનયી તરીકે; તેમજ કુશળ વાક્પટુ તરીકે માલુમ પડયો છે. તે ખૂબસુરત છે. એના અંગમાં લેશમાત્ર બેડોળપણું નથી. સદ્‌ગુણોથી વિભૂષિત એ રાજમલ્લે વળી મોતીનાદને ધક્કો મારનાર વીરમણિને અધમુઓ કરી નાંખી, મોતીનાદના અપમાનનું વેર વાળ્યું છે. અબળાઓનો રક્ષણહાર એ વીરવર જ્યારે ઘરઆંગણીએ આવી પહોંચ્યો છે, ત્યારે એક મુંઝવણ એ ઉભી થઇ છે કે, મોતીનાદને તેની સાથે પરણાવવાની નથી ! ચિત્ત જેને માટે વિહ્વલ બન્યું; આંખ જેને જોઇને ઠરી; હૃદય જેને માટે બહાવરૂં થયું; આત્માએ જેને આવકાર આપ્યો, એ શું હવે, રાત્રિના એક સ્વપ્નની માફક, સ્મૃતિપટમાંથી અળગો થશે ? સંયોગો એવા છે. રા' ગજરાજે કાઢેલા ઢંઢેરા મુજબ, જે ચુડામણિને જીતશે, તેની સાથે મોતીનાદનાં લગ્ન થશે. વખત છે ને યુદ્ધમાં ચુડામણિ

જીત્યો તો, ઢંઢેરા મુજબ, તેની સાથે યે મોતીનાદને વરવું પડશે. મોત થાય તો ભલે; પિતાનો વટ જાય તો ભલે; પણ ચુડામણિને પ્રત્યક્ષ નરરાક્ષસ ગણી તેની સાથે તો ન જ વરવું. અંતિમ વિજયી થનાર અન્ય કોઈ ભલેને વીર પુરુષ હોય; ભલેને મોટો સમૃદ્ધશાળી હોય; તોપણ, મોતીનાદે વિચાર્યું કે, " મારા અંતરમાં જે વસ્યો તેજ હવે તો મારો વર ! પિતાએ મારૂં સગપણ એકવાર ફરી નાંખ્યું અને હવે જો એ સગપણવાળો કશી જ ખોડખામી વિનાનો છે તેમજ તેણે મને બચાવી છે, તો તેને મારાથી હું અળગો ન જ કરૂં. "

બાગમાં યુવકની થયેલી મુલાકાતનો આખોયે પ્રસંગ મોતીનાદની આંખ આગળ તરવરી આવ્યો. યુવકની સુન્દર મૂર્ત્તિ, યુવકની વિજળી સમ સ્ફુર્ત્તિ, યુવકનું સોહામણું મુખ; એમાંથી ઝરતાં કુસુમ સમાં વેણ, એમાંથી ફોરાતું મંદમંદ હાસ્ય અને એ વખતે એની ઓપતી ઉજળી દંતાવલિ ઇત્યાદિ એક એક એને યાદ આવ્યાં. મોતીનાદના અંગેઅંગમાં કોઇ ન સમજાય એવી ઝણઝણાટી પ્રસરી રહી. એની આંખો મિંચાઇ ગઇ. હોઠમાં મૃદુમૃદુ કંપ થયો; વદનપર લાલાશ ઝબકવા લાગી; જાણે એ સોહામણા યુવકનો તેજોમય ચહેરો ચન્દ્રના પ્રતિબિંબ સમો તેના પોતાના ચહેરા સમીપ જ ચમકી રહ્યો હોય અને જાણે પોતાના કાનમાં કંઈક મંજુલ ગુંજન કરી રહ્યો હોય એમ તેને લાગ્યું.

" એ પ્રીતમ છે મુજને પ્યારો;
ના કરૂં પલભર હું ન્યારો. "

મોતીનાદ આંખો મિંચીને ઉપલી લીંટીઓ ધીમે સ્વરે બોલવા લાગી. એની એ લીંટીઓ કં નહીં તો પચીસ-ત્રીસ વાર એ લવી રહી અને છતાંયે જાણે સંતોષ ન વળ્યો હોય તેમ, પુનઃ પુનઃ બોલતી રહી.

" બા, હવે ઉંઘી જાઓ. મધરાત વીતી ગઇ. "

મોતીનાદને એ શબ્દો કહેતી એની એક દાસી એની પાસે આવીને ઉભી રહી, પણ જાણે " મધરાત વીતી ગઇ " એ શબ્દો એના 'પ્રીતમ'ના મુખમાંથી નીકળ્યા હોય તેમ, મોતીનાદે એને જવાબ દીધો: " ભલે વીતી. અખંડ ઉજાગરો આજ કાં નથી થતો ?"

" ના કરૂં પલભર હું ન્યારો. "

સુખમાંથી હાસ્ય વેરતી તે અસ્ફુટ સ્વરે ગણગણી રહી; અને પોતાના કમલનયનમાંથી દાસી તરફ એક કટાક્ષ નાંખતી તે ઉભી થતાં થતાં બોલી: " કહો. હવે જશો ? વહાણેરૂં ભલે વાય; પણ ના જવા દઉં ?—"

તે દાસીને કંઠે વળગી અને કોમલ કદલીદર્ભની દંડિકાઓ સમા પોતાના એ નાજુક કરથી તેના કંઠને બાહુપાશમાં નાંખી બોલી: " આજના અમોલ લહાવ જીવનભરમાં—"

દાસી તેના હાથને છોડાવતી છણકી ઉઠી: " બા, બા, આ શી ગાંડાઈ કાઢો છો ? હું તો તમારી દાસી છું ! "

" દા......સી......! " મોતીનાદે બાહુપાશ છોડી નાંખ્યો અને દૂર જઇ, એના તરફ ટગર ટગર જોતી બોલી: " હા...તું...તો મારી દાસી છે ! " તે હસી અને કહેવા લાગી: " દાસી, મેં તને મારો પ્રીતમ ધાર્યો. ખરૂં ને ? પ્રેમની વાટ આવી વસમી છે, બહેન ! આપણે જેને એક સાચું સરોવર જાણતાં હોઇએ તે ઝાંઝવાના જળ જેવું, આ વાટમાં વચ્ચે આવે છે ! આપણે જે ફુલ સમીપમાં છે એમ સમજતાં હોઇએ તે આ વાટની વચમાં આકાશકુસુમ જેવું બની જાય છે ! જે ક્ષણો એ ભ્રાન્તિમાં વહે છે, તે સુખદ હોય છે; પણ હા ! જ્યાં સત્ય જાણીએ છીએ ત્યાં દુ:ખનો પહાડ આપણા ઉપર ઢળ્યો હોય એવું પારાવાર કષ્ટ પડે છે !"

મોતીનાદ પોતાના પલંગમાં બેસી ગઈ અને દાસીને કહેવા લાગી: " જા, બહેન, હવે હું ઉંઘી જઇશ. પણ ઉભી રહે, માતુશ્રી ઉંઘી ગયાં કે ? "

" હા. એ તો ક્યારનાં ઉંઘી ગયાં છે. "

" વારૂ, હવે જા. "

દાસીના જવા પછી મોતીનાદ પોતાની પ્રેમોન્માદ-દશાનો વિચાર કરવા લાગી: " વિચારોમાં ને વિચારોમાં હું કેવી દિવાની બની ગઈ ! દાસીને જરૂર મારા વિષે કઢંગી કલ્પનાઓ આવી હશે; પણ એમાં શું હું ગેરવાજબી છું ? મારી એ દશા કરાવનાર કોણ ? મારા પિતાને એનો જવાબ આપવાનો છે. મારી માતાને એનો જવાબ આપવાનો છે; અને એ જવાબ દેવો તેમને ભારે પડશે. રાજમલ્લ સાથે પહેલાં તેમણે મારૂં સગપણ શીદ કર્યું અને પછીથી તે દુર્વ્યસની છે,

એમ લોકવાયકા ઉપરથી માની લઇને તેમણે શા માટે તેને ખબર આપ્યા વિના રદ્દ કર્યું ? તે ઉપરાંત, એક બાજુ પિતાએ ઢંઢેરો કાઢયો અને બીજી બાજુ એને અહીં જુનાગઢમાં શા માટે બોલાવ્યો ? મારી દૃષ્ટિએ તે પડયો. મારી દૃષ્ટિમાં તે ખૂંપ્યો; મારા અંતઃકરણને તે રૂચ્યો; મારો આત્મા એને જ હવે પોકારે છે. એમાં હું નથી મારા કુળધર્મને તજતી-નથી આર્યભાવનાને તોડતી કે નથી નીતિ-નિયમોનો ભંગ કરતી. હું એને જ ચાહીશ. એજ વીર મારો વ્હાલમ અને એજ પથિક મારો પ્રીતમ ! માતુશ્રી ! પિતાજી ! હવે તમારી વાત છે. તમને બન્નેને હું એકઠાં કરીશ-અને બન્નેને હું કહીશ કે, " જો એનાથી મને અળગી કરવી હોય તો તે પહેલાં મારૂં મસ્તક છેદી નાંખો."

તે આ છેલ્લા તરંગ ઉપર મનન કરવા લાગી અને કેટલીયે વાર સુધી એ મનનમાં મસ્ત રહીને આખરે એજ દૃઢ નિશ્ચય પર કાયમ રહી. જ્યારે એક વ્યક્તિ લાંબા વખત સુધી વિચાર-વમળમાં ગુંચાઇ આખરે એક દૃઢ નિશ્ચય ઉપર આવે છે ત્યારે તેના હૃદયને કાંઇક શાન્તિ મળે છે; રાહત મળે છે; જાણે અંધકારમય માર્ગ દીપક વડે તેણે કાપ્યો એમ તેને લાગે છે, જાણે કાંટાળી વાડમાંથી એક મધૂરૂં ગુલાબ શોધ્યું એમ તે માને છે. મોતીનાદની સ્થિતિ આવી થઇ. તે હૃદયમાં આશ્વાસન અને આનંદ અનુભવતી ઉંઘી ગઇ.

જ્યારે રૂપાંદેએ મધરાતે પોતાની બારીમાંથી દીવો ધર્યો હતો, ત્યારે મોતીનાદ ઉંઘતી હોવાથી તેનો સામો જવાબ દઇ શકી નહતી અથવા એ વિષે તે પોતે કાંઇ જાણી શકી નહતી.

એ રાત રૂપાંદેએ વસમી સ્થિતિમાં ગાળી. ઘડીકમાં એનું દિલ નિરાશાથી મુંઝાતું તો ઘડીકમાં જોરથી ઉછાળો મારી એમ ઇચ્છતું કે, કોઇપણ પ્રકારે આ કેદમાંથી છુટા થવું; પહેરા ઉપરના પહેરેગીરોને તીર કે તલવારથી વીંધી ઘાયલ કરવા અને પછી નાસી જવું. ઘડીકમાં તે વિચાર કરતી કે, એમ કરૂં તોપણ તે પછી કયાં જાઉં ? મુજ અબળાનું બેલી કોણ ? નથી માતા જીવતી કે જેની ગોદમાં જઇને ભરાઉં, નથી પિતા જીવતા કે જેમની કોટે જઇને વળગું, નથી બહેની કે નથી બંધુ. જે છે તે આ કાકો ચુડામણિ અને તેનો પુત્ર વીરમણિ. એ બન્નેની પ્રકૃતિ કઠોર છે. એ બન્ને હૃદય-શૂન્ય છે. રૂપાંદેને આ સ્થિતિ 'ઉપર આભ અને નીચે ધરતી'

સમાન લાગી. પણ ઘણી ઘડભાંગ અને ઘણા વિચાર પછી નિરાશાનાં કાળાં વાદળદળમાં એક રૂપેરી વાદળી તેના જોવામાં આવી. દેશવટો પામેલો યૂવરાજ તેને યાદ આવ્યો. પોતે હૃદયથી તેને વરી ચૂકેલી હોવાનું જણાવી દીધું છે, એ પણ યાદ આવ્યું. પરંતુ યૂવરાજ સાથે થયેલો સંવાદ, તેણે કરેલી આનાકાની, તેણે દર્શાવેલો અણવિશ્વાસ, ઉપરાંત તેણે બતાવેલું ઠંડાપણું-એને લગતા વિચારો આવતાં ફરીથી તે પાછી નિરાશા–નાવમાં ઝોલા ખાવા લાગી. શું કરૂં ? ક્યાં જાઉં ? કોની ઓથ લઉં ? એ વિચારોમાં કૈંક વખત પસાર થઇ ગયો. નિરાંતે મીટ માંડીને તે ન સુતી; કે સ્વસ્થતાથી તે ન બેઠી પણ રહી શકી. ઘડીકમાં ફરે; ઘડીકમાં ઉભી રહે; ઘડીકમાં બેસે; તો ઘડીકમાં સહેજ આડી થાય.

એમ કરતાં કરતાં સહવારના પહોરમાં જ્યારે સહેજ અંધકાર દૂર થયો અને અજવાળાં થવાની તૈયારી હતી તેવા સંક્રાંતિકાળમાં શહેરની વસ્તીમાંના કોઇક કોઇક લોકો જાગૃત થયાનાં ચિહ્ન તેને માલુમ પડયાં. ક્યાંક ઘંટીનાં અવાજ અને તે સાથે પ્રભાતીઓ ગવાતાં સંભળાયાં; ક્યાંક સંસ્કૃત શ્લોકો ગવાવા લાગ્યા અને ક્યાંકથી બીજાં ગીતોના સૂર તેને કાને અથડાયા. તે બારી આગળ આવીને ઉભી. નીચે પહેરેગીરો પહેરો ફરતા હતા. તે ક્ષણભર ઉભી હશે એવામાં નીચેની લીંટીઓ સ્પષ્ટ સંભળાઈઃ—

> હરિજન મન નિશ્ચય કરો, ગોવિંદ કે ગુન ગાય
> નિશ્ચય બિના ન પાઇએ, કોટી કરો ઉપાય.

એમાંની બીજી લીંટીએ તેના નિરાશાભર્યા હૃદયમાં આશાની ચીનગારી મૂકી. નિશ્ચય કર્યા વિના કરોડો ઉપાય કરવામાં આવે તોયે કશું મળતું નથી, એમ તે લીંટી કહેતી હતી. એ થોડીવાર તે ઉપર મનન કરતી હતી, ત્યાં તો વળી મોટા સ્વરથી નીચેનું ગીત ગવાતું તેણે સાંભળ્યું—

> મેરે તો ગીરધર ગોપાલ
> દૂ...સરા...ન...કો...ઇ (૨)
> દૂસરા ન કોઇ સાથો
> સકલ લોક......જો...ઇ.
> મેરે તો ગીરધર ગો...પા...લ
> દૂ...સરા...ન...કો...ઇ—મેરે૦

પહેલી બે લીંટીઓ ફરીથી ને ફરીથી ગવાતી જ રહી. એમાંયે

'દૂસરા ન કોઇ' એ લીંટી ઉપર ગાનારે ભાર મૂકી મૂકીને પલ્ટાઓ લેવા માંડયા. રૂપાંદેનું દિલ તેજ લીંટી બોલવા લાગ્યું. અને 'મેરે તો ગીરધર ગોપાલ' ને બદલે એનું દિલ જાણે એમ બોલવા લાગ્યું: "મેરે તો **જયમલ** ગોપાલ" અને પછી "દૂસરા ન કોઈ."

ગાનારની લીંટીઓ આગળ ચાલી:—

અબ તો બાત ફૈલ પડી
જાને સબ...કો......ઇ
**મીરાં** મન લગન લાગી
હોની હોય સો હો...ઇ
મેરે તો ગીરધર ગોપાલ
દૂસરા ન કો......ઈ.

અને એ લીંટીઓનો અર્થ રૂપાંદેના મને એવો કર્યો કે, "હવે તો આખી દૂનિયા જાણે છે કે, **જયમલ્લ** સાથે મારૂં મન લાગ્યું છે, મને **જયમલ્લ** વિના ચેન નથી, મારો તો ગોપાલ **જયમલ્લ**, બીજો કોઈ નહીં."

અને એ ગાન અને એ અર્થ સાથે 'નિશ્ચય બિના ન પાઇએ કોટિ કરો ઉપાય' એ લીંટી ગણગણતી આ રજપૂતાણીનું દિલ ઉછાળા મારી રહ્યું. શરીરમાં ઝણત્કાર પેદા થયો, કોઇક નવું ચેતન તેના રૂવેરૂવાંમાં સ્ફુર્ત્તિ લાવતું હોય, એમ તેને લાગ્યું. તે ખંડની અંદર આવી. ગીત ગાનાર તો લહેરે ચઢેલો જણાયો. પલ્ટાવી પલ્ટાવીને એ ની એ લીંટીઓ એણે ગાવી ચાલુ રાખી અને એ સાથે રૂપાંદેનું નિશ્ચય–બળ વધી ગયું. એક કાગળ તેણે હાથમાં લીધો અને તેમાં તેણે કાંઇક લખી કાઢ્યું; પોતાના ખંડમાં આસપાસ નજર કરી. એક ખીંટી પર એક ધનુષ અને તીરોનું ભાથું લટકાવેલાં જણાયાં. સ્ફુર્ત્તિથી તેણે ધનુષ નીચે ઉતાર્યું. તીરના ભાથામાંથી એક મજબૂત તીર બહાર કાઢ્યું. પોતે લખેલો કાગળ તે તીરને એક દોરાથી બાંધ્યો અને ધનુષને પણછ બરાબર બાંધી તેમાં તીર ભરવી, બારી આગળ જઇને તે ઉભી રહી; પળભર એ ગીત કઇ દિશામાંથી અને કેટલે દૂરથી સંભળાતું હતું તેનો ખ્યાલ બાંધવા તે થંભી ગઇ; અને તેને જ્યારે બરોબર ખ્યાલ આવ્યો કે, આશરે ૩૦૦ કદમ દૂર આવેલા એક મહેલ્લામાંથી એ ગીત ગવાય છે, ત્યારે તેણે ખંડની અંદર બારી આગળથી જરાક દૂર જઈ તીર ફેંકવાની તૈયારી કરી.

દૂસરા ન કોઇ' એ લીંટી ગવાઇને જ્યાં ફરીથી 'મેરે તો...' શબ્દો બોલાતા હતા, ત્યાં આ રજપૂતાણીએ ધનુષમાંથી 'રમ્‌મ્‌મ્‌' અવાજ કરતું તીર ફેંક્યું અને તેનું શું પરિણામ આવે છે, તે જોતી, તે બારીએ ઉભી રહી.

તીર તેણે ઘણાજ બળથી ફેંક્યું હતું. સડસડાટ કરતા જતા તીરની ગતિ બે-ત્રણ પળ વીતતાં જમીન તરફ વળી અને 'દૂસરા ...ન...' એ શબ્દ પછી ગીત બંધ થયું. રૂપાંદે આનંદાવેશમાં સ્વગત બોલી ઉઠી: "બસ. એ તીર ધારેલી જગ્યાએ જ પડ્યું છે. હવે ચિન્તા નથી." ગીતની લીંટી અધવચ્ચ અટકી અને ગાનારથી તે પૂરી કરી શકાઇ નહીં તેનું કારણ તીર અચાનક તેની નજરે પડે તેવી રીતે પડ્યું હોવાનું રૂપાંદેએ માન્યું અને તેથીજ તેને આનંદ થયો. વળી તે સ્વગત બોલી: "મારી માન્યતા ખરી છે કે ખોટી, એની ચોક્કસ પ્રતીતિ તો ચિઠ્ઠીમાં લખ્યા પ્રમાણે અમલ થશે ત્યારે મળશે. દરમ્યાન હૃદય ! ધીરજ ધર અને પ્રભુ પર આસ્થા રાખ."

---

## પરિચ્છેદ ૧૯.

### મોતીશાનો નિશ્ચય.

ચંદ બારોટ રા' ગજરાજને હાડોહાડ લાગી જાય એવાં શબ્દ-બાણ મારીને વેગથી પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ જુનાગઢના દરવાજા બહાર નીકળી પડ્યો. દરવાજામાંના દરવાનોએ ચંદના ઘોડાની પાછળ પડેલા પહેરેગીરોના 'પકડો, પકડો' અવાજો ઉપરથી ચંદના ઘોડાને રોકવા કોશિષ કરી; પણ વેગવાળા ઘોડાને થોભાવવો, એ બચ્ચાંનો ખેલ નહતો. તેઓ તેને રોકી શકયા નહીં અને ચંદે ઘોડાનો વેગ વધુ કર્યો. પૂરપાટ દોડ્યો જતો ઘોડો થોડાક જ વખતમાં અમરપૂરના મુખીના મકાન આગળ આવી પહોંચ્યો. સૌ તેની રાહ જોતા હતા. તેના આવતા પહેલાં મોતીશાએ પોતાના મનમાં નક્કી ધારી મૂકયું હતું કે, તે શું કરીને આવશે. અને જ્યારે તેને વેગભરી ગતિથી ઘોડો દોડાવતો આવતો જોયો, ત્યારે તેણે ચોક્કસ માની લીધું કે, 'મારી કલ્પના ખરી પડી છે.'

ચંદ ઘોડા ઉપરથી ઉતર્યો અને તેના ઘોડાંને મુખીનો છોકરો ઘોડારમાં લઇ ગયો. મુખીના ઘરમાં આવી, થોડીવાર સ્વસ્થ થઇ, ચંદે કહ્યું: “ રા’ માં એક કોડીની પણ અક્કલ નથી, એ ચોક્કસ છે. ભોળા ભીમને મેં યુદ્ધનું નિમંત્રણ દીધું; આકરા શબ્દો સુણાવ્યા, પણ તેણે મને પોતાને કાંઇજ કર્યું નહીં. એનું નામ તે ખરો બહાદૂર. પણ આ રા’ ને મેં યુદ્ધનું નિમંત્રણ દીધું અને શબ્દોથી વાંધ્યો ત્યારે મને પકડવા તેણે હુકમ છોડયો ! મારા મનથી મેં તરતજ વિચાર કર્યો કે, ‘ ફટ રે, ભૂંડા રા’ ! યુદ્ધનું કહેણ કહેનાર દૂતને કેદ કરવા તેં વિચાર કર્યો તો યુદ્ધ–નીતિનું જ્ઞાન તારામાં શું હશે ? ’ હું તો પહેલેથી જ તેને ઓળખી ગયો હતો; એટલે ઘોડેસ્વાર થઇને એના માણસોને વા ખાતા રાખી આવતો રહ્યો: પણ બીજો કોઇ મારી જગ્યાએ હોત તો તેને બિચારાને જરૂર કેદ થવું પડત ! ”

“ એ ઠીક થયું કે, તમે ચેતીને આવતા રહ્યા” મુખીએ કહ્યું: “ પણ તમે રા’ને વળી યુદ્ધનું નિમંત્રણ કોના તરફથી આપી આવ્યા ? ”

ચંદે હવે મોતીશા તરફ નજર નાંખી અને કહ્યું: “ એ પૂછો આ અગમબુદ્ધિ શેઠને ! એ શું ચેત્યા હતા, એની પરીક્ષા હવે હું કરીશ. ”

મોતીશા હસ્યો અને બોલ્યો: “ હું તે શું ચેતું વળી ? મારામાં તો કશીએ આવડત નથી. ”

“ હવે, એ સફાઇ રહેવા દો, નગરશેઠ ! ” ચંદે કહ્યું: “જુનાગઢનું મહાજન કોઇ સાધારણ બુદ્ધિના વાણિયાને નગરશેઠ પદ ન આપે ! જો એમ હોય તો પછી એ મહાજનને પણ રા’ ના જેવુંજ કહેવું પડે. પણ મને ખાત્રી છે કે, એ મહાજન એવું નથી જ. ”

“ એમ ? ” મોતીશાએ પોતાની આંખમાં કાંઇક નૂર ચમકાતાં પૂછ્યું: “ તમારી ઇચ્છા જ છે કે, તમે કોના તરફથી લઢાઇનું કહેણ કહી આવ્યા તે મારે કહેવું ? તો સાંભળો. મારી ઘેલી–ગાંડી બુદ્ધિ પ્રમાણે કહું છું. રાજબારોટ, તમે ચુડામણિના ઢંઢેરાનો જવાબ દેતા આવ્યા છો. વત્સરાજ મહારાજના દીકરા સામે ચુડામણિને લઢવા તૈયાર થવા કહેતા આવ્યા છો. તમારા દિલમાં એ વેળા જરૂર એ છોકરાના મામાઓ, પંજુન કછવો અને પૃથુરાજ મહારાજના લશ્કરની હામ હોવી જોઇએ.”

"એ તો મેં અહીં જતા પહેલાં તમારી આગળ વાતો કહેલી તે ઉપરથી તમે અનુમાન દોર્યું ! પણ ધારો કે, વત્સરાજનો દીકરોજ નહીં હોય તો ?"

"નહીં હોય શું ? છે અને તે પણ જુનાગઢમાં જ છે."

"વત્સરાજનો દીકરો જુનાગઢમાં ?!"

"હા. ભરબજારમાં બાપની કહી દશા જોઇ, એનું હૈયું આકળ વિકળ થતું હતું. એ નજરે જોનાર હું તેની પાસે જ ઉભો હતો; બાપના બંધ દીકરા સિવાય બીજો કોઇ તોડે નહીં. તુરંગ આગળ બાપને શોધવા દીકરા સિવાય બીજો કોઇ ભટકે નહીં. એ પરદેશી તરૂણ તેજ વત્સરાજનો દીકરો ! બોલો, બારોટજી, મારી કલ્પના ખરી છે કે નહીં ?"

સૌ આશ્ચર્યચકિત થઈ મોતીશા તરફ અને ચંદ તરફ જોઇ રહ્યા. ચંદે જવાબ દીધો: "શાબાશ છે, શેઠજી, તમને શાબાશ છે. તમારૂં અનુમાન સત્ય છે."

"પણ એ તો રાજમલ્લ છે !" જયમલ્લે પૂછ્યું.

"નહીં. એ મલ્લરાજ છે." ચંદે જવાબ દીધો.

"હું થોડુંક અજવાળું હવે એ બાબતમાં પાડું છું." મોતીશાએ કહ્યું: "જયમલ્લ બાપુ, તમે જ્યારે એને 'રાજમલ્લ' કહ્યો ત્યારે ચંદ બારોટ હસ્યા હતા. વળી એમણે ટીકા કરી હતી કે, "નામ તો મઝાનું છે !" વળી એ નામ તેણે પોતે દીધું નહતું પણ તમે તે ઓઢવી બેઠા હતા, એમ તમે વળી વાતચીતની કેટલીક વિગત આપીને જણાવ્યું હતું. ત્યારથીજ હું ચેતી ગયો હતો કે, આ 'રાજમલ્લ' તો નથીજ. પણ બીજો કોઇક છે. પછી વાતચીત આગળ વધતાં ચંદ બારોટે જે વીરગાથાઓ ગાઈ તે તેમજ તે યુવકનાં કામનો મેં પડછો મેળવ્યો હતો તે ઉપરથી મેં તેને વત્સરાજનો દીકરો કલ્પ્યો."

ચંદે કહ્યું: "આ ગેરસમજ દૂર થઈ છે; એટલે હવે જયમલ્લ ભા, તમે પહેલાં ચુડામણિ સામે લઢવા તલપી રહ્યા હતા, એ મોકો તમને મળ્યો છે."

"પણ" જયમલ્લે કહ્યું: "મારે આ નવી વાત જાણ્યા પછી કેટલોક વિચાર કરવો પડશે. ચુડામણિની જોડે રહેવું એવો ખ્યાલ

તો મારા મનમાં છે જ નહીં. પણ જે વિચાર કરવાનો છે, તે એજ બાબતમાં કે, દિલ્હી જવું કે મહોબા ? થોડોક વખત નગરશેઠ સાથે એકાન્તમાં વિચાર કર્યા બાદ હું તમને મારો નિર્ણય કહીશ. "

"ભલે; જેવી તમારી મરજી. હું તો હમણાંજ મહોબા તરફ જવા નીકળી પડું છું. ત્યાં લડાઈની સર્વ તૈયારીઓ કરાવ્યા પછી દિલ્હી જઇશ."

મુખીએ તેને જમ્યા પછી જવા સૂચના કરી અને તેનું મન રાખવા તેણે તે માન્ય રાખી. જયમલ્લને વિચાર માટે એકાન્ત આપવાના હેતુથી ચંદ, મુખીના મકાન બહારના ઓટલા ઉપર બેસી વધુ વીરગાથાઓ કહેવા લાગ્યો.

મોતીશા ખાસ જયમલ્લ પાસે રહ્યો. તે વિચાર–તંદ્રામાં બેઠો હતો, ત્યાં મોતીશાએ વાત છેડી.

" હું ધારૂં છું કે, તમારી મુંઝવણ કિયે માર્ગે જવું એ છે." મોતીશાએ કહ્યું.

" હા. " ગંભીરતાથી જયમલ્લે જવાબ દીધો: " નગરશેઠ, યુવકને વત્સરાજનો પુત્ર જાણ્યા પછી ચુડામણિ સામેના તેના યુદ્ધમાં ભળવું હું પસંદ કરતો નથી."

" કારણ ? " તેના વિચારો જાણવાના હેતુથી મોતીશાએ પૂછ્યું.

" તમારા ખ્યાલમાં નથી આવતું કે, પૃથુરાજનું મોટું લાવ-લશ્કર અને પંજુન કછવા વગેરે જેવા પ્રખ્યાત લડવૈયાઓ આગળ ચુડામણિ એક ફુંકમાં ઉડી જવાનો ? ચુડામણિના અંગત ગુણો ગમે તેટલા હું નાપસંદ કરૂં છું તોપણ તે જુનાગઢના લશ્કરનો ઉપરી છે. તે દિગ્વિજય જુનાગઢ તરફથી કરવા નીકળનાર છે. જો તેને પરાજય મળશે, તો તેમાં નાક જુનાગઢનું કપાશે. મારી માતૃભૂમિનું નાક કાપવામાં શું હું સામેલ થાઉં ? નહીં. નગરશેઠ, હું કે તમે એવો માતૃભૂમિ–દ્રોહ કરીએ, એના કરતાં આપણી કાયા કપાઇ જાય એ બહેતર છે. "

" હું તમારૂં સ્વદેશાભિમાન વખાણું છું " મોતીશાએ કહ્યું: " દેશનો દ્રોહ કરવો હું પણ પસંદ નથી કરતો; પણ તમે ચુડામણિને તમારો હાથ બતાવવા કહેતા હતા, તે આ સિવાય બીજી કઇ રીતે બતાવી શકશો ? "

"એ સંબંધી કોઈ રીતનો હજી મેં વિચાર કર્યો નથી. પણ આમાં મારો હાથ બતાવવા જેવું રહ્યું છે શું? ચંદ કહે છે કે, મલ્લરાજ તરફથી યુદ્ધનું નિમંત્રણ આપ્યું છે; એટલે યશ બધો મલ્લરાજને મળશે અને એમ થતાં વધુ ગૂંચ તો એ ઉભી થશે કે, રાજમલ્લને બદલે મારી બહેનને મલ્લરાજ પરણી જશે. ચુડામણિનો ગર્વ જો કે તેથી તુટશે પણ રાજમલ્લ ખરાબ છે, એવું જાણ્યા પહેલાં હું મારી બહેન સાથેનો તેનો વિવાહ તુટે એ જોવા રાજી નથી. મારી બહેન પણ એવું માને છે કે, રાજમલ્લ કેવો છે, તે જાણ્યા વિના તેની સાથેનો સંબંધ રદ્દ ન કરવો. કમનસિબે, મલ્લરાજને રાજમલ્લ ગણવાની અમે ભૂલ કરી છે. કદાચ બહેન એમજ માનતી હશે કે, આ રાજમલ્લ આવો યોગ્ય પુરુષ છે, તેથી તેની સાથેનો સંબંધ ન તોડવો."

"એ ભૂલ જ્યારે ભાંગશે ત્યારે રાજકુમારી બાને આઘાત થશે."

"હા. હવે જ મને સમજાય છે કે, મલ્લરાજ વધુ ખુલાસો કરવા કેમ માગતો હતો. મેં તેનું કહેવું સાંભળવા ના પાડી ન હોત તો તેણે કદાચ પોતાનો ખરો પરિચય આપી દીધો હોત."

"હવે ઢોળાયલા દૂધ પર રૂદન કરવું નકામું છે. કાંઇક નવો નિકાલ કરવો જોઇએ."

"મને લાગે છે કે, આપણે રાજમલ્લ કેવો છે, તે જાણવા યત્ન કરીએ તો આ ગૂંચનો કાંઇ નિકાલ આવે."

"નિકાલ શો આવવાનો હતો? હવે કાંઇ તમારા પિતા તેને માન્ય કરશે?"

"જો રાજમલ્લ દુર્ગુણી ન હોય; જો સાચો જ વીરપુરુષ હોય, તો ચુડામણિ સામે યુદ્ધનું આહ્વાન મોકલવા આપણે તેને કહીએ. મલ્લરાજ સાથે ચુડામણિ લઢે તે પહેલાંજ રાજમલ્લ તેને પરાજિત કરે; એટલે મલ્લરાજને કાંઈ તક નહી મળે. આથી મોતીનાદને લગતી શરત પૂરી પડશે અને આ બાબતની ગૂંચ ઉકલી જશે."

"ધન્ય છે, વીર યુવરાજ" મોતીશાએ કહ્યું: "તમે સાચા ક્ષત્રિયને છાજતો હિમ્મતભર્યો નિકાલ કાઢયો છે. હું ધારૂં છું કે, એ માર્ગ અત્યારે બહેતર છે. ચાલો, હમણાંજ આપણે રાજમલ્લના પિતાના રાજ્ય તરફ પ્રયાણ કરીએ."

"તમે મારી સાથે આવશો ?!"

"કેમ ? રજપૂતો સાથે જવા વાણીઆ નાલાયક ગણાય ?" મોતીશાએ કહ્યું: "મહારાજ, આ ખોળીઉં વાણીઆનું છે એ ખરૂં; પણ હવે તો એ ત્રણ પ્રસંગો પછી તેમાંનો આત્મા રજપૂત બન્યો છે. મને ધીરે ધીરે તલવાર ફેરવતાં શીખવશો એટલે અણિશુદ્ધ રજપૂત બની જઇશ, એ નિર્વિવાદ છે."

જયમલ્લ હસ્યો અને બોલ્યો: "એટલા માટે પ્રશ્ન કર્યો નહતો. તમારા કુટુંબથી તમારે વિખૂટા પડવું પડશે એ ખ્યાલથી પૂછ્યું હતું."

"અન્નદાતા," મોતીશાએ કહ્યું: "રજપૂત જયારે ફરજ બજાવે છે ત્યારે પોતાના જાનની કે પોતાના કુટુંબની પરવા રાખે છે કે ? વણિક જાતિને માથે કુટુંબ, ધન, માલ વગેરેના લોભનું જે કલંક છે, તે હું ધોઇ નાંખવા માગું છું. કુટુંબ પછી અને તમે પ્રભુ પહેલા; કુટુંબ પછી અને રાજ્યહિત પહેલું; કુટુંબ પછી અને ફરજ પહેલી; એજ હવે તો મારો નિશ્ચય છે. તમે ધીખતી ધરતીમાં ફરો; તમે દુઃખનો ડુંગર માથે લઇ ફરો અને હું કુટુંબની મોહમાયામાં લપટાયલો રહું, તો માતૃભૂમિનો શ્રાપ મારા પર વરસે. માટે હવે તો જયાં તમે ત્યાંજ હું. જે તમારી સ્થિતિ તેજ મારી."

પોતાના વફાદાર દશ સૈનિકોએ જુનાગઢ છોડતાં જેવી અચલ ભક્તિ દર્શાવી હતી તેવીજ મોતીશાને દર્શાવતો જોઈ યુવરાજનું હૃદય હર્ષથી છલછલી રહ્યું. એ દશ ભેગો આ અગીઆરમો અને તે પણ ચાણાક્યબુદ્ધિનો સજ્જન પોતાની સાથે હશે, તો નુકશાન નથી, એવો નિશ્ચય કરીને તેણે કહ્યું: "મોતીશા શેઠ, મારા વીર સૈનિકોના જેવાંજ તમારાં વીરતાભર્યાં વેણ સાંભળીને મને ખાત્રી થાય છે કે, તમારો સાથ કરવો નિરર્થક નથી. મારૂં હૃદય સાક્ષી પૂરે છે કે, આપણા આ નવા નિરધારમાં આપણને ફત્તેહ મળશે અને ચુડામણિનો ગર્વ ગાળવા હુંજ પહેલો સમર્થ થઇશ."



## પરિચ્છેદ ૨૦.

## દુઃખીનો બેલી.

જયમલ્લ અને મોતીશાએ ટોંક તરફ પ્રયાણ કરવું નક્કી કર્યું અને મુખીના ઘર બહાર ચંદની વીરગાથાઓ સાંભળવા બેઠેલા સાથીદારોને ખબર આપવા તે બન્ને બહાર આવ્યા. એટલામાં એક બ્રાહ્મણ કોઇક વિચિત્ર પ્રકારની ટેલ નાંખતો ત્યાં આવી પહોંચ્યો. તેની સાથે કાઠી જેવો દેખાતો એક માણસ પણ હતો. સૌ તે બ્રાહ્મણની ટેલ સાંભળવા લાગ્યા:

"દિલ ચાહે છે તેહને, દેશવટાનો છેદ,
અબળા અતિ મુંઝાય છે કાકે કીધી કેદ!
રજપૂતાઇ રંડાઈ છે, અનાથનું નહીં કોય,
જે જીવે એવે સમે, તે હતભાગી હોય!"

રજપૂતોપર આક્ષેપ કરતી તેમજ વળી નિરાશાના સૂર કાઢતી આ વિચિત્ર ટેલ, એક મર્દ જેવા જણાતા કાઠી સહિત, આ બ્રાહ્મણ કેમ નાંખે છે, એથી સૌને આશ્ચર્ય થયું. પણ 'દેશવટો' 'અબળાની મુંઝવણ' 'કાકાએ કરેલી કેદ' વગેરે મતલબના શબ્દો ઉપરથી જયમલ્લને એમ લાગ્યું કે, નક્કી રૂપાંદે સંબંધમાં આ ટેલ હોવી જોઇએ. તેથી તેણે તે બ્રાહ્મણને પૂછ્યું: "આ માર્મિક પ્રહારવાળી ટેલ શા માટે નાંખો છો?"

બ્રાહ્મણે જવાબ દીધો: "એ તો તમારા મનથી વિચારી જુઓને? દેશવટે નીકળેલા કોણ છે? કઇ સ્ત્રીનો કાકો હરામી છે? અને કઇ સ્ત્રી કોને ચાહે છે?"

મોતીશાએ જયમલ્લને સૂચના કરી: "એને આપણે અંદર લઇ જઇએ અને એ શું કહેવા માગે છે, તે અથેતિ સાંભળીએ."

બ્રાહ્મણને મુખીના મકાનમાં આવવા સૂચના થઇ. તેણે પોતાના સાથીદારને પણ સાથે લેવા જણાવ્યું. જયમલ્લે હા પાડી. તે અને મોતીશા તે બન્નેની સાથે અંદર ગયા. જયમલ્લના સાથીદારો કંઇ અસંભાવ્ય ન બને તે માટે પોતાનાં શસ્ત્રાસ્ત્રો સંભાળીને ચોંકેલા-પણાથી બહાર બેઠા.

બ્રાહ્મણે અંદર ગયા પછી કહ્યું: "આજ સહવારના પહોરમાં

હું મારા હમેશના નિયમ મુજબ પ્હો ફાટયો તે વેળા ઉઠીને ઈશ્વર સ્તવનનાં ગીત ગાતો મારા ફળીઆમાં નહાતો હતો, તે વખતે અચાનક ઉંચેથી એક તીર આવીને પડયું. મેં ઉઠાવી લીધું. તેના ઉપર આ ચિઠ્ઠી બાંધેલી હતી.” તેણે તે ચિઠ્ઠી **જયમલ્લના** હાથમાં મૂકી. **જયમલ્લે** તેમાં નીચે મુજબ લખાણ વાચ્યું:

“જેને આ પત્ર મળે તેણે તાબડતોબ **અમરપુરના મુખીને** ત્યાં જવું અને **જુનાગઢના** દેશવટો પામેલા યૂવરાજને ખબર આપવી કે, **ચુડામણિની** ભત્રીજી **રૂપાદે** તમને પોતાના હૃદયથી વરી ચૂકી છે. **જયમલ્લ** વિના સૌ કોઇને તે ભાઇ બાપ ગણે છે. **ચુડામણિને** એ વાતની જાણ થવાથી એજ વાંક માટે તેણે **રૂપાંદેને** તેના ઓરડામાં કેદ કરી છે. ચારે પાસ સિપાઇઓનો સખ્ત પહેરો છે. માબાપ વિનાની એક અબળા પોતાનું દિલ જેને આપી બેઠી છે, તેના ઉપર કાકો ગજબ ગુજારે છે. તે સ્થિતિમાંથી જો યૂવરાજ તેને ઉગારશે નહીં તો રજ-પૂતાઇ રંડાઈ છે એમ ગણીને અબળા જરૂર પ્રાણ પાડશે; અને એનું પાપ યૂવરાજને માથે ! લી. અનાથ **રૂપાંદે.**”

યૂવરાજ આ ચિઠ્ઠી વાંચી બોલ્યો: “નગરશેઠ, રજપૂતાઇ નથી રંડાઈ. અબળાની વહારે જવા મારી તલવાર તલસી રહી છે. કોઈ પણ ભોગે **રૂપાદેને** હું બચાવીશ.”

“બરાબર છે, બાપુ” **મોતીશાએ** કહ્યું: “પણ જરાક વિગત તો જાણવા દો ?” તેણે ભૂદેવને તેનું નામ પૂછયું. ભૂદેવે ‘**ત્રિપુરા-શંકર**’ જણાવ્યું અને પોતાનું ઠેકાણું પણ આપ્યું. **મોતીશાએ** તેને પૂછયું: “તમે આ ચિઠ્ઠી વાંચીને પહેલાં તો આભા બન્યા હશો.”

“હા, શેઠ” **ત્રિપુરાશંકરે** જવાબ દીધો: “પહેલાં તો મેં તે ખોટી જ માની; પણ પછી મને વિચાર આવ્યો કે, ‘લાવ, સેનાપતિના મકાન આગળ જઇ તપાસ કરી આવું’ તેથી હું ત્યાં ગયો; તો ખૂબ સિપાઇઓ મકાનની આસપાસ પહેરો ભરતા અને કોઇને ૫૦ કદમની અંદર જવા નહીં દેતા જણાયા. ચિઠ્ઠી ખરી છે કે ખોટી તે જાણવા મેં એક યુક્તિ કરી. મેં સેનાપતિના મકાનની સામે ઉભા રહી, એક દુહો બનાવીને મોટેથી લલકાર્યો:

“પ્રેમી પત્રને પાઠવે, ભૂદેવ તે લઇ જાય,<br>હૈયે હરિને ધારજો, કોડ પૂરે જગરાય.”

“તરતજ સેનાપતિના મકાનની બારીમાં એની ભત્રીજીએ દેખા

દીધી અને જાણે સૂર્યનારાયણને નમસ્કાર કરતી હોય તેમ, બે હાથ જોડીને બોલી: "ભગવાન સૂર્યદેવ રક્ષા કરો." સૂર્યનારાયણ તો તે વખતે ઉગ્યા પણ નહતા. છતાં તેણે બન્ને જોડેલા હાથ આકાશ તરફ રાખ્યા પછી મારી તરફ ખાસ ધર્યા અને પાછા આકાશ તરફ ઉંચા કર્યા. બસ. હું ચેતી ગયો કે, પત્ર તો સાચો જ છે અને એ પછી આ તરફ આવ્યો."

મોતીશાએ પૂછ્યું: "આ તમારા સાથીદાર કોણ છે? એમણે તમારી ચાલાકીમાં શો ભાગ ભજવ્યો છે?"

ત્રિપુરાશંકરે જવાબ દીધો: "એ કાઠી જાતિના હોવાનું જણાવે છે. પહેલાં તો મારો ને એમનો માર્ગમાં ભયભરી રીતે ભેટો થયો; પણ પછીથી એ તમારી પાસે આવવા તૈયાર થવાથી તેમને સાથે લાવ્યો છું."

"ભયભરી રીતે ભેટો? એમ કેમ?" જયમલ્લે આ પ્રશ્ન પૂછતાં પૂછતાં તે માણસ સામે જોયું. તે એક કદાવર જુવાન હતો. માથે ફાળીઉં; શરીરે અર્ધ કટી સુધી આવે એટલું સફેદ નાનું અંગરખું; કેડે એક વસ્ત્રની ભેટ; ભેટમાં જમૈયો અને તલવાર: ખભે તીરોનું એક ભાથું અને હાથમાં એક ધનુષ તથા એક મોટી જાડી કડીઆળી ડાંગ અને કેડથી પગ સુધી ચોરણો—આ તેનો બહારનો દેખાવ હતો. તેની આંખ ઝીણી અને તીવ્ર હતી તેમાં નફીકરાઈ અને બિનપરવાઈ સ્પષ્ટ દેખાતાં હતાં.

"જુનાગઢના રા' નો હું દુશ્મન છું" તે જુવાન બોલ્યો. તેના સ્વરમાં મિઠાશ નહોતી; લાગણી નહોતી; કર્કશતાનો ચોખ્ખો આભાસ જણાતો હતો. "પણ રા' ના દેશવટો દીધેલ દીકરાનો હું દોસ્ત છું." અને એ વાક્ય સાથે તેના મોં પર કાંઈક સ્નેહનાં કિરણ જયમલ્લના જોવામાં આવ્યાં. "અમે ગઈ કાલે સાંભળેલું કે, તમને દેશવટો દીધો છે. અમે બીજી વાતો સાંભળેલી. તે ચુડામણિના જુલમની વાતો હતી. અમને નવાઈ ન લાગી. અમે એનો જુલમ ઓછો ખમ્યો નથી. એ જુલમગારને અમે પાંશરો કરવાની પ્રતિજ્ઞા લીધી છે. અમે એની સામે થવા એક તાજું કારણ શોધતા હતા. અમારે સાચ અને ઇન્સાફથી કામ લેવું છે. અમે રા' ના દીકરાને દેશવટાની વાત સાંભળી એટલે દિલમાં ટાઢક વળી કે, આ તાજું કારણ મળ્યું ખરૂં. અમે તમને શોધતા હતા. આજ સવારે આ બ્રાહ્મણભાઈ

અંધારામાં આ તરફ આવતો હતો. મેં એનું કાંડું પકડયું. અમારાં સવાસો આદમી એને ઘેરી વળ્યાં. પૂછપરછ કરી. ઝડતી લીધી. કાગળ નીકળ્યો. અમને તો વાંચતાં ન આવડે. આ બ્રાહ્મણભાઇ પાસેજ વંચાવ્યો. અને હકીકત સાંભળતાં વેંત એનું કાંડું છોડી દીધું. 'લઇ જા, મને જયમલ્લ ભા પાસે' મેં એને કહ્યું. એ કબૂલ થયો અને હું તમારી પાસે આવ્યો."

"તમે મારા બાપુના દુશ્મન કેમ બન્યા છો ? તમારા ઉપર શો જુલમ થયો છે ?" જયમલ્લે પૂછયું.

"જુલમ ?" આંખ લાલચોળ કરીને મોંમાંથી ફુત્કાર છોડતો તે બોલ્યો: "અમ ગરીબ લોક પર જે જુલમ થયો છે, એ સાંભળી તમારાં રૂવે રૂવાં ઉભાં થઇ જશે. એક મહિના પર જે લડાઇ ચાલતી હતી, તેમાં અમને લશ્કરના માણસોનું વૈતરૂં કરવાને પકડી ગયા હતા. ફક્ત અમને જ નહીં: પણ અમારાં બૈરાંને પણ. રાત દિવસ અમારી પાસે કામ કરાવે. પેટ પૂરતું ખાવાનું પણ ન આપે અને જો કામ ન કરીએ તો ચાબખાઓ લગાવી પરાણે ફરજ પાડે. અમારા માંહેલા જુવાન તો એ સહન કરે પણ બિચારા ઘરડીઆ-ઓથી સહન ન થાય; બૈરાં પણ ત્રાસ પામે; તોયે અમારી ફરીઆદ ન સાંભળે. રાતના સુખે ઉંઘવા ન દે. માંદા પડે એની માવજત ન કરવા દે અને જરાક સામા થયા કે, ચાબખાના માર પડયા જ છે. અમારાં કુલ્લ ૩૦૦ માણસ એ વેઠ માટે પકડવામાં આવેલાં. અમારી કમનસિબી તો સાંભળો ? જે દિવસ લડાઇ બંધ થઇ, તે દિવસે અમારામાંથી સવાસો મરદ અને પચીસ બૈરાં જીવતા રહ્યાં. બાકીનાં, અન્નના સાંસા અને વૈતરાની મહેનતથી માંદા થઇ, હેરાન થઈ, મરી ગયાં. અમે જીવતા રહેલાઓએ એક મહિનાની મહેનતના પૈસા માગ્યા એટલે વળી અમને ચાબુકના ફટકાઓ પડયા. કિસ્મતના ફુટેલા અમે ઘેર આવ્યા. કોઇનાં બૈરાં મરી ગયેલાં, કોઇનાં છોકરાં મરી ગયેલાં; કોઇની મા, તો કોઇના બાપ—એમ કુટુંબથી પાયમાલ થયેલા અમે 'દુનિયામાં ભગવાન નથી' એમ માનવા લાગ્યા. એક દિવસ રા'નો એક ઘોડેસ્વાર અમલદાર અમારાં ઝુંપડાં આગળથી જતો હતો. અમને લશ્કરમાં પકડી ગયા ત્યારે તે પણ પકડવામાં સામેલ હતો. એને મેં અરજ કરી કે, 'ભાઇ, રા' પાસે લઇ જઇ અમારી દાદ ફરિયાદ એને કહેવા દે." તેણે તુમાખભરેલા જવાબ દીધા. જેમ જેમ હું અરજ ગુજારૂં તેમ તેમ તે ગાળ દેવા મંડયો. મને એ પરથી એવું તો ખુન્નસ

ભરાઇ આવ્યું કે, લાગલો જ એને મેં ઘોડાપરથી હેઠ પાડી નાંખ્યો અને એકદમ તેને ઠાર કર્યો. એનાં ગજવાં, એના ઘોડાનો સામાન, એ બધું મેં તપાસ્યું તો તેમાંથી રૂપામહોરો અને સોનામહોરો નીકળી. બસ. મેં એ ઝડપી લીધી અને અમે જે બધા દુઃખી થયેલા તેમણે માંહોમાંહે વહેંચી લીધી. એ દિવસથી અમે રા' ના જેટલા આદમી મળે છે, તેમને લૂંટવાનો ધંધો કરીએ છીએ. પણ અમે એક ઇમાન રાખ્યું છે. કોઇ બૈરીને ન સતાવીએ; રા' નો આદમી ન હોય એને હેરાન ન કરીએ; વસ્તીના જણને હેરાન ન કરીએ. આ અમારા જુલમની કહાણી છે."

"ભાઈ" જયમલ્લે દિલાસા ભરેલા સ્વરે કહ્યું: "તેં અને તારી જાતિએ ખરેખર અપાર કષ્ટ વેઠ્યું છે. તમારા ઉપરના જુલમે સેનાપતિનાં પાપમાં, માફી મળી શકે નહીં એવો વધારો કર્યો છે. કહે, તું મારી પાસે શી આશાએ આવ્યો છે?"

"મેં કહ્યું ને કે, અમે એક તાજું કારણ શોધતા હતા? તમે તાજો અન્યાય પામેલા છો. વળી અમે સાંભળ્યું છે કે, તમે દુઃખીયાના બેલી છો. અમને કોઇકે કહ્યું કે, જો અત્યાર પહેલાં અમે તમને મળ્યા હોત તો અમારૂં દુઃખ ક્યારનુંયે ટળી ગયું હોત. પણ પહેલાં નહીં તો હવે તમારી પાસે હું આવ્યો છું. અમને પણ અન્યાય થયો છે. તમે અમારા બેલી. તમે અમને ન્યાય અપાવો. તમારી મદદમાં મારા સવાસો કાઠીભાઇઓ ઉભા રહેશે. જેમ કહેશો તેમ કરીશું."

જયમલ્લ અને મોતીશાની નજર એક થઇ. જયમલ્લે તેનો અભિપ્રાય ઇશારાથી માગ્યો. મોતીશાએ સંમતિ આપી. જયમલ્લે તે કાઠીને કહ્યું: "તમને મદદ કરવી, એ મારી ફરજ છે. પણ તમે મારા સાથીદાર થાવ તે પહેલાં તમારે કેટલીક શરતો પાળવી જોઇએ."

"મેં કહ્યું ને કે, સાચ અને ઇન્સાફ એ સિવાય બીજી કોઇ રીતે અમારે ન્યાય જોઇતો નથી. તમારી શરતો એ જાતની જેટલી હશે, તેટલી અમારે કબૂલ છે."

"શાબાશ છે," મોતીશાએ કહ્યું: "તમે ગરીબ પણ ધર્મિષ્ટ લોકો છો, તો હવે જયમલ્લ ભાની પૂરી ઓથ તમને મળશે, એમાં શંકા ન રાખશો. તમારાં રહેઠાણ ક્યાં છે?"

"ગીરનારીની છાંયમાં—ગીરનારીનાં કોતરડાંમાં!!"

"બાપુ" મોતીશાએ જયમલ્લને કહ્યું: "આપણે હવે આ લોકોના રહેઠાણ તરફ જઇએ અને ત્યાંથી પહેલું કામ જે કરવાનું તે આ બ્રાહ્મણે સોંપ્યું છે તે. એ માટે યોગ્ય મસલત કરી આપણે યોગ્ય માર્ગ કાઢીશું. દરમ્યાન—"

મોતીશાએ પોતાના ખિસ્સામાંથી થોડીક સોનામહોરો કાઢી ભૂદેવને આપતાં કહ્યું: "બ્રહ્મદેવ, લ્યો, આ તમારી દક્ષિણા. તમે જેમ બને તેમ જલદીથી જુનાગઢ પાછા જાઓ અને ફરીથી રૂપાંદેને મળી એકાદ દુહા મારફત સમજાવી દેજો કે "રજપૂતાઇ રંડાઇ નથી. જુલમગારોના જુલમ હવે નહીં ચાલે. યૂવરાજશ્રી બીજાં કોઇ કામ નહીં કરતાં સૌથી પહેલાં જેમ બને તેમ તમને કસાઇવાડેથી ઉગારશે. સમજજો કે, કૃષ્ણ ભગવાન ગરૂડે ચઢીને હવે આવે છે."

વિપ્ર ત્રિપુરાશંકર મોતીશા અને યૂવરાજને આશીર્વાદ દઇ જવા લાગ્યો; એટલે પેલા કાઠીએ તેને કહ્યું: "બ્રાહ્મણ, ઉભો રહે. તને મેં જરાક પણ સતાવ્યો તે બદલ મારી પાસેથીએ દક્ષિણા લેતો જા." તેણે પોતાની કમ્મરે બાંધેલી ભેટમાથી એક કોથળી કાઢી, તેમાંથી ત્રણ સોનામહોરો લઇ વિપ્રના હાથમાં મૂકી અને ફરીથી કહ્યું:

"પણ સાંભળ, જે દિવસે તારી જીભડી હલાવીને અમારા સંબંધી કંઇ વાત કોઇને મોઢે કરીશ તે દિવસે અમે જ્યાં હશું ત્યાંથી તારાં નાક ને કાન કાપી લેવા આવશું."

વિપ્ર ત્રિપુરાશંકરે કહ્યું: "ભાઇ, તારૂં કલ્યાણ થાઓ. હું કોઇને કશી વાત નહીં કહું."

તેના જવા બાદ મોતીશાએ જયમલ્લને પૂછ્યું: "બાપુ, જવાબ તો જાણે હસ્સાબેર કહેવરાવ્યો છે: પણ તમારા અંગત શત્રુની પુત્રી તમને ચ્હાય, એ શું માન્યામાં આવે એવું છે?"

"એજ વિધિની બલિહારી છે!" જયમલ્લે કહ્યું: "મારી બહેનના સહવાસમાં લાંબા વખતથી રૂપાંદે રહી છે. જે જાતનું શિક્ષણ મોતીનાદે લીધું છે, તે જાતનું તેણે લીધું છે. બન્નેના વિચારો એક અને આચારો એક છે. એ વિપ્રે કહ્યું કે, તે નહાતો હતો, ત્યારે તેના ફળીઆમાં એક તીર પડયું, તેથી હું અજબ થતો નથી. એ તીર રૂપાંદેએ પોતે છોડયું હશે. તે અને મોતીનાદ—બન્નેને તીર-તલવારની વિદ્યાની સારી આવડત છે. ઘણીવાર નાનપણમાં અમે સાથે સાથે તે વિદ્યા અજમાવતાં. રૂપાંદેનું હૃદય મારા માટે જે પ્રતિજ્ઞા લઇ ચૂક્યું છે, તે એનું જ પરિણામ લાગે છે. મારી સમક્ષ

તે માટે ગઈ કાલેજ તેણે બ્હેનના બાગમાં ખુલાસો કર્યો હતો અને વીરમણિને ખુબ વાક્-પ્રહાર કર્યા હતા. ચુડામણિએ આ ઉપરથી તેના ઉપર સિતમની શરૂઆત કરી હશે. ચુડામણિના કુળમાં એ જન્મી છે; પણ તેને એ હૃદયથી ધિઃક્કારે છે એની ખાત્રી મને થઈ ચુકી છે. પરિણામે એની આ વિનતિ મારે સ્વીકાર્યા સિવાય છૂટકો નથી."

"ત્યારે તો પ્રભુ જ તમને ચુડામણિનો ગર્વ ઉતારવામાં મદદ કરી રહ્યા છે. દુશ્મનની મરજી ન હોય તે છતાં દુશ્મનની દીકરીને સ્વીકારવી, એ દુશ્મનનું નાક કાપ્યા બરાબર છે. હવે તમારે દિલ્હી કે મહોબા ક્યાંયે જવાનો વિચાર કરવો ન રહ્યો. રાજમલ્લનો વિચાર પણ હાલ તુર્ત કરવો નહીં. હવે તો પહેલું કામ કસાઈવાડાની આ ગાય છોડાવવાનું અને તે આ આપણા નવીન કાઠી મિત્રની મદદથી થઇ શકશે."

"બાપુ" કાઠી બોલ્યોઃ "એમાં મારો કે મારા બધાયે આદમીઓનો જાન જશે તોયે તમને મદદ કરીશ. મરજી ન હોય એવી કોઇપણ બૈરી પર બળાત્કાર કરનારનાં નાક અને કાન અમે પલકમાં વાઢી નાંખીએ છીએ. બૈરાંને સતાવે, એ તો મૂરખ અને ગધેડો. એવાને તો બરાબર ડફણાં મારવાં જોઇએ."

તે ત્રણે જણ કેટલીક મસલતને અન્તે મુખીના ઘર બહાર આવ્યા. જયમલ્લે પોતાના સાથીઓને પ્રયાણની તૈયારી કરવા કહ્યું. તેઓની તૈયારી દરમ્યાન ચંદને જયમલ્લે આશ્વાસન આપ્યું કેઃ "અગત્યના અંગત કામે હાલ તુર્ત તો મારે જવું પડે છે. એ કામ પત્યા પછી બીજાં બે કામ છે. તે પાર પાડું પછી તમારી સૂચનાની વાત."

ચંદે જવાબ દીધોઃ "જુવાન વીર, મને ખાત્રી છે કે, તું સાફ દિલનો અને પ્રમાણિક શૂરવીર છે. જે વિપ્ર અહીં આવ્યો હતો, તેના દુહાપરથી હું સમજી ગયો છું કે, ક્યાંક પણ પ્રેમ-સરિતાનાં નીરમાં તું ઘસડાય છે; અને તે પણ કોઇ નિરાધારની વહારે જવા માટે! બેલાશક, તારા જેવા ખૂબસુરત અને બહાદૂર જુવાને એ કામ પહેલું કરવું જોઇએ. જા, મારી આશીષ છે કે, તારી ફત્તેહ થશે."

પરસ્પર નમસ્કાર અને સ્નેહદર્શન પછી જયમલ્લ વગેરે મુખીને ત્યાંથી વદાય થયા.

## પરિચ્છેદ ૨૧.

### દૃઢ કે અદૃઢ ?

રા'એ સેનાપતિને બોલાવવા જે હજુરીઆને મોકલ્યો હતો, તેને પૂછપરછ કરવાથી સેનાપતિએ જાણી લીધું કે, રાતના દુષ્ટસિંહે રા'ને કોઈ ચિઠ્ઠી આપી નહતી; કારણ કે રા' ઉંઘી ગયા હતા. દુષ્ટસિંહ તે પછી યુવકના ખંડમાં ગયો હતો; પણ સહવારે તો તે અને બીજા બે હજુરીઆઓ કાળા મોઢા સાથે મહેલમાં પડયા હતા. તેમના મોઢાં દારૂની વાસથી પુષ્કળ ગંધાતાં હતાં. સેનાપતિએ વિશેષ વિગત એ જાણી કે, યુવક હજી જીવે છે અને તેના ખંડમાં તે સુતેલો છે.

દુષ્ટસિંહ ઉપર અને યુવક ઉપર ગુસ્સે થતો સેનાપતિ રાજ-મહેલમાં આવ્યો. દુષ્ટસિંહ ફક્ત એક પહેરણ અને સુંથણા સાથે યુવકના ખંડ બહાર પડેલો તેના જોવામાં આવ્યો. તેનો લશ્કરી પોષાક તેના શરીર ઉપર નહતો. સેનાપતિએ હજુરીઆ મારફત દુષ્ટસિંહની ઝડતી લેવરાવી. જે હુકમો તેણે તેને આપ્યા હતા, તે તેની પાસે નથી એમ જણાયું. તેણે ગુસ્સામાં દુષ્ટસિંહના શરીરને લાત મારી; પણ ભાન કોને હોય કે તેની અસર થાય ? તેણે મહેલ નીચેથી પહેરેગીરોને બોલાવ્યા અને હુકમ આપ્યો: "આ દુષ્ટસિંહ અને આ બે હજુરીઆઓને અહીંથી ઉઠાવી જાઓ. તેઓના દરેકના ગળામાં 'દારૂ પીનારની આ દશા' એવાં પાટીઆં લટકાવો. અને પછી રાજમહેલની નીચેજ સરિયામ રસ્તા ઉપર તેઓને દરેકને સો સો સખ્ત ફટકાઓ લગાવો. તેઓ શુદ્ધિમાં આવે, એટલે તેમને હાથે દશકલાઓ પહેરાવી કાચી તુરંગમાં રાખો."

પહેરેગીરો તેઓને લઈ ગયા બાદ, દુષ્ટસિંહને આપેલા ત્રણ હુકમો અને રા' ઉપર આપેલી ચિઠ્ઠી, નક્કી એ યુવકના હાથમાં ગઈ છે, એમ અનુમાન કરી, તે રા'ના ખંડમાં ગયો અને પૂછવા લાગ્યો: "મહારાજ, આપના મહેલમાં આપનાજ ખંડ પાસે દારૂ-ડીઆઓ પડેલા રહે છે, છતાં તે આપના ધ્યાન બહાર રહે છે, એ નવાઇની વાત નથી શું ?"

"તમને એમાં નવાઇ લાગતી હશે. મને તો નથી લાગતી. હોય, જુવાનીઆઓ દારૂએ પાયે અને જુગાર પણ રમે !"

" પણ મહેલમાં વસનારાં બીજાંઓ ઉપર તેની કેવી ખરાબ અસર થાય ? "

" સેનાપતિ, મારે કોઈકની કસોટી કરવાની હતી. હું ધારૂં છું કે, બહાર પડેલા ફક્ત ત્રણજ જણ નહીં—એક ચોથો દારૂડીઓ પણ તમે શોધી કાઢ્યો હશે ! "

" ના. હજી મેં તેને જોયો નથી; પણ મહારાજ, આવી કસોટી ઠીક નહીં. "

રા'એ ફિક્કું હસીને જવાબ દીધોઃ " સેનાપતિ, તમે ઇચ્છો છો તેવીજ રીતે કામ લેવાનો વખત હવે આવી પહોંચ્યો છે. "

" મહારાજ, આપ વારંવાર મારા બેત ફેરવી નાંખો છો, એથી મને તો નથી લાગતું કે, મારી ઇચ્છા મુજબ કામ થાય. "

" તમે ધીરજ નહીં રાખો તો મારૂં વર્તન કદી સમજશો નહીં. વાંચો આ પત્ર. " રા'એ મલ્લરાજનો યુદ્ધ–નિમંત્રણનો પત્ર સેનાપતિને આપ્યો.

એ પત્રમાં મલ્લરાજ તરફથી કરવામાં આવેલો પડકાર વાંચી ચુડામણિએ પૂછ્યુંઃ " મહારાજ, શું આ પત્ર સાચો છે ? હજી તો ગઇ કાલે સાંજે આપણે ઢંઢેરો ફેરવ્યો છે અને બીજાં રાજ્યોમાં જતાં ઢંઢેરો વાંચનારાઓને હજી તો કેટલાયે દિવસ લાગશે, એટલામાં તેનો જવાબ ક્યાંથી આવી પડ્યો ? "

" એ જવાબ આ મહેલમાં ઘડાયો છે. હજી તે ઉપરની શાહી સુકાઇ નથી, એમ કહું તોયે ચાલે. જવાબ સાચો છે, એ તો નિર્વિવાદ છે. " રા'એ જવાબ દીધો.

" મને આપનું કહેવું સમજાયું નહીં. "

" જેને મેં અને તમે 'રાજમલ્લ' કહ્યો છે, તેણે આ જવાબ ઘડ્યો છે. "

સેનાપતિ ચોંક્યો અને બોલ્યોઃ " ત્યારે તો તેજ 'મલ્લરાજ' હોવો જોઇએ. હવે મને સમજાયું કે, બજારમાં તેણે વત્સરાજને બાંધેલાં દોરડાં કેમ કાપી નાંખ્યાં હતાં ? "

" એને મોઢેથીજ એની કબુલાત આપણે કરાવીશું. હું હમણાંજ એને તમારી રૂબરૂમાં બોલાવું છું. "

"એની સાથે હવે એક પણ શબ્દ બોલવાની જરૂર મને લાગતી નથી. એને હું કેદ કરું અને તે પછી આ નિમંત્રણ મુજબ લઢવા ઉપડી જાઉં, એ સહેલો ને સરળ રસ્તો છે."

"એ ખરૂં; પણ એની સાથે વાત કરવામાં આપણું જાય છે શું ?"

"મહારાજ, આપ રાજા લોકો એટલે ઘડીભર કોઇને ખેલાવો કે કોઇની હાંસી કરો, એ આપને શોભે. પણ અમે લશ્કરીઓ તો સીધો જ માર્ગ લઇએ. જેણે અમારૂં જરાક પણ અપમાન કર્યું હોય; જે અમારા કામમાં સહેજ પણ આડે આવ્યો હોય અને જે અમને 'મૂર્ખ' બનાવવા મથતો હોય, તેને કાં તો અમે ચતુર્ભૂજ બનાવી દઈએ અથવા તો યમરાજના દરબારમાં મોકલી દઇએ. બીજી ત્રીજી માથાકુટમાં પડવું અમને પસંદ ન હોય. આથી જો આપ તેને મારી રૂબરૂમાં બોલાશો તો હું અહીંથી ચાલ્યો જઇશ. આપે મને તેનું નિમંત્રણ બતાવ્યું એટલે બેજ બાબત મને સુઝે છે. પહેલી એ કે, તેને કેદમાં પૂરવો અને બીજી એ કે, લશ્કર સહિત રણક્ષેત્રમાં ઉપડી જવું."

રા'એ ઘડીભર વિચાર કરી જોયો અને પછી કહ્યું: "તમે એને કેદમાં મોકલવા ઇચ્છો છો, પણ તે તો તેમાં જવા તૈયાર છે !"

રા'એ ચંદનું આગમન અને તેની સાથે મહારાજે કરેલી વાતચીત કે જે તેનો હજુરીઓ છુપાઇને સાંભળી ગયો હતો, તે સેનાપતિને વિદિત કરી. તે સાંભળી સેનાપતિએ જવાબ દીધો: "ત્યારે તો વળી આપણો રસ્તો સીધોસપાટ થઇ જાય છે. તેને જાસુસ તરીકેના આરોપસર પકડી એકદમ શૂળીએ ચઢાવી દેવો જોઇએ."

રા'એ ડોકું ધુણાવ્યું અને વિચારશીલ મુખમુદ્રાથી કહ્યું: "એકદમ છેલ્લે પાટલે બેસવાની વાત ન કરો, સુજ્ઞ સેનાપતિજી ! પિતા કે પુત્ર, એ બેમાંથી કોઇનોયે વધ હવે આપણે ન કરી શકીએ. લઢાઈનું નિમંત્રણ થઈ ચૂકયા પછી લઢાઇના મેદાનમાં એમની સાથેનો હિસાબ ચૂકવીએ, એ વધારે ઠીક દેખાય."

"મહારાજ, વધારે ઠીક અને ઓછા ઠીકની વાત લઢાઇના કેદીઓની બાબતમાં કરવી ન હોય. એવી અનાકાનીમાં વખત ગાળીએ તો, દેશ ગુમાવી બેસીએ; પ્રતિષ્ઠા ગુમાવી બેસીએ; અને નામર્દ તરીકે નામના મેળવીએ ! મને તો વત્સરાજનો પુત્ર એક ભયંકર માણસ લાગે છે. તેને કેદ કરશો તો લુચ્ચાઇ અને પ્રપંચ કરીને તેના બાપને

તે છોડાવી જશે. તેણે અત્યાર સુધીમાં મારા માણસોને હેરાનગતિ પહોંચાડવામાં નીતિ–અનીતિ જોઇ નથી; તે કિલ્લાની રચના જોવાના અને લડાયક સાધનો તપાસવાના ખેતમાં નીતિ–અનીતિનો સવાલ આડે લાગ્યો નથી. તેને જાસુસ તરીકે પકડો અને એકદમ દેહાંત–દંડની શિક્ષા કરી દો. તેના બાપને તો દેહાંતદંડ દેવાનું કારણ ખુલ્લું છે. તેણે મને મસ્તક નમાવ્યું નથી.”

હજી રા’ ડોકું ધુણાવતો રહ્યો. સેનાપતિએ તેથી ચિઢાઇને કહ્યું: “મહારાજ, ત્યારે આપ એની આનાકાનીમાં ભલે વિચારો કર્યા કરો. તે દરમ્યાન હું એને કેદ કરી લઉં છું અને બન્નેને આજેજ શૂળીએ ચઢાવ્યા પછી લઢાઇ માટે પ્રયાણ કરૂં છું.”

સેનાપતિ ગુસ્સામાંજ ખંડ બહાર જવા લાગ્યો; એટલે રા’એ મોટા અવાજે કહ્યું: “સબૂર! રાજ્યના ધણી તમે છો કે હું?”

સેનાપતિ આ સવાલથી એકદમ ઠંડો પડી ગયો; અને પાછો આવીને કંટાળાભરેલા સ્વરે બોલ્યો: “પણ આપ નામદાર યોગ્ય માર્ગ લેતા નથી તો મારે કરવું શું?”

“કહો, જોઇએ; જેણે તમને યુદ્ધનું નિમંત્રણ આપ્યું તેનેજ તમે મારી નાંખશો તો લઢશો કોની સાથે? શું યુદ્ધનો ખાલી ઢોંગ કરવાની તમારી ઇચ્છા છે?” રા’એ પૂછ્યું.

ધુંગરાયલું મોઢું રાખીને સેનાપતિ જવાબ દીધા વિના આમ તેમ જોવા લાગ્યો. રા’એ આગળ કહેવા માંડ્યું: “ચંદ બારોટે અહીંથી જતે જતે જે વચન–બાણ મને માર્યા છે, તે તમે સાંભળ્યાં નથી. તમે જો તે વખતે હાજર હોત તો આકાશ–પાતાળ એક કરી મૂકત. પણ એ તો ઘણાક બાહોશ દૂતોની પદ્ધતિ હોય છે કે, પોતાના રાજાના બળનાં બાણગાં ફુંકી સામાને ઉતારી પાડે. તેણે પૃથુરાજ ચૌહાણના પ્રતાપની ખૂબ પ્રશસ્તિ મારી આગળ કરી છે, તો હવે હું જોઉં તો ખરો કે, એ પૃથુરાજ તમારી આગળ શી વિસાતમાં છે? ચુડામણિ, તમે ભારતનું કીર્ત્તિમંદિર અહીં રચવાનાં સ્વપ્ન સેવી રહ્યા છો; તમે વીર પુરુષ છો અને એકવાર તમારી વીરતા વત્સરાજને બતાવી છે; છતાં તેના પુત્રના મનમાં ઘમંડ છે; તો હવે તમારે ફરીથી તેને બતાવવું જોઇએ કે, તમારામાં કેટલું પાણી છે? ચાહે તેટલું લશ્કર લઇ જાઓ, ચાહે તેટલાં સાધનો લઇ જાઓ અને બસ યુદ્ધમાંજ એને બતાવી આપો કે, જુનાગઢનો

સેનાપતિ કાંઇ નામર્દ નથી. તમે યુદ્ધના મેદાનમાં શત્રુને હવે જીવતોજ ન છોડો; અને પરાજય વિના એને બીજી કશી ભેટ ન આપો, એવું હું ઇચ્છું છું."

"પૃથુરાજ ચૌહાણને અને આ વત્સરાજને શો સંબંધ છે ?" ચુડામણિએ પૂછ્યું.

"વત્સરાજનો પુત્ર પૃથુરાજનો એક સરદાર છે. અને પૃથુ-રાજના બનેવી પંજુન કછવાના બે સામંતો આદલ અને ઉદલ તેના મામા થાય છે. એટલે હવે તમારી સાથેના યુદ્ધમાં એ બધાઓનું લશ્કરી-બળ ઝૂઝશે, એમ ચંદનું કહેવું હતું."

"હું તે સર્વની સાથે લઢવા તૈયાર છું. મને તેઓના બળની જરીકે બીક નથી."

રા'એ હસીને પ્રશ્ન કર્યો: "તેઓ સામે લઢવાનું તમે કહોછો; પણ તેમાંના જે બે મૂળ પુરૂષો છે, તેમનો તમે વધ કરવા કહો છો, એ શું અસંગત નથી ?"

સેનાપતિ કાંઇક બોલવા જતો હતો તેને અટકાવીને રા'એ કહ્યું: "વત્સરાજનો વધ તમે બજારમાં કરી શક્યા હોત તો જુદી વાત હતી; પણ તેમ થઇ શક્યું નહીં અને હવે જ્યારે તેના પુત્રે લઢાઈનું કહેણ મોકલ્યું છે, ત્યારે લઢાઇના મેદાનમાંજ તે બન્નેનો ન્યાય તમે તમારે હાથે કરો. તેમનેજ નહી-બલ્કે તેમના તમામ લશ્કરીઓને તમે તીર, તલવાર, ભાલા-ગોફણો કે જે કાંઇ સાધન તમારી પાસે હોય તે વડે કાપી નાખો અને વિજય-વરમાળ પહેરી પાછા ફરો. કહો, મારા આ નિર્ણયમાં તમારી ઇચ્છા પૂરી પડતી નથી ?"

"હા" સેનાપતિ ખોખરા સાદે બોલ્યો: "પણ તેણે ધીમા સ્વરે ઉમેર્યું: "હાથમાં આવેલાં પંખી છોડી દેવાં—"

"એ પણ એક રમત છે." રા'એ અધવચ્ચ કહ્યું: "પંખી છુટીને ભલે સાવધ બને; પણ ચાલાક અને હિમ્મતવાન શિકારી તો તેને ફરીથી જાળમાં સપડાવશે !"

ચુડામણિ વિચારગ્રસ્ત રહ્યો. રા'એ કહ્યું: "વારૂ; હવે તમે આ બે કેદીઓના વિચાર તમારા મનમાંથી કાઢી નાંખો. તમારૂં કર્ત્તવ્ય હવે એકજ છે. મહોબા નગર તરફ પ્રયાણ કરો. વિજય-દુંદુભિ વગાડતા જાઓ અને વિજય-દુદુંભિ વગાડતા પાછા આવો. ચુડામણિ, તમને ક્યારે વિજય મળે અને મારા જ હાથે હું ક્યારે તમારા

હાથમાં મારી સોનાની મૂઠની તલવાર એક ચક્રવર્ત્તિ વીરની વીરતાના બદલામાં આપું, એ જોવા તલસી રહ્યો છું. મારી એ આકાંક્ષા તમે પૂરી નહીં પાડો ?"

" મહારાજ, યુદ્ધનું કહેણ આવ્યાથી આપ જ્યારે યુદ્ધ માટેજ અધીરા બની રહ્યા છો ત્યારે હું પ્રયાણ કરવા અને મારૂં વીરત્વ બતાવવા તૈયાર છું. મને યુદ્ધ વહાલું નથી એમ આપને ન લાગવું જોઇએ. "

" હવે તમે બરાબર બોલ્યા " રા'એ કહ્યું: " પણ સેનાપતિજી, તમારે આ યુદ્ધમાં બહુ ખબરદારીથી લડવું પડશે; કેમકે દુશ્મનને પૃથુરાજના વિપૂલ સૈનિક બળની મદદ મળનાર છે. પણ એ મદદ મળે તે પહેલાં જ તમે શત્રુને હરાવી શકો, એટલા માટે આજેને આજે તમે અહીંથી ઉપડી જાઓ, એમ હું ઇચ્છું છું. "

ચુડામણિએ પૂછ્યું: " આજે ને આજે ? "

" હા " રા'એ કહ્યું: " દિલ્હીમાં હજી ચંદ બારોટ પહોંચ્યો નહી હોય. તે પહેલો મહોબા નગર જશે. ત્યાંથી દિલ્હી જશે. તે અગાઉ દિલ્હીથી પૃથુરાજનું લશ્કર કુચ કરશે નહીં. એ દરમ્યાન તમે મહોબા પહોંચી જઇ, આક્રમણ કરી, યુદ્ધની શરૂઆત કરી દો. "

ચુડામણિ વિચાર કરવા લાગ્યો. રા'એ જરાક તીવ્ર સ્વરે પૂછ્યું: " શું શત્રુના મોટા લશ્કરની વાત સાંભળી તમે થરથરી ગયા ? "

" મહારાજ " ચુડામણિએ આ મહેણાથી ચિઢાઇને જવાબ દીધો: " એવો થથરાટ કોઇ નામર્દને ઉપજે—મને નહીં. મારા બાહુબળમાં મને પૂરી હામ છે. મસ્તક પડે તોયે મારૂં ધડ શત્રુનો સંહાર કર્યા વિના રહેનાર નથી. માત્ર હું એ વિચાર કરતો હતો કે, કુચ કિયે રસ્તે કરૂં. પણ હવે જ્યારે આપ મને આનાકાની કરતો ધારો છો, ત્યારે તો કશો વિચાર નહીં કરતાં હું પ્રયાણ કરીશ. "

"એક વીરના મોઢામાં શોભે એવા આ શબ્દો છે " રા'એ કહ્યું: " મારા બહાદુર સેનાપતિજી, હવે તમને હું મારી પાસે વધુ વખત રોકવા ઉચિત ધારતો નથી. તમે બેલાશક વિજય–પ્રયાણની તૈયારી કરો. આપણા સૈન્ય ઉપરાંત જે અન્ય લડાયક જાતિઓને તમારી સાથે લઇ જવી હોય, તેમને લઇ જાઓ. રાજ્ય–ભંડારમાંથી મારી સંપત્તિનું છેલ્લામાં છેલ્લું રૂપું કે સોનું તમારા જ યુદ્ધ–કાર્ય પાછળ વપરાશે, એની જરીકે ચિન્તા ન રાખશો. "

અંગત વેરની તૃપ્તિ માટે આવેલો સેનાપતિ હવે રા'ને પૂછવાની હિમ્મત કરી શક્યો નહીં કે–" પેલા બે કેદીઓનું શું કરશો ?" જો તે એવો સવાલ કરે તો વળી રા'ની નજરમાં સંકુચિત નજરનો અને યુદ્ધથી ડરતો માણસ ઠરે ! આથી તેણે યુદ્ધ–પ્રયાણનો નિશ્ચય કરી, રા'ના કદમમાં તલવાર નમાવી, વદાયગિરી લીધી.

સેનાપતિના જવા પછી રા'એ થોડીવાર સુધી મંદ મંદ હાસ્ય કર્યાં કર્યું અને પછી સ્વગત કર્યું: " હવેજ જણાશે કે કેસરી કોણ છે અને કોણ નહીં ? મોઢાની વાતોના ફડાકા તો સૌ કોઈ મારે. પણ રણજંગમાં જીતે ત્યારેજ એ સાર્થક ! !" રા'એ એક હજુરીઆ મારફત મલ્લરાજને પોતાની પાસે બોલાવ્યો અને જાણે પોતે તેને હજી રાજમલ્લ તરીકેજ ગણે છે, એવો ડૉળ કરીને પૂછ્યું: " કેમ રાજમલ્લ, રાત્રિ કેવી પસાર થઇ ? "

પોતાના હાથમાંની દુષ્ટસિંહનાં કપડાંવાળી પોટકી બતાવતો અને જાણે પોતે નીશામાં હોય તેમ ડોલતો અને હાથ લાંબા કરતો કરતો તે બોલ્યો: " ભારે લહેરમાં પસાર કરી ! રા'ની મેમાનગિરી તો બહુજ સરસ ! જુગારમાં આ લશ્કરી દરવેશ જીત્યો ! અને દારૂ તો એવો ઉત્તમ કે, એની ખુમારીમાં હું પરસ્તાન જોઇ આવ્યો ! "

" એમ ? ! પરસ્તાનમાં શું જોયું ? "

" ત્રણ યમદૂતો એક મને મારવા આવ્યો હતો; બીજો વિલાસને પંથે લઇ જવા અને ત્રીજો જુગારમાં જીતવા ! ત્રણે જણ મને પહેલાં તો કાલવીને કાલવીને મારા જીવનનો ઇતિહાસ પૂછવા લાગ્યા; પણ એમને દારૂની લહેજત એવી પડી કે, મારા ઇતિહાસને બદલે પોતાનાં કરતૂતનો ઇતિહાસ કહી બેઠા ! અને પછી જાતે કાળાં મોઢાં કરી નિદ્રાદેવીને શરણે ગયા ! "

" ઓહો ! ત્યારે તો તેં બહુ મોટું કામ કર્યું ? એનો શિરપાવ તને મળ્યો કે ? "

" આ પોટકી મળી છે ને ? એમાંનાં કાગળીઆં જોવા જેવાં છે ! " તેણે દુષ્ટસિંહના પોષાકમાંથી રા' ઉપરની ચુડામણિની ચિઠ્ઠી અને તેના ટુકડો કાઢી બતાવ્યા. તે બોલ્યો: " મહેમાનોને આજકાલ કેવા દગાથી ઠાર કરવાના બેત રચવામાં આવે છે, એના નમૂના આ કાગળીઆં છે. જે સામી છાતીએ લઢી શકતા નથી; જેમને

તલવારોની ધાર અને તીણી અણીની બીક લાગે છે, તેઓ આવાં પગલાં લે છે ! ”

રા’એ તેને અપાયલા પત્રો વાંચ્યા અને પૂછ્યું: “ મને તું આ શું કરવા બતાવે છે ? ”

“ એનું કારણ ન સમજાયું ? એ કાગળો વાંચીને હરકોઇને સવાલ થાય કે, રા’ની મરજીની ઉપરવટ થઇને જ્યારે રા’ના રાજ્યમાં બીજાનાં ધાર્યાં થાય છે ત્યારે રાજા કોણ ? એ બીજા કે રા’ પોતે ? હું તો જાણે નીશાબાજ આદમી છું; પણ મારી આટલી વાત તો સમજવા જેવી છે કે, રા’નાં સંતાન સાથે વિદ્રોહ કરાવી, રા’ના અમલદારો તેને એકવાર જરૂર ઉલ્લુ બનાવશે !”

તેનાં છેલ્લાં વાકયોમાં રહેલી ચેતવણી ઉપરથી રા’ સમજી ગયો કે, એણે લગીરે નીશો કર્યો નથી–કેવળ નીશામાં હોવાનો ઢોંગ કરે છે.

“ યુવક, ” રા’એ મોટા અવાજે કહ્યું: “ તું નીશામાં નથી; પણ ખોટો ઢોંગ કરે છે. તારા અને અનેક ઢોંગ પકડાઈ ગયા છે.”

“ એમ ? તો પછી ચાહે તે કરી નાંખવામાં શા માટે ઢીલ કરો છો ? ”

“ એનું કારણ રા’નું વચન છે. ”

“ શું રા’ વચન પાળે છે ? ”

“ હા. ” રા’એ કહ્યું: ‘ તને યાદ છે ? મેં તને વચન આપેલાં છે કે, તને કેદ નહીં કરૂં; મોતની સજા નહીં કરૂં. ”

“ એ તો વધારે ખરાબ ! રાજાના મોઢા પર જ્યારે આકરાં વેણ કહેવામાં આવે અને રાજાને ગુસ્સે કરવામાં આવે ત્યારે તેણે એ બેમાંથી એક સજા કરવીજ જોઇએ. ”

“ પણ તારા દાખલામાં તેમ નહીં થાય. ”

“ ત્યારે, મારૂં શું થશે ? ”

“ તને મારા અમલદારો નાલાયક લાગે છે; ખરૂંને ? તો હવે મારે ત્યાં એક લાયક અમલદાર તરીકે તને ઓધ્ધો આપીશ. ”

“ કબૂલ છે; પણ તે મારો ધારેલો ઓધ્ધો હોવો જોઇએ. ”

“ કિયો ? ”

“ સેનાપતિનો. ”

" એમ ? હું તને ઓળખી ચૂકયો છું; એટલે સેનાપતિનો ઓધ્ધો ખુશીથી આપીશ.પણ તે મેળવ્યા પછી હું કહું તે મુજબ તું વર્તીશ ને?"

" બેશક. રાજા કહે તેમ તેના અમલદારોએ વર્ત્તવું જોઇએ."

" તો સાંભળ." રા'એ કહ્યું: " હું તને એ ઓધ્ધો અત્યારથી જ આપું છું. તું આજથી મારો સેનાપતિ" યુવક રા'તરફ આશ્ચર્યથી જોઈ રહ્યો. રા'એ કહ્યું: " મારો સેનાપતિ ચુડામણિ આજથી તારા હાથ નીચે મદદનીશ તરીકે રહેશે અને મારૂં આખું સૈન્ય તારા કહેવા પ્રમાણેજ ચાલશે."

યુવક વિશેષ આશ્ચર્યચકિત બની તેના તરફ જોઇ રહ્યો. રા'એ કહ્યું: " તને એમ શંકા ઉપજે છે કે, રા' ફરી જશે ? તો હું તને લિખિત હુકમ આપું છું."

રા'એ એક કાગળ લઇ લખ્યું: "...ને આજથી જુનાગઢના સેનાપતિ તરીકે નીમવામાં આવે છે-લી. રા'ગજરાજ"

એ કાગળ તેના હાથમાં આપી રા'એ કહ્યું: " આમાં નામ લખ્યું નથી. એ તારી મેળે તું લખી લેજે. હવે મારા સેનાપતિ તરીકે તારી વફાદારીની ખાત્રી મને કરાવ."

"કેવી રીતે એ ખાત્રી કરાવું ?"

"એની સાદી રીત પણ તું નથી જાણતો ? તારી તલવાર મારાં ચરણમાં મૂક; તારૂં મસ્તક નમાવ અને પ્રતિજ્ઞા લે કે, 'હું રા'ગજરાજનો તાબેદાર નોકર ઇશ્વરને હાજર નાજર જાણી મારી રાજીખુશીથી અને અક્કલ હોશિયારીથી તેના હુકમ પ્રમાણે વર્ત્તવા આજથી અને અત્યારથી બંધાઉં છું.' બસ. એ વિધિથી તું પ્રતિજ્ઞા લઇશ, એટલે તારાં કદમમાં મારૂં આખું સૈન્ય ચરણ ઝુકાવશે."

યુવકે આ સાંભળી પોતાના હાથમાંનો રા'નો હુકમ ફાડીને ચૂરેચૂરા કરી નાંખ્યો અને કહ્યું: " અમારે નીશાબાજને વળી નોકરી કેવી ને પ્રતિજ્ઞાઓ કેવી ? અમે તો ચાહીએ ત્યારે ચાહીએ તેમ કરીએ !"

" જુવાન," રા'એ કહ્યું: " તેં કાગળ કેમ ફાડી નાંખ્યો, તે હું સમજ્યો. રા' મૂરખ છે એમ ન જાણીશ. પોતાના શત્રનાં ચરણમાં રાજીખુશીથી કોઇ મસ્તક નમાવે કે ?"

"શત્રુ ? રા' શું આપણે શત્રુ છીએ ?"

"તેં તને પોતાને પાસા ફેંકનારો જણાવ્યો છે પણ તારા ફેંકાયલા પાસા ફોકટ નીવડયા છે ! તું દાવ રમી જાણતો નથી. તું હાર્યો ને હું જીત્યો ! જા, હું તને એક આખા દિવસની મહેતલ આપું છું. આજ સાંજ પડતા સુધીમાં મારી સરહદ છોડી જા. જો તેમ નહીં કરે તો તું જ્યાં હોઇશ ત્યાંથી તને પકડીને તેજ જગ્યાએ મારા સૈનિકો ઠાર કરશે."

"રા' ! ઘડીકમાં તમે મને સેનાપતિ બનાવો છો અને ઘડીકમાં આવો હુકમ કરો છો, એ શું ? તમે દૃઢ મનના માણસ નથી."

"તને અત્યાર સુધીમાં બીજી કેટલીયે બાબતોમાં હું અદૃઢ લાગ્યો હોઇશ. મારાં વર્ત્તન તને એકમેકથી ઉલ્ટાં લાગ્યાં હશે; પણ એ સર્વ દૃઢ નિશ્ચયમાંથી ઉદ્દભવેલાં વર્ત્તન હતાં. બીજી ત્રીજી વાત હું તારી આગળ નહીં કરૂં; પણ ફક્ત તારે લગતી વાત કરીશ. તને મેં સેનાપતિને સોંપ્યો નહીં અને મારી પાસે રાખ્યો; એનું કારણ તું જાણે છે ? એનું કારણ તું વાસ્તવિક રીતે કોણ છે, એજ મારે જાણવું હતું. રાજમલ્લને મેં ૧૫ વર્ષથી જોયો નથી એ ખરૂં; પણ તુંજ રાજમલ્લ છે કે બીજો કોઇ એ મારે જાણવું હતું. તારી કસોટી એક રાતમાં મેં કરી. તું દારૂડીઓ નથી એ જોયું. તું જબરો હીકમતબાજ છે, એ જોયું; તું અહીં બેઠે બેઠે લડાઇનાં લિખિત કહેણ મોકલી શકે છે, એ જાણ્યું. તું પોતે કેદ થવા તલસી રહ્યો છે અને અમુક કેદીને મળવા તથા તેને છોડાવવા ઇચ્છે છે એ જાણ્યું. એ પછી તને હું સેનાપતિ–પદ આપું અને તું મારી વફાદારીની પ્રતિજ્ઞા લે નહીં, એમાં હું અજબ થાઉં ખરો કે ? હું પ્રથમથીજ જાણતો હતો કે, જો તું તારા બાપનો દીકરો હોય તો મારી વફા-દારીના સોગંદ નહીંજ લે. હું સમજી શકું છું કે, એક જુવાન વીર લડાઇ કરવાનું વેણ જેને કહેવરાવે તેનાં ચરણમાં કદીયે પોતાનું મસ્તક ન નમાવે; તલવાર ન મૂકે. તેં તેમ ન કર્યું તેથી મને ગુસ્સો ચઢયો નથી હોં કે મલ્લરાજ ?"

યુવક હવે ચમકયો; અને તેનું આશ્ચર્ય જોઈ, રા' ગજરાજે આગળ કહેવા માંડયું: "પણ રા' મૂરખ નથી; રા'ના રાજ્યમાં પોલંપોલ નથી; રા'ના રાજ્યમાં હેવાનિયત નથી, એનો પડછો હું તને આપવા માગું છું; તેથીજ તને ફરમાવું છું કે, સાંજ સુધીમાં આ શહેર છોડી જા. અને તેં ચંદ બારોટ મારફત મને કહેવરાવ્યું

છે તેમ, મારા સેનાપતિ ચુડામણિને રણક્ષેત્રમાં મળી, તારામાં વીરતા હોય તો તે બતાવ. હું તને અત્યારે કોઇપણ આરોપસર કેદ કરી શકું; હું તારા વધનો હુકમ પણ આપી શકું; પરંતુ નહીં; એથી જગત પાસે હું એ કહેવરાવવા નથી માગતો કે લઢનારને મારી નાંખીને ઢોંગી લઢાઇ કરવા મારો સેનાપતિ ગયો. તને અને તેને બન્નેને હું લઢવાની તક આપીશ. તમારી બન્નેની તલવારોનાં, તમારાં બન્નેનાં બળનાં હું પાણી જોઇશ. દરમ્યાન, તારા પિતા મારા રાજ્યકેદી રહેશે. હું તને વચન આપું છું કે, લઢાઇ ચાલતા સુધી તેમનો વાંકો વાળ પણ નહીં થવા દઉં અને તેમનું ઘટતું માન જાળવીશ. લઢાઇના પરિણામ પછી તો શું થશે, તે હું કહી શકતો નથી."

"ત્યારે તમે મને ઓળખી શક્યા છો. ખરૂં ને ? હું 'મલ્લરાજ' છું એ ખુલ્લું થયા પછી તે છુપાવવું નકામું છે. મને તમે 'રાજમલ્લ' કહેતા હતા, ત્યારે મારા અમુક ઉદ્દેશોને ખાતર મેં તેમ કહેવા દીધું. મારા દિલમાં અપ્રમાણિકપણું નહોતું—"

"તારી સંદિગ્ધ વાતચીત ઉપરથી હું સમજી ગયો હતો કે, તુ સાવધતાથી દરેક બોલ બોલે છે; અને હુંયે યુક્તિથી વાતો કરતો હતો કે જેથી તું કોણ છે, એ માલુમ પડે. કહે, તને ખરા રૂપમાં ઓળખીને મેં તારા બેત ઉંધા વાળ્યા કે નહીં ? મલ્લરાજ, તારા જ શબ્દો પ્રમાણે હું કહીશ કે, મેં સફલ પાસા ફેંક્યા છે. આપણી રમતમાં તું હાર્યો છે. હું જીત્યો છું."

"પણ મેં અહીં જે જોયું છે, તેપરથી તો સત્યજ અભિપ્રાય આપ્યો છે કે, આ રાજ્ય રા'નું નથી—અમલદારોનું છે."

"તારી ભૂલ થાય છે." રા'એ કહ્યું: "મારા સેનાપતિના અમર્યાદ અને તુમાખી વર્ત્તનપરથી તું જો આ નિર્ણય બાંધતો હોઉ, તો થાપ ખાય છે. તું લઢાઈ કર્યા પછી જો કોઇપણ રીતે ફરીથી મારી પાસે આવશે–કાં તો લઢાઇના કેદી તરીકે અથવા તો વિજેતા તરીકે–તો તે વખતે હું તને કહીશ કે, અમુક વર્ત્તનમાં રા'નો શો બેત હતો ? અને રા'એ તેમાં શી મકસદ રાખી હતી ? તું તે વખતે જાણીશ કે, રા'ના પગલાં અદૃઢ રાજાનાં નહતાં; પણ એક દૃઢ મનના રાજાનાં હતાં."

"જો ઇશ્વર મને અને તમને પુનઃ મેળવશે, તો જરૂર એ સવાલ પૂછીશ."

"દરમ્યાન" રા'એ કહ્યું: "યુદ્ધ પહેલાં જેમ બે શત્રુઓ

શિષ્ટાચારની રૂઇએ પરસ્પર આદરભાવ દર્શાવે છે તેમ, મલ્લરાજ, તું મારા પ્રત્યે વર્ત્તશ એવી આશા રાખું છું."

"બેશક" મલ્લરાજે જવાબ દીધો: "તમે મને કેદ નથી કર્યો અથવા મારો વધ નથી કર્યો અને રણક્ષેત્રમાં તમારા સેનાપતિને મળવા તક આપી છે તે માટે મારા દિલમાં તમારા માટે માન ઉપજે છે. મારા પૂજ્ય પિતાજી વત્સરાજને હવે લડાઇ દરમ્યાન માનભેર રાખવા કહો છો, એથી તમારા પ્રત્યેના મારા માનમાં અનહદ વધારો થાય છે."

"તારા પિતા સંબંધમાં હું હજી વધુ છૂટ આપી શકું. જો તું તેમને મળવા ઇચ્છતો હો, તો, તને મળવા દેવામાં મને કાંઇજ વાંધો નથી. મારી ઇચ્છાથી તમે પિતા–પુત્ર મળો, એ મારે કબૂલ છે."

"નહીં. શત્રુની કૃપાથી સંબંધીજનને મળવું એ કાંઈ ગર્વ લેવા જેવી બાબત નથી. જો એવી રીતે હું મળું તો મારા પિતા મને જરૂર ધિઃક્કારે."

"ત્યારે તો હવે મારે તને કાંઇજ કહેવાનું રહેતું નથી, આજ સાંજ સુધી આ રાજ્યથી જેટલે દૂર નાસી જવાય તેટલે દૂર નાસી જા."

"તમારૂં કહેવાનું તમે કહી દીધું. હવે શું કરવું, એ મારે વિચારવાનું છે. ફરી મળીએ ત્યાં સુધીમાં નમસ્કાર" એમ કહી મલ્લરાજ રા'ના ખંડમાં થોભ્યો નહીં.

મલ્લરાજ ત્યાંથી ગયો એટલે રા'એ એક હુકમ લખી કાઢયો અને એક હજુરીઆને બોલાવી તેના હાથમાં તે આપી ને કહ્યું: "આ હુકમ વાંચી, તેનો અમલ તારે કરવાનો છે. જે જુવાન હમણાં અહીંથી બહાર નીકળ્યો તેની પાછળ ને પાછળ તું છુપાઇને ફરજે. આજ સાંજ સુધીમાં તે જ્યાં જાય ત્યાં જવા દેજે. સેનાપતિનો કોઈ સૈનિક તેને પકડવા માગે, તો આ હુકમ બતાવી તેને અટકાવજે. સાંજ પછી જો આપણા રાજ્યની સરહદમાં તે રહે, તો હુકમમાં લખ્યા મુજબ વર્ત્તજે."

હજુરીઓ આજ્ઞાપત્ર લઇ વદાય થયો. એ આજ્ઞાપત્રમાં નીચેનું લખાણ હતું: "વત્સરાજના પુત્ર મલ્લરાજને આજ સાયંકાળ સુધીમાં આ રાજ્યની સરહદ છોડી જવાની ચેતવણી અપાઇ છે. એ દરમ્યાન તેને આ રાજ્યના કોઈ પણ સૈનિકે આંગળી સુદ્ધાંત અરકાડવી નહીં; પણ દીવો પ્રકટે ત્યારે જો કયાંયે પણ આ રાજ્યની સરહદમાં તે દીઠામાં આવે તો ત્યાં ને ત્યાં જ તેને ઠાર મારવો. લી૦ રા' ગજેરાજ."

---

## પરિચ્છેદ ૨૨.

### આતતાઈની આર્યરમણી.

**રા'** પાસેથી રજા લઇ પોતાના મકાન તરફ આવતાં સેનાપતિને ઘણોજ ગુસ્સો ઉપજ્યો. જે યુવક **મલ્લરાજ** તરીકે પ્રકટ થયો છે, તેને છુંદી નાંખવો જોઇએ, પણ **રા'** તેમાં વિરૂદ્ધ પડ્યો છે. ઉલ્ટું તેણે સેનાપતિના સ્વમાનને ઘાતક બે પ્રશ્નો કરી તેને છંછેડ્યો છે. એક પ્રશ્નઃ "આ રાજ્યના ધણી તમે છો કે હું ?" બીજો પ્રશ્નઃ " શું શત્રુના મોટા લશ્કરની વાત સાંભળી તમે થથરી ગયા ?"

**ચુડામણિનું** મન એમ કહે છે કે, **રા'નેજ** મોઢેથી એ પ્રશ્નો પાછા ખેંચી લેવરાવવા જોઇએ–**રા'** ઉપર વધુ પ્રતિભા પાડવી જોઇએ. એ માટે શું કરવું ? ગુસ્સો, ચિંતા અને વેરની લાગણીઓ સહિત તેણે મકાનમાં પ્રવેશ કર્યો. તે પોતાના ખંડમાં જતો હતો તે વખતે રૂપાંદેના ખંડ આગળ તેણે ધાંધળ જોયું. એક દાસી અંદર જવા માગતી હતી. પહેરેગીરો ના પાડતા હતા. રૂપાંદે અંદરથી બારણાં ખખડાવીને પહેરેગીરોને મોટેથી મહેણાં મારતી સંભળાતી હતીઃ " અભાગીઆઓ ! આવવા દોને એને ? તમારો સેનાપતિ સ્ત્રીઓને સતાવવામાં મર્દાઈ બતાવે છે તેવાજ તમે કયાંથી પાકયા ?"

આ સાંભળીને સેનાપતિનું ભગજ ફરી ગયું. તેણે દાસીને પૂછ્યુંઃ " કોણ છે તું ?"

"હું રાજકુમારી પાસેથી આવી છું." દાસીએ જવાબ દીધોઃ " રૂપાંદે બહેનને રાજકુમારી બોલાવે છે. આ સિપાઇઓ મને અંદર જવા દેતા નથી."

" નીકળ અહીંથી. રાજકુમારીને કહેજે કે, રૂપાંદે આવવા ના પાડે છે."

દાસી બડબડતી ફડફડતી ચાલી ગઇ.

પહેરેગીરોને તેમની ફરજ બરાબર બજાવવા કહી સેનાપતિ પોતાના ખંડમાં આવ્યો. આજે તો યુદ્ધ–પ્રયાણ કરવાનું છે. હવે પોતાની ગેરહાજરીમાં આ પ્રપંચીખોર અને હઠીલી રૂપાંદેને કેદ રાખવી કે કેમ અને જો કેદ રાખવી તો તે કામ કોને સોંપવું, એ વિચાર **ચુડામણિને** મુંઝવી રહ્યો. તેનો પુત્ર **વીરમણિ** તેને યાદ આવ્યો; પણ તે તો સખ્ત બિમાર છે. જે રાજવૈદને તેની સારવાર

માં ખડો ને ખંડા રાખવામા આવ્યો હતો, તેને તેણે બોલાવ્યો અને પૂછ્યું: " **વી**રમણિને કેમ છે ? "

" માથાનો જખમ સખ્ત છે. " વૈદે જવાબ દીધો: " શરીર ના તમામ ભાગો પછડાટને લીધે કચ્ચડ બની ગયા છે. તેની પીડાનો તાવ આવ્યો છે. એ તાવ જો કે અત્યારે સખ્ત લાગે છે તોપણ એક આખો દિવસ તે રહ્યા પછી નરમ પડશે. મેં ઉપચાર એવા શરૂ કર્યા છે કે, ત્રણેક દિવસ પછી જરૂર આરામ થઇ જશે. "

" હજી સાજા થતાં તેને ત્રણેક દિવસ લાગશે ? "

" હા કૃપાળુ. એક રીતે તો આ માંદગી પ્રાણઘાતક જ કહેવાય. એ તો આપનાં પુન્ય છે કે, તે બચી ગયા છે. રોગ સાધ્ય છે. અને આપના ફરમાનથી હું તેની પાસે ને પાસેજ રહ્યો છું. એટલે લગીરે બીવા જેવું નથી. "

વૈદ **વી**રમણિ પાસે પાછો ગયો; પણ ચુડામણિને ચિંતામાં વધુ ઘેરતો ગયો. **વી**રમણિ સિવાય રૂપાંદેને બીજા કોના કબજામાં સોંપી શકાય ? ચુડામણિને તેની પત્ની યાદ આવી. તે સ્વગત બોલ્યો: " હં; એની સાથે રૂપાંદેને પરગામ મોકલી દેવાથી ખટપટનો અંત આવશે." તેણે નક્કી કર્યું કે, પોતાની સ્ત્રીને તેના ભાઇને ત્યાં રૂપાંદે સાથે મોકલવી. હાલ તુર્ત રૂપાંદેને લગતી સર્વ ચિન્તાઓ દૂર થશે અને સ્વસ્થતાથી લડાઇ તરફ ધ્યાન આપી શકશે, એમ તેને લાગ્યું.

તે ખંડમાંથી બહાર નીકળ્યો અને રૂપાંદેના ખંડનાં બારણાં ઉઘડાવી તેણે તેને કહ્યું: " ચાલ. તને તારી કાકી પાસે લઈ જવાની છે. "

રૂપાંદે તૈયાર થઈ તેની સાથે ગઇ.

રૂપાંદેની કાકી અને ચુડામણિની સ્ત્રી **ભી**માબાઈ એક સદ્‌ગુણી અને સુશીલ આર્ય અબળા છે. ચુડામણિ બહાર સખ્ત થઇને ફરે છે પણ ઘરમાં પાંશરો દોર છે. **ભી**માબાઇની પ્રતિભા આગળ તેની સખ્તાઇ પીગળી જાય છે. **ભી**માબાઇ અને ચુડામણિનું જોડું જોઇ, લોક વિચારમાં પડી જાય છે કે, આ બેનો સંસાર કેમ ચાલતો હશે ? એક પ્રત્યક્ષ નરરાક્ષસ અને બીજી સાક્ષાત્ દેવી ! પણ આર્ય સંસારની એજ મહત્તા છે કે, ચાહે તેવા પતિને વરીને પણ આર્ય રમણી ઉજળી રહે છે અને પોતાના બુદ્ધિકૌશલ્યથી કઠણ કાળજાના પતિને પણ વશવર્ત્તી બનાવે છે.

**આર્ય દેશે ધર્મ પતિપત્ની તણા ના સ્હેલ છે,**
**બંધન રહ્યું દૃઢ કોઈથી પણ ચસકવું મુશ્કેલ છે!**
**પ્રકૃતિ વિભિન્ન જણાય, કંકાસે પળો કંઈ વીતતી,**
**તોયે સુશીલા આર્યરમણી રહેતી જગમાં ઉજળી!**
**દુષ્ટ, દુર્ગુણી, મલીન ભરથારો શું ભારતમાં નથી?**
**રે લાખ-ક્રોડ અપાર છે-પશુ વૃત્તિઓ તજતા નથી!**
**અસંખ્ય એવાઓ છતાંપણ આર્યસંસ્કૃતિ કાં ટકી?**
**ધર્મ પાળી આર્યરમણી સંસ્કૃતિ ટકવી રહી!**
**નીતિનિયમ શાસ્ત્રે જે ઘડયા નવ સ્વપ્નમાંય ઉવેખતી,**
**શીલવ્રતમાં દૃઢ રહી અને પ્રભુરૂપ પતિને પેખતી,**
**ચૂકે ન પલક પવિત્રતા; લજ્જા કરે ના વેગળી,**
**ધર્મ પાળે આર્યરમણી તેથી જગમાં ઉજળી!**

આવી વિશુદ્ધ આર્યરમણી **ભી**માબાઇના ધર્મતેજનો પ્રભાવ તેના અધર્મમૂર્ત્તિ પતિ ઉપર પડતાં ઝલકી રહે એમાં શી નવાઈ!

ગઇ કાલની આખી રાત ઘવાયલા **વી**રમણિની સારવારમાં વૈદરાજની સાથે રહી **ભી**માબાઇએ ઉજાગરો કર્યો હતો. પણ પ્રાતઃ કાળ થતાં તે પૂજાપાઠમાં પ્રવૃત્ત થઈ છે. **ભી**માબાઇનો નિયમ છે કે—હમેશાં પૂજાપાઠમાં સહવારના ભાગમાં રોકાવું અને પછી ગીરનાર પર આવેલા એક મંદિરમાં દર્શનાર્થે જવું. ગૃહકાર્યમાં તે પછીજ તે રોકાતી.

ચુડામણિ અને રૂપાંદે તેના ખંડ આગળ ગયાં એટલે તેઓએ જોયું કે, **ભી**માબાઇ પૂજાપાઠથી પરવારી છે અને ગીરનારપર દર્શન કરવા જવાની તૈયારીમાં છે.

ચુડામણિએ ખંડમાં પ્રવેશતાંજ રૂપાંદેનો હાથ ઝાલી પોતાની સ્ત્રી તરફ તેને ધક્કો મારતાં કહ્યું: "આ જાસુસ છોકરીનાં કૃત્ય જાણો છો?"

રૂપાંદે તેની કાકી **ભી**માબાઇને કોટે વળગી પડી. **ભી**માબાઈએ કહ્યું: "આર્યપુત્ર, આ શું કરો છો? બિચારી એ અનાથનું આપણે આ રીતે પાલન કરવાનું હોય?" તે રૂપાંદેના માથાના વાળ ઉપર હાથ ફેરવતી કહેવા લાગી: "બેટા, લગીરે ના દુભાઇશ."

"આમ ને આમ તમે એને ફટવી દીધી છે!" ચુડામણિ બોલ્યો: "પણ જાણોછો? **વી**રમણિને મોઢે એણે કહ્યું છે કે—તારા આખા કુટુંબને હું ધિક્કારૂં છૂં અને બસ **જયમલ્લ**નેજ હું મનથી વરી ચૂકી છે."

"કદાચ અકળામણમા તેમ કહ્યું પણ હોય; તો તેથી ગુસ્સે ન થતાં તેના ઉપર આપણે વહાલ બતાવવો જોઇએ કે જેથી એને સામો વહાલ ઉપજે. એ જયમલ્લને વરી ચૂકી હોય તો ભલે; એમ કરવા તે મુખત્યાર છે. જુનાગઢના યૂવરાજને એ પરણશે તો તેથી એ સારે ઠેકાણે પડશે."

"જાણે એમ કહ્યાથી બધું ઠીકઠાક થઇ ગયું એમ તમે ધારતાં હો, તો તમારી ભૂલ છે. એણે તો મને મોટી મુંઝવણમાં નાખ્યો છે. તમને બધી વાતની ખબર નથી એટલે શું જાણો? સાંભળો, હું તેનાં બધાં કારસ્થાન કહું."

સેનાપતિએ રૂપાંદેના ગુન્હા વર્ણવ્યા. રાજકુમારીના બાગમાં જયમલ્લ સાથે તે એકાંતમાં હતી. વીરમણિને તેણે મહેણાં માર્યાં. વીરમણિને ઘાયલ કરાવવામાં તે સામેલ થઈ. તે ચોરી છુપીથી સેનાપતિની ખાનગી વાત સાંભળી ગઇ. તેણે 'જાગતો જીવે અને ઉંઘતો મરે' એવું લખાણ બારીમાંથી દીવા સાથે ધર્યું. આ બધું કહી તેણે પૂછ્યું: "એક કુળઘાતક છોકરી સિવાય આવું આવું બીજું કોણ કરે?"

ભીમાબાઇએ કહ્યું: "એણે ચાહે તે કર્યું પણ તે નુકશાન કર્તા હોય એમ માનવા હું તૈયાર નથી. પતિદેવ! આપણે ત્યાં ઉછરતી એક બાળકી તરફ ગેરવિશ્વાસથી આપણે જોઇ શકીએજ નહીં. મને ખાત્રી છે કે, એણે જે કાંઇ કહ્યું કે કર્યું હશે તે અવિચારીપણાનું પરિણામ નહીજ હોય."

"વીરમણિને તેણે વિચારપૂર્વક ઘાયલ કરાવ્યો?"

"એ ઘાયલ થયો એમાં આનો દોષ નજ કહેવાય. ગઈ રાતે હું એની સારવારમાં રોકાઇ હતી ત્યારે એના એક સાથીદારે મને બધી હકીકત કહી છે. વૈદરાજ પણ તે હકીકત સાંભળતા હતા. પુત્રમાં બાહુબળ કમી હોય અથવા તેનો શત્રુ વધારે બળવાન હોય તો તે ઘાયલ થાય. એમાં બીજું કોઇ શું કરે? રાજકુમારીને વીરમણિએ ધક્કો માર્યો અને તેમનું અપમાન કર્યું તો તેનું ફળ તેને મળ્યું. એમાં રૂપાંદેનો દોષ નથી."

રૂપાંદેએ કહ્યું: "કાકી, તમે ખરો મુદ્દો સમજ્યાં છો—"

ભીમાબાઇ બોલી: "એની સાથેનો માણસ પણ એ કબૂલ કરે છે કે, સામાવાળા બન્ને યુવકો બાહોશ હતા."

ચુડામણિએ પૂછ્યું: "વારૂ; પણ જયમલ્લ સાથે તે એકાન્તમાં હતી, એ તેનો ગુન્હો નહીં કે?"

રૂપાંદે કાંઇક બોલવા જતી હતી તેને અટકાવીને **ભી**માબાઇ બોલી: "ક્ષત્રિય કન્યાઓને પોતાનો પતિ પોતાની મેળે શોધી લેવાની છૂટ છે. રૂપાંદેએ જયમલ્લને પતિ તરીકે પસંદ કર્યો એટલે તેની સાથે હોવામાં તેનો શો દોષ?"

"પણ જયમલ્લને એના પતિ તરીકે હું નથી સ્વીકારતો."

**ભી**માબાઇ સ્મિત કરીને બોલી: "તમારી કે મારી ઇચ્છા એમાં શા કામની? તમે એને નહીં સ્વીકારો તો છોકરી પ્રાણ પાડશે. દેખીતું છે કે, ક્ષત્રિયકન્યા જેને ચાહે તેનેજ વરવાની. એમાં વડીલો એની સામે થાય તો કાં તો તે નાસી જાય અથવા તો કશો ઉપાય ન ચાલે તો જીવ આપે. આવા ઘણાયે દાખલા આપણામાં બને છે. માટે એ સંબંધમાં આપણે એની મુનસફીની આડે આવવું જોઇતું નથી."

"તે નાસી ન જાય માટે તો મેં તેને કાલે આખી રાત કેદ કરી હતી!"

"શું એને કેદ કરી હતી? નાથ, આ કોમળ ફુલ ઉપર આટલો બધો ગજબ!" **ભી**માબાઇએ રૂપાંદેને પોતાની છાતી સરસી ચાંપતાં ચુડામણિને જવાબ દીધો: "**વી**રમણિની સારવારમાં હું આખી રાત રોકાઇ તે વખતે તેને હું બોલાવવાની હતી; પણ વૈદરાજના કહેવાથી મેં એટલા માટે વિચાર માંડી વાળ્યો કે, **વી**રમણિની સખ્ત માંદગીથી તે ગભરાઈ જાય. મને તે વખતે ખબર નહોતી કે તમારો કોપ એનાપર ઉતર્યો હશે. હું એને લગીરે ત્રાસ ન પડે એમ કરૂં છું ત્યારે તમે તો તેના પર જુલમ વરસાવો છો! પ્રભુ, એમ એને સંતાપવી એ આપણું ભૂષણ નથી. એને એક ટૂંકાર સરખો કરવાનો આપણને હક્ક નથી."

"અહો! તમે તો એનાં પૂર્ણ પક્ષપાતી બન્યાં લાગો છો! પણ એ નહીં ચાલે. મારૂં ધાર્યું થવું જ જોઇશે."

"નાથ! એવું હુંપદ અમો ક્ષત્રિયાણીઓ પ્રત્યે તમે ન દાખવો, એવી મારી વિનતિ છે. જેમ તમને ક્ષાત્રવીરોને તમારૂં સ્વમાન વહાલું હોય છે, તેમજ અમારા માટે સમજો. અમે અબળા નથી. પ્રબળા છીએ. અમારા હક્કની વચ્ચે આવી અમારા આત્માને જેઓ

ઘૂંદી નાંખવા માગતા હશે તેઓને અમે અમારાં રૂધીર રેડી તત્કાળ બતાવી આપીશું કે, અમારા આત્મા પરતંત્ર નથી."

"રૂધીર રેડવાની ધમકી મને–તમારા પતિને–આપો છો ?"

"આ ધમકી નથી–ક્ષત્રિયાણીના અંતઃકરણનો અવાજ છે. જ્યારે ધર્મ વિરૂદ્ધ કાંઇ કાર્ય થાય ત્યારે સાચી ક્ષત્રિયાણી તે સહન નજ કરે–પછી ભલે તેના પતિદેવ પણ સામે હોય."

"ધર્મ વિરૂદ્ધ મારૂં કાર્ય તમને શું લાગ્યું ?"

"જયમલ્લ અને રૂપાંદેના પ્રસંગનું. રૂપાંદે જયમલ્લને હૃદયથી વરી ચૂકી છે; તો પછી તેનાથી તેને અલગ કરવી, એ અધર્મ છે. ક્ષાત્રકન્યાને સ્વયંવર વરવાની છૂટ ક્ષત્રિયોએ આપી છે; તો પછી તેના તે હક્ક ઉપર તરાપ મારવી એ શું ધર્મ છે ? નહીંજ. રૂપાંદેને તમે કેદ કરી એ ક્રૂર આતતાઇપણું હતું અને અધર્મ્ય કાર્ય હતું. આવાં કાર્યો તમે ન કરો; તેની ઇચ્છામાં તમે આડખીલી રૂપ ન થાઓ; અને એ સંબંધમાં કશું હુંપદ ન દાખવો, તો કૃપા થશે."

સેનાપતિ ક્રોધથી તેને જવાબ દેવા જતો હતો; એટલામાં એક પહેરેગીરે આવીને ખબર આપી કે, "એક જાસુસ અગત્યની બાતમી લાવ્યો છે અને હમણાં ને હમણાં મળવા માગે છે."

સેનાપતિને હવેજ ખ્યાલ આવ્યો કે, હજી ઘણાં કામ કરવાનાં છે; તે પહેલાં પત્ની સાથે નિરર્થક જીભાજોડીમાં વખત ગાળ્યો અને જે કહેવાનું હતું તે ન કહ્યું ! તેણે બહારથી સ્વસ્થતા બતાવી હસીને ભીમાબાઇને કહ્યું. "વારૂ, તમે આ બાબતમાં જીત્યાં. પણ મારે તમને એક અગત્યની વાત કહેવી રહી ગઇ. હું લડાઇ માટે પ્રયાણ કરવાનો છું એ તમે જાણતાં હશો."

"હા, મને એ ખબર છે, કે, તમે દેશોદેશ જીતવા જનાર છો અને જ્યારે છેવટે જીતીને પાછા પધારશો ત્યારે રાજકુમારીને પરણનાર છો !"

"શું તમને રાજકુમારીની અદેખાઇ આવી ?" સેનાપતિએ ફરીથી સ્મિત કરીને પૂછ્યું.

"અગત્યની આ વાત તમે મને કહેવા માગતા હતા ?"

"ના, એનો ઉલ્લેખ તો તમે કર્યો ! મારે જે કહેવાનું છે તે એ કે, તમે પુત્ર વીરમણિ અને રૂપાંદે સહિત તમારા ભાઇને ત્યાં

આજે ને આજે જાઓ કે જેથી યુદ્ધ દરમ્યાન તમારા સંબંધી ચિન્તા મને રહે નહીં."

"અમારી ચિન્તા ? અમને શું થવાનું હતું ? નાથ, યુદ્ધ-પ્રયાણ વખતે એક ક્ષત્રિયના મનમાં તેનાં સ્ત્રી-સંતાનની મમતા વધારે જાગૃત થતી હોય તો બહેતર છે કે, પોતાને હાથેજ તેમનો વધ કરી દે; કે જેથી યુદ્ધમાં નિશ્ચિંતપણે લઢી શકાય."

"એટલી હદે જવા જેવો ગંભીર આ સવાલ નથી. તદ્દન નજીવો છે. મારી સૂચનાનું કારણ સમજાવવાનો મને અવકાશ હોત તો હું તમને ખાત્રી કરી આપત કે, હાલમાં તમારે ત્યાં જવું વ્યાજબી છે. પણ તમે હમણાંજ સાંભળ્યું કે, એક જાસુસ મારી રાહ જોઇ રહ્યો છે. તેથી એક સ્વામીનિષ્ઠ સતી તરીકે આ નજીવી બાબતમાં તમારે આનાકાની કરવી ન જોઇએ. તમે વિચાર કરી જુઓ. તમારે સાંજે પ્રયાણ કરવાનું છે અને તેનો બંદોબસ્ત હું કરાવું છું."

સેનાપતિ એમ કહી ત્યાંથી નીકળી પોતાના ખંડમાં આવ્યો તો દુર્મુખશાને ત્યાં બેઠેલો તેણે જોયો ! દુર્મુખશાએ લળી લળીને તેને સલામો કરી. સેનાપતિએ પૂછ્યું: 'હમણાં સંદેશો તમે કહેવરાવ્યો હતો?'

"હા, નામદાર. મેં કહેવરાવ્યો હતો. હું ઘણીજ અગત્યની બાતમી લાવ્યો છું."

"મને બહુ ફુરસદ નથી માટે ટૂંકમાં કહી નાંખો."

"જે જુવાનને આપ નામદાર કેદ કરવા માગતા હતા, તેને મેં હમણાંજ જોયો."

"કયાં ?"

"રાજકુમારીના બાગ આગળ! એની પાછળ રા'નો એક હજુરીઓ હતો. મેં તેને કહ્યું કે, આ જુવાનને પકડવાનો સેનાપતિ મહારાજનો હુકમ છે; માટે ચાલ આપણે પકડીએ; ત્યારે તેણે મને ખબર આપી કે, રા' એ તેને છોડી મૂકયો છે—"

"હેં ?! શું રા'એ તેને છોડી મૂકયો છે ?"

"હા. નામદાર. વળી એ હજુરીઆએ મને રા'નો એક હુકમ બતાવ્યો. તેમાં એવી મતલબનું લખેલું હતું કે, વત્સરાજના દીકરા મક્ષરાજને આજ સાંજ સુધીમાં કોઇએ સતાવવો નહીં; પણ દીવા થાય એટલે તે જો આપણી હદમાં હોય તો તેને ઠાર કરવો."

"એમ ?" સેનાપતિ વિચાર કરવા લાગ્યો: "ત્યારે તો રા'એ

પોતાનું ધાર્યું કર્યું ! પણ વણિક મહાજન, તમે એને રાજકુમારીના બાગ આગળ જોયો એમ કહ્યું ને ?"

"હા. કૃપાળુ. રા'ના હુકમ મુજબ એણે સીદ્ધા આ શહેર બહાર જવું જોઇએ તેને બદલે તે રાજકુમારીના બાગ આગળ હતો તેથીજ હું આપને ચેતવવા આવ્યો. એ જુવાન બહુ કારસ્થાની છે અને વળી દુશ્મનનો દીકરો છે. કૃપાળુ, શું કરૂં ? મને હજી નગરશેઠાઇ આપે નથી અપાવી; નહીંતર એને મારા અધિકારથી હું પકડાવી લેત!" આમ કહી દુર્મુખશા સેનાપતિના મુખના ભાવ તપાસવા લાગ્યો.

સેનાપતિએ થોડોક વખત વિચાર કરી બે કાગળ ઉપર કાંઇક લખાણુ લખ્યાં અને પછી દુર્મુખશાને કહ્યું: "ઠીક થયું કે, તમે મને બાતમી આપવા આવ્યા. એને હવે રાજકુમારી પાસે જવાનો બિલ્કુલ હક્ક નથી. મને દહેશત છે કે, તે રાજકુમારીને ફોસલાવશે અને કાંઇક આડું અવળું ધાંધળ મચાવશે; આથી મારે પગલાં લેવાં જોઇએ. એ પગલાં ભરવાનું કામ હું તમને સોંપીશ. દરમ્યાન તમે નગરશેઠાઇ વિષે પણ ઠીક યાદ આપી. રા' પાસેથી તો હું હુકમ મેળવી શકયો નથી પરંતુ મારો હુકમ એ સંબંધમાં ચાલી શકશે."

સેનાપતિએ લખેલો હુકમ દુર્મુખશાના હાથમાં આપ્યો અને કહ્યું: "જુઓ, આજથી અહીંના મહાજનના ઉપરી અને નગરશેઠ તરીકે હું તમારી નિમણુક આ હુકમથી કરી આપું છું."

દુર્મુખશાએ તે કાગળ વાંચ્યો અને ખુશાલીમાં આવી જઇને કહ્યું: "નામદાર સેનાપતિજી ઘણું જીવો."

સેનાપતિએ બીજો કાગળ તેના હાથમાં મૂકતાં કહ્યું: "મારા સૈનિકો યુદ્ધ-પ્રયાણની તૈયારી કરવાના હોવાથી તમારે શહેરના કોટવાળની મદદ લેવી જોઇશે. તમે તેની પાસે આ હુકમ લઇને જાઓ અને જે નગરરક્ષકો તેની પાસે છે, તેમની મદદ લઇ, તેને પણ સાથે લઇ, રાજકુમારીના બાગમાંથી એ જુવાનને પકડી પાડો. પકડીને એને સીધ્ધો તુરંગમાં મોકલી દેજો."

"પણ પેલો હજુરીઓ રા'નો હુકમ બતાવશે તો ?"

"એને પણ પકડી લેવો અને રા'નો હુકમ ઝુંટવી લઇ ફાડી નાંખવો—"

"બરાબર. એટલે જાણે કે હુકમજ નહોતો નીકળ્યો એમ ઠરે—"

"હં. હવે તમે બરાબર સમજ્યા. વારૂ; પણ દુર્મુખશા," સેનાપતિએ કહ્યું: "તમને હું નગરશેઠાઇ આપું છું તે બદલ મને કાંઇ લાભ થવો જોઇએ."

"આપને લાભ કરી આપવાની મુજ ગરીબની શી વિસાત ?"

"અધિકાર મળ્યા પછી પણ ગરીબ રહેશો ?" સેનાપતિએ જરાક તીવ્ર સ્વરે પૂછ્યું.

દુર્મુખશાએ ધીમેથી પૂછ્યું: "આપ કેવી જાતનો લાભ કહો છો, નામદાર ?"

"નાણાંનો. હવે સમજ્યા ? મને એક લક્ષ રૂપામહોરો તમારે આપવી પડશે."

"એક લાખ ! બાપરે ! સાત અવતાર હું મહેનત મજુરી કરીને મરી જાઉં તોયે એટલાં નાણાં મેળવી ન શકું !"

"અક્કલ ઠેકાણે છે કે નહીં ? મહાજનનો ઉપરી થનાર શહેર-માંથી નાણાં પેદા કરી આપી શકે નહીં શું ? મહાજનને કોઇ પણ રીતે સમજાવો અને એટલાં નાણાં મને અપાવો, સમજ્યા ?"

દુર્મુખશા વિચારમાં પડી ગયો. સેનાપતિએ ઘાંટો પાડીને કહ્યું: "જાઓ, હવે વધુ ન રોકાઓ. મેં તમને સોંપેલાં તમામ કામ તમારે બજાવવાં પડશે."

સેનાપતિ કાંઇ હુકમ કરે તેમાં ચું કે ચાં કરનારની શી વલે થાય છે, એ દુર્મુખશા જાણતો હતો; એટલે મનમાં ફફડાટ સાથે બન્ને હુકમો લઇને તે વદાય થયો.

સેનાપતિએ યુદ્ધ–પ્રયાણના હુકમો કાઢ્યા અને લશ્કરી સરં-જામની વ્યવસ્થા માટે તે મકાન બહાર નીકળી પડ્યો.

---

## પરિચ્છેદ ૨૩.

### મોતીનાદનું હરણ.

ચુડામણિ ઘરમાંથી બહાર ગયો એવું જાણીને રૂપાંદેએ ગઇ કાલના બનાવોમાં પોતાનું વર્ત્તન કેવા સિદ્ધાંતો પર રચાયું હતું એનો ખ્યાલ **ભી**માબાઇને વિસ્તારથી આપ્યો; અને વિનતિ કરી કે, "મારો પક્ષ તમે લીધો છે, તો હવે ન મૂકશો. નહીંતર તમે જેમ કહ્યું છે તેમ હું પ્રાણ પાડ્યા વિના રહીશ નહીં."

ભીમાબાઇએ તેને આશ્વાસન આપ્યું અને કહ્યું: "જ્યાં સુધી તું મારી પાસે રહીશ ત્યાંસુધી તારી ઇચ્છામાં કોઇ અંતરાય નાંખી શકશે નહીં." બાદ પતિ–આજ્ઞા સંબંધી વિચાર કરી તેણે કહ્યું: "એકંદરે આપણને હમણાં બહારગામ જવાનું કહેવામાં આવ્યું છે, એ અનુકુળતા ભરેલું છે. ફરીથી તારા કાકાનો ક્રોધ કાબુમાં ન રહે અને તેઓ ગમે તેવું વર્ત્તન ચલાવી ન બેસે તે માટે તું તેમની નજરે પડે નહીં એજ ઠીક થઇ પડશે. ચાલ ગીરનારનાં દર્શન કરી આવીને આપણે પ્રવાસની તૈયારી કરીએ."

રૂપાંદેએ સૂચના કરી કે: "ગીરનાર પર જતા પહેલાં રાજકુમારીને હું મળી આવું; કેમકે તેમણે મને બોલાવવા એક દાસી મોકલી હતી."

ભીમાબાઇએ કહ્યું: "રાજકુમારીને હું ઘણા વખતથી મળી નથી. વળી આપણે બહારગામ જવાનાં છીએ એટલે ફરી કોણ જાણે કયારે મળાશે; માટે ચાલ, હું પણ તારી સાથે આવું છું."

તેઓ પાલખીમાં બેસીને રાજકુમારીના મહેલ તરફ જવા નીકળ્યાં. તેમની પાલખી જરાક આગળ ચાલી એટલે રૂપાંદેએ બે દુહા સાંભળ્યા:

> જંખે છે જે જેહને, તે તેને મળી રહેજ;
> પડતાં મૂકે પ્હાડથી, સાગર તરી લે રહેજ !
>
> રજપૂતાઇ રંડાઇ ના, જુલ્મીનાં નવ રાજ;
> ગરૂડે ગીરધારી ચઢે, બન્ધન તૂટે આજ !

રૂપાંદેએ તરતજ પાલખીમાંથી હાથ બહાર કાઢ્યો. એ હાથમાં તેના કંઠની રત્નમાળા હતી. દુહા બોલનાર ત્રિપુરાશંકર ભૂદેવ હતો. તે પાલખી નજદીક આવ્યો અને "શુભં ભવતું; કલ્યાણમસ્તુ" એવી આશીષ આપીને તેણે માળા લઇ લીધી. તે માળા લેતો હતો તે વખતે રૂપાંદેએ પાલખીનો પડદો હટાવી પોતાનું કમલવદન બહાર કાઢીને પૂછ્યું:

"તીર તમે લઇ ગયા હતા ?"

"હા. બહેન."

"ધારેલે સ્થળે તે પહોંચી ગયું ?"

"હા. બહેન. સેંકડો સાથીઓનાં જૂથ સાથે પોતે જરૂર સહુ કાર્ય પડતાં મૂકીને આવશે અને અબળાનો ઉદ્ધાર કરશે."

રૂપાંદેએ તેને પાલખીની પાછળ પાછળ આવવા કહી પાલખીનો પડદો પાડી બંધ કરી દીધો. ભૂદેવના પ્રસંગ વિષે **ભીમાબાઇએ** પૂછપરછ કરતાં રૂપાંદેએ તેને સર્વ વાતથી વાકેફ કરી. તે સાંભળી તેણે કહ્યું: "બેટા, તારા ઇચ્છિત વરને વરવામાં તને આટલો બધો શ્રમ પડે છે, એ જાણીને મને લજ્જા ઉપજે છે. પણ હું તને તેના મેળાપમાં સર્વ પ્રકારની સહાય આપીશ, એની ખાત્રી રાખજે."

તેઓ રાજકુમારીના મહેલ નજદીક આવી પહોંચ્યાં. અંદર જતાં તેમને માલુમ પડ્યું કે, દાસીઓ દોડાદોડ કરી રહી છે.

રૂપાંદેએ તેમાંની એકને પૂછ્યું: "શું છે? શેની દોડાદોડ કરો છો?"

એકે જવાબ દીધો: "રાજકુમારીબાનાં ગાંધર્વ-લગ્નની તૈયારીઓ ચાલે છે!"

શું **રાજમલ્લ રા'** પાસેથી છુટીને આવ્યો હશે, એવો મનમાં પ્રશ્ન કરતી રૂપાંદે, **ભીમાબાઈ** સાથે **મોતીનાદ** પાસે ગઇ. **મોતીનાદ** ખરે જ **રાજમલ્લ** સાથે વાત કરતી હતી, એમ તેણે જોયું.

"**રાજમલ્લજી**, શું રા'એ ઉદારતા બતાવી તમને અહીં આવવા પરવાનગી આપી?" રૂપાંદેએ **મલ્લરાજને** પ્રશ્ન કર્યો. તેને ખબર નહતી કે, આ **રાજમલ્લ** નહતો, પણ **મલ્લરાજ** હતો.

"હું એજ વાત રાજકુમારીને કરૂં છું" **મલ્લરાજે** જવાબ દીધો: "પણ તેઓ તે માનતાં નથી."

"કેમ નથી માનતાં?" રૂપાંદેએ પૂછ્યું.

"વાત જાણે એમ બની છે કે, હું '**રાજમલ્લ**' નથી, એવી ખાત્રી થવાથી **રા'એ** મને છુટો મૂકયો છે."

"હં. રાજકુમારી એ વાત શી રીતે માને? તમે અમને બધાંને ઠઠ્ઠા મશ્કરીમાં ઉડાવવા માગો છો; ખરૂંને?!"

"હું એમજ કહું છું, બહેન" **મોતીનાદે** કહ્યું: "શું વીરજનો આવી વિચિત્ર પ્રકૃતિના હોય છે કે જ્યારે તેમને લગ્નની વાત સંભારીએ ત્યારે એ બંધનમાં પડવા આનાકાની કરે! પણ મેં તો નિશ્ચયજ કર્યો છે કે, આજ ગાંધર્વ-લગ્ન કર્યા વિના હું રહેનાર નથી."

"પણ '**રાજમલ્લ**' નથી એવું આ વીર યુવકને શા માટે કહેવું પડે છે?" **ભીમાબાઇએ** પૂછ્યું.

"એ તો તે જાણે—" **મોતીનાદ** બોલી.

" હું 'રાજમલ્લ' નથી માટેજ તેમ કહુંછું. ન હોઉં તો ખોટી છેતરપિંડી કરીને કોઇ અબળાનો ભવ શા માટે બગાડું ?" મલ્લરાજે કહ્યું.

" તમે રાજમલ્લ નથી તો કોણ છો ?"

" મારૂં નામ મલ્લરાજ છે."

" સાંભળ્યું બ્હેન ? ઉલ્ટાસુલ્ટી અક્ષરો કરીને આપણને કેવાં હાંસીમાં ઉડાવવામાં આવે છે ?!" મોતીનાદે રૂપાંદેને કહ્યું.

" તેઓ ભલે તમને બનાવે; પણ હવે 'હાથ આવેલો હીરો' ન જવા દેશો, બ્હેન ! રાજમલ્લને બદલે મલ્લરાજ અથવા જરામલ્લ, લ્લમરાજ, રામલ્લજ, મરાજલ્લ, લ્લરાજમ, મજલ્લરા, કે પછી જમલ્લરા કે રાજલ્લમ ગમે તેમ ઉલ્ટાસુલ્ટી અક્ષરો તેઓ કરે તોપણ આપણે તો માનવુંજ નહીં !" રૂપાંદેએ હસતાં હસતાં કહ્યું.

" જો મારૂં કહેવું ન માનતાં હો, તો રા'ને પોતાને પૂછી આવો એટલે ખાત્રી થશે." મલ્લરાજે કહ્યું.

" મારા પિતાજીને પૂછવા જવાની મને કાંઇજ જરૂર નથી." મોતીનાદે કહ્યું.

" તો સેનાપતિજીને પૂછી આવો."

" મારા મનની મુખ્ત્યાર હું છું. શા માટે હું બીજા ત્રીજાને પૂછપરછ કરવા જઉં ? પૂછપરછ કરીને મારે લગ્ન કરવાં હોય તો અત્યારે ગાંધર્વ-લગ્ન શા માટે કરૂં ? ખુલ્લાં લગ્નજ ન કરૂં ?"

" મારે જે ખુલાસો કરવાનો હતો, તે મેં કર્યો અને તે છતાં તમે માનતાં નથી તો, તમારા હિતને ખાતર આ લગ્નની ના પાડવાની મને ફરજ પડે છે." મલ્લરાજે કહ્યું.

" શું તમે ના પાડીને એક આશાભરી અબળાને હતાશ કરશો ?" રૂપાંદેએ પૂછ્યું.

" હું ધારૂં છું કે, આ યુવક બહારથી ખોટાં બહાનાં બનાવે છે, તેનું કારણ એ છે કે, અંદરખાનેથી ખરેખર તે બીકણ છે !" ભીમભાઇએ કહ્યું.

" કપોલકલ્પિત કારણો ઉપજાવીને શા માટે મારૂં અપમાન કરો છો, સન્નારી ?" મલ્લરાજે પૂછ્યું.

" તમારા દિલમાં માન-અપમાનની લાગણી હોય તો આ પ્રસંગે તમે ના નજ પાડો. તમને તમારા અપમાનનોજ નહીં; પણ રાજકુમારીના અપમાનનોયે ખ્યાલ નથી. તેના પિતાએ જાણે તે

શરતનું કેન્દ્ર હોય તેમ યુદ્ધમાં જીતનાર માટે તેને હોડમાં મૂકી; પણ તેમાં તેને પોતાનું અપમાન લાગે છે; તેથી તો તે તમને વરવા ચાહે છે. છતાં તમે ના પાડો છો, એનું કારણ હું તો એકજ ધારૂં છું કે, તમે બીઓ છો!"

"હું શા માટે બીઉં? અને કોનાથી બીઉં? મને કોઇની બીક લાગતી નથી, એની પ્રતીતિ આ બન્ને યુવતીઓને અત્યાર અગાઉ થઇ ચૂકી છે."

"પણ હવે સંજોગો વધારે કઠણ ઉભા થશે; તેથીજ તમે બીઓ છો. તમે કહો છો કે, 'હું અમુક વ્યક્તિ નથી, પણ અમુક છું' તમે વળી તે માટે એવા બે જણ આગળ પૂછવા જવાનું રાજકુમારીને કહો છો કે, જેઓમાં રાજકુમારીને લગીરે વિશ્વાસ નથી અને જેમાંના એક શ્રીમાન તો પોતાને એક પત્ની હોવા છતાં બીજી પત્ની તરીકે રાજકુમારીને પરણવાના બેત જ રચી રહ્યા છે! એવા આગળ રાજકુમારીને તેમની ઇચ્છા વિના તમે પૂછવા જવાનું કહો છો, એજ સાબીત કરે છે કે, તમારામાં હિમ્મત નથી-તમારામાં સાહસ નથી-તમારામાં બાહુબળ નથી."

મક્ષરાજ હવે મહેણાં ટૂણાંથી અકળાઇ ગયો. પોતે ખુલાસો કરે છે, તે છતાં પણ તે માનવા ના પાડીને ઉલટો તેને બીરૂ ઠરાવવામાં આવે છે, એ સંજોગમાં તો હવે આનાકાની નિરર્થક છે, એમ નક્કી કરીને તેણે કહ્યું: "હું ધારૂં છું કે આમ બળાત્કારે લગ્ન કરાવીને તમે વિચિત્ર સ્થિતિ ઉત્પન્ન કરો છો."

"એમાં વિચિત્ર સ્થિતિ શી? અને બળાત્કારે લગ્ન શેનાં?" મોતીનાદે પ્રશ્ન કર્યો: "આ લગ્ન માટે હું મારી માતુશ્રીની પરવાનગી પણ લઇ આવી છું—"

"એમ? એ વળી કયારે?" રૂપાંદેએ પૂછ્યું.

"પરોઢીઆમાં જ હું એમની પાસે ગઇ હતી. મેં મારા અંતરની મુંઝવણ એમને જણાવી અને બાપુને કહી ઢંઢેરામાં મારા વિષે મૂકેલી શરત પાછી ખેંચી લેવરાવવા વિનતિ કરી ત્યારે તેમણે મને એવો નિકાલ કરી આપ્યો કે, મારા બાપુ પાસે મારે હવે જવાની જરૂર નથી; કેમકે તેઓ વિનતિઓ લક્ષમાં લેશેજ નહીં. માતુશ્રીએ મને આજ્ઞા કરી કે: 'ક્ષત્રિયાણી જેને ચહાતી હોય તેની સાથે બેલાશક ગાંધર્વ-લગ્ન કરી શકે.' આથીજ આ પ્રસંગ મેં ઉભો

કર્યો છે. પણ અહીં તો હું હજીયે મારી હાંસી થતી જોઉં છું ! અથવા તો, બ્હેન રૂપાંદે, તારાં કાકી કહે છે, તે કારણો ખરાં હોય એમ લાગે છે !"

"મારાં કારણો ખરાં જ છે." ભીમાબાઇએ કહ્યું: "રાજકુમારી, આ યુવક—એમનું નામ એ ચાહે તે હે, એની આપણે હવે દરકાર કરવાની નથી—સાથે તમારાં અત્યારે લગ્ન થાય અને જો તેની જાણ રા'ને થાય તો તેનું પરિણામ શું આવે, એ જાણો છો ? આ યુવકને જરૂર મોતની સજા થાય ! એવી સજાથી આ શ્રીમાન ડરે છે !"

"જ્યારે મારા વિષે આમ ગેરસમજુતિઓ ઉપર ગેરસમજુતિઓ અહીં વધતી જ જાય છે, ત્યારે પરિણામની કાંઇજ દરકાર નહીં કરતાં હું જાહેર કરૂં છું કે, રાજકુમારી જો મારો ખુલાસો નહીં માનીને મને વરવાને આગ્રહી જ હોય, તો, હું તેમની ઇચ્છા મુજબ વર્ત્તવા તૈયાર છું."

"એ વીરતાનાં વેણ ખરાં !" ભીમભાઇએ કહ્યું.

"હું માત્ર વેણ કહીને હવે થોભવા માગતો નથી." મલ્લરાજે નિશ્ચયપૂર્વક કહ્યું: "કાર્ય કરી બતાવવા માગું છું. મહાભારતના સમયમાં એક ક્ષત્રિય પોતાને વરવા ચહાતી કન્યાનું હરણ કરતો. તેની પાછળ કન્યા પક્ષનું શત્રુદળ પડતું તો તે લઢતો. હું તેમ કરવા પણ તૈયાર છું."

"મારા કાકા ચુડામણિના સૈન્યની સામે તો તમે નજ ટકી શકો." રૂપાંદેએ જાણી જોઇને તેને ચીઢવવા ચીનગારી મૂકી: "આખા દેશમાં એમની સામે થઇ જીત મેળવવાની કોઇનામાં હિમ્મત નથી !"

"એમ ? મારામાં એ હિમ્મત નથી ? કાર્ય કરવું હોય તેણે શબ્દો વેડફી નાંખવા ન છાજે. એટલે હું અત્યારે નક્કામી બડાઈ મારવા ઇચ્છતો નથી. ફક્ત રાજકુમારીને એટલોજ પ્રશ્ન કરૂં છું કે, મારી હિમ્મત જોવા માટે તેમના પિતાનું રાજ્ય છોડી મારી સાથે આવવા તેઓ આ પળે તત્પર છે ?"

રૂપાંદે પોતાનાં નયન ચમકાવતી મોતીનાદને કહેવા લાગી: "બ્હેન, મારા શબ્દો આગળ આવ્યા ! સુભદ્રા, સુરેખા, રૂક્મિણી અને સંયુક્તાના દાખલા અનુસર્યા વિના હવે તમારે છૂટકો નથી !"

"એમાં કાંઇ મુંઝાવા જેવું ઓછું જ છે !" ભીમાબાઇએ કહ્યું:

પણ રાજકુમારીને આ માર્ગે જવાની હિમ્મત આપનારના બળનું માપ આંકવાની જરૂર ખરી."

"એક ક્ષત્રિય પોતાનાં વેણની શી કિંમત હોય છે, તે સારી પેઠે સમજીને જ વેણ બહાર કાઢે છે. તેના શબ્દો પાછળ બાહુબળનું અને સૈન્યબળનું સામર્થ્ય હોય છે જ, એ શું મારે કહી બતાવવું પડશે?" મક્ષરાજે પૂછ્યું.

"નહીં." મોતીનાદ બોલી: "મને હવે પૂરતો વિશ્વાસ પડે છે. વાતનું સ્વરૂપ હવે ઠઠ્ઠા મશ્કરીનું રહ્યું નથી, એ ચોક્કસ છે. જો મારી સંમતિ માટે અટકતું હોય, તો હું આ પળે અહીંથી નીકળી પડવા તત્પર છું."

"ધન્ય બહેન," રૂપાંદે બોલી.

મક્ષરાજે પોતાનું મસ્તક મોતીનાદ તરફ સહેજ નમાવ્યું અને પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી કહ્યું: "હું આ તલવારના સોગંદ લઇને કહું છું કે, હું તમારે લાયક છું, એમ પુરવાર કરી આપીશ."

"ત્યારે હવે લગ્ન માટે શેની રાહ જોવાય છે?" ભીમાભાઇએ પૂછ્યું.

"લગ્ન કરાવનાર ભૂદેવ બહાર હાજર છે!" રૂપાંદે બોલી.

"જરૂર" મક્ષરાજે કહ્યું: "રાજકુમારી સાથે હું અહીંથી જાઉં તે પછી મારી સામે જે લશ્કર લડવા આવે તેને હરાવીને મારી લાયકાત હું પુરવાર કરી આપું નહીં ત્યાં સુધી એ પવિત્ર હાથ [illegible] ગ્રહણ કરવા હું લાયક નજ ગણાઉં."

આ સાંભળી સર્વ વિચારમાં પડ્યાં. તે જોઇ મક્ષરાજે આગળ ચલાવ્યું: "મેં કેવળ વીરોચિત માર્ગ જણાવ્યો છે. તમે ગમ્મતમાં કે પછી ચાહે તે હેતુથી મને ભીરૂ તરીકે માન્યો અને મારે મોઢે એમ કહ્યું પણ ખરું તો મારે હવે તમને પ્રતીતિ આપવી જ રહી કે, હું તેવો નથી. બાહુબળની પૂર્ણ પ્રતીતિ આપ્યા પહેલાં પરણે, એ ક્ષત્રિય ન હોય—"

તે આ વાક્ય પૂરું કરી રહ્યો એટલામાં એક દાસી હાંફળી ફાંફળી ત્યાં આવી અને કહેવા લાગી: "રાજકુમારી બા, કોટવાળ અને એક વાણીઓ મહેલબહાર સિપાઇઓ સાથે આવ્યા છે અને મહેલમાં આવવા હઠ કરે છે. તેઓ કહે છે કે, અંદર એક કેદી છે તેને પકડવો છે."

"ફરીથી પાછો ધરપકડનો આ તમાશો ?!" મલ્લરાજે હસીને કહ્યું: "આવો; એક નહી–હઝાર આવો. સૌની સામે એકલે હાથે ઝુઝવા હું તૈયાર છું."

મોતીનાદે કહ્યું: "હવે વીરમણિના જેવા પ્રસંગો વધુ બનવા દેવાની જરૂર નથી. કોઇ પણ યુક્તિથી આપણે બન્નેએ અહીંથી જવુંજ જોઇએ, એવો મારો અભિપ્રાય છે."

ભીમાબાઈ આ સાંભળીને બોલી: "હું એ અભિપ્રાયને ટેકો આપું છું. હું એક સરસ યુક્તિથી તમને બેને ઠેઠ શહેર બહાર પહોંચાડવા તૈયાર છું."

"એ યુક્તિ તાબડતોબ બતાવો, કાકી," રૂપાંદેએ કહ્યું.

ભીમાબાઇએ ખબર આપવા આવનાર દાસીને કહ્યું: "તું કોટવાળ પાસે જઈ એવો ઢોંગ કર કે, રાજકુમારી તેને મહેલમાં આવવા દેવાની ના પાડે છે, પણ જે કેદી મહેલમાં ભરાયો છે, તેના તરફ તને પોતાને ધિક્કાર છે; તેથી યુક્તિપૂર્વક તું કોટવાળને મહેલમાં દાખલ કરવા માગે છે. એ યુક્તિ કોટવાળને તારે એ બતાવવી કે, 'મહેલના પાછલા દરવાજામાંથી હું તમને તમારા સિપાઇઓ સાથે દાખલ કરીશ. પણ શરત એ કે, સૌએ ચૂપકીદથી આવવું.' આ પ્રમાણે કહી તેઓને તમામને તું પાછલે દરવાજે લઈ જજે. એટલામાં અમે આગલે દરવાજેથી પસાર થઇ જઇશું. તું તેમને મહેલમાં બને તેટલા વધુ વખત સુધી રોકજે."

સૌએ આ યુક્તિ પસંદ કરી અને દાસી તે મુજબ કોટવાળ પાસે ગઇ. ભીમાબાઇએ એક બીજી દાસીને બોલાવીને તેને વરદી આપી કે, રાજ—ઘોડારમાંથી એક પાણીદાર અશ્વ તૈયાર કરાવી નગરના દરવાજા બહાર ઉભો રખાવ. દાસી તે આજ્ઞા પાળવા ગઇ.

થોડીવાર બાદ જ્યારે રાજકુમારીના મહેલના પાછલ્યા દરવાજા તરફ સૌ સિપાઇઓને પહેલી દાસી લઈ ગઇ ત્યારે ભીમાબાઇ, રૂપાંદે અને રાજકુમારી મોતીનાદ આગલ્યા દરવાજેથી બહાર આવ્યાં. વિપ્ર ત્રિપુરાશંકર ત્યાં ઉભો હતો તેને દક્ષિણા આપી રૂપાંદેએ વદાય કર્યો. એ બાદ તે ત્રણે પાલખીમાં બેઠાં. તે પછી મલ્લરાજ બહાર આવ્યો. પાલખી શહેર બહાર જવા લાગી. તે સાથે મલ્લરાજ પણ પગપાળો જવા લાગ્યો.

તેઓના જવા પછી સામેના મકાનમાંથી રાજનો હજુરીઓ બહાર પડયો. એ તેજ હજુરીઓ હતો, જેને મલ્લરાજની પાછળ

પાછળ આજ્ઞાપત્ર સાથે જવા રા'એ હુકમ કર્યો હતો. રાજકુમારીના મહેલમાં મલ્લરાજ દાખલ થયો, તે પછી જ્યારે થોડીવારે આ હઝુરીઆએ દુર્મુખશાને કોટવાળ અને સિપાઇઓ સહિત આવતો જોયો, ત્યારે તેને વહેમ પડયો હતો કે, એકવાર તેને મેં અટકાવ્યો તે છતાં તે ફરીથી કેમ આવ્યો ? અને વળી તેની સાથે સિપાઇઓ કેમ છે ? નક્કી, કોઈ નવો હુકમ રા'એ કાઢ્યો હશે, એમ માની લઇને, પોતાની ઉપર કોઇ આફત ન આવે, એ હેતુથી તે સિપાઈઓની નજરે ન પડાય એવી રીતે એક સામેના મકાનમાં છુપાઇ ગયો હતો. પાલખી ગઇ એટલે તે પણ બહાર આવ્યો અને પાલખીની દિશામાં તેણે પ્રયાણ કર્યું.

પાલખી શહેર બહાર જઇ પહોંચી; એટલે એક ઘોડો તૈયાર ઉભો રહેલો જણાયો. પાલખી તે ઘોડા આગળ થોભી ગઈ. મોતીનાદ, રૂપાંદે અને ભીમાબાઇ તેમાંથી બહાર નીકળ્યાં.

મલ્લરાજે ઘોડાની પીઠ થાબડી. તેની ડોક ઉપરના વાળ પસવાર્યા. તેના મોં ઉપર પોતાનો એક હાથ ફેરવ્યો અને તેના મોં નજદીક પોતાનું મોં લઇ જઈ તે મોટેથી બોલ્યો: "ઉમદા પ્રાણી! તારી વફાદારી જગજાહેર છે. મરણ સુધી પણ વફાદારી એ તારી પ્રકૃતિ છે. વફાદારીનો તારો ગુણ તારા ઉપર સ્વાર થનાર મારામાં રહેશે અને મરણાન્તે પણ એકનિષ્ઠ રહેવાની વૃત્તિ મારા હૃદયમાં જાગૃત રહેશે. તું ઠોકરો ખાય છે; તું કદાપિ ઘવાય છે; તોપણ ઉહ્‌કાર કર્યા વિના તારી પીઠ ઉપરના સ્વારને પાડી નાંખતું નથી. ઓ ઉદાર પ્રાણી! એ રીતે મારી બાંહ્ય પકડનાર તરફ હું વર્તીશ."

"બહેન, મોતીનાદ. સાંભળી આ પ્રતિજ્ઞા ?" ભીમાબાઇએ કહ્યું: "સપ્તપદીની પ્રતિજ્ઞા જેવી આ પવિત્ર પ્રતિજ્ઞા આપણે સર્વ સાંભળીએ તેમ આ વીર પુરુષે લીધી. જા, પુત્રી, તું પણ તેનું અનુકરણ ખુલ્લા દિલથી અને હિમ્મતથી કર."

મોતીનાદ ઝડપથી ઘોડા આગળ આવી અને તેના મોંની બીજી બાજુએ જઇ તે બોલી: "સ્વામીભક્ત અશ્વ! માલીક વિના જેમ તું નથી શોભતો; માલીક વિના જેમ તારી અવદશા થાય છે; માલીકને જોઇ જેમ તારૂં હૃદય રાચે છે અને તું થનથનાટ કરી મૂકે છે, તેમ મુજ અબળા વિષે સમજ. તારો દેહ તું તારા સ્વામી માટે ગણે છે. ઓ એકનિષ્ઠ અશ્વ! મારો આત્મા અને મારૂં સર્વસ્વ હું આજ

તારી સમક્ષ અને મારાં હિતૈષીઓ સમક્ષ પ્રતિજ્ઞા લઇ તેનેજ અર્પું છું જેને હું હૃદયથી પુજું છું અને જેની વીરતાના ચમત્કારોએ મને ઘેલી બનાવી છે. ”

**મો**તીનાદ અને **મ**લ્લરાજ બન્નેની દૃષ્ટિ એક થઇ. બન્નેનાં હૃદય સ્નેહથી છવાયાં.

**મો**તીનાદ **ભી**માબાઈ તથા **રૂ**પાંદે પાસે જઇ તેમને ભેટી. **રૂ**પાંદે અને **મો**તીનાદ કેટલીયે વાર સુધી એક બીજાને કંઠે વળગેલાં રહ્યાં. એ દરમ્યાન **મ**લ્લરાજ કૂદકો મારીને ઘોડેસ્વાર થયો અને દરવાજા આગળ જઇ ત્યાંના પહેરેગીરોને ઉદ્દેશીને બોલ્યો: “ **જુ**નાગઢના **રા**'ના દ્વારપાળો, તમારા **રા**'ને કહેજો કે, ઢંઢેરાનો જવાબ આપનાર **સી**રસાનો યુવરાજ **મ**લ્લરાજ તમારી પુત્રીની સંમતિથી તેનું હરણ કરી ગયો છે. તમારૂં લશ્કર તેની પાછળ મોકલવું હોય તો મોકલજો. ”

તેણે એકદમ ઘોડાને એડી મારી અને **મો**તીનાદ ઉભી હતી ત્યાં ઘોડો લાવી, એવી સ્ફૂર્તિથી અને વળી એવી કોમળતાથી તેણે તેને ઉઠાવી કે તેને લગારે ઇજા પહોંચે નહીં. તેને એ રીતે ઉઠાવી પોતાની સાથે ઘોડા ઉપર બેસાડી, **ભી**માબાઈ અને **રૂ**પાંદેને વંદન કરી, તેણે ઘોડો પૂરપાટ દોડાવી મૂક્યો.

એના શબ્દો દરવાનોએ સાંભળ્યા. **ભી**માબાઇ અને રૂપાંદે એ સાંભળ્યાં. **રા**'નો જે હજુરીઓ જાસુસ તરીકે **મ**લ્લરાજ પાછળ આવ્યો હતો, તેણે સાંભળ્યા. સૌ આશ્ચર્યચકિત થઇ ગયાં. દરવાનોએ પોતાનાં માથાં એકઠાં કર્યા: “ શું કરવું ? ”

“ જલદીથી **રા**'ને ખબર આપો. નહીં તો હાર મુઆ સમજજો. ” એકે કહ્યું.

તેઓમાંથી બે જણ **રા**'ના મહેલ તરફ દોડયા. હજુરીઓ પણ તેઓની પાછળ દોડયો.

**રૂ**પાંદેએ **ભી**માબાઈ તરફ સ્તબ્ધ મુખમુદ્રાથી જોયા કર્યું. **ભી**માબાઇ પણ એ શબ્દોનું મનન પોતાના મનમાં કરતી તેના તરફ જોઈ રહી. એ સ્તબ્ધતા પળભર ટકયા પછી **ભી**માબાઇ સ્વસ્થ થઇને બોલ્યાં: “ પુત્રી, થવાનું હતું તે થઇ ગયું. હવે ચાલ, આપણે દર્શન કરી આવીએ. ”

"કાકી," રૂપાંદેએ જવાબ દીધો, "હું એ વિચાર કરૂં છું કે, આ તો 'હસવામાંથી ખસવું થયું!' ઢાંકના રાજકુમારને બદલે સીરસાનો યૂવરાજ નીકળ્યો!"

"શહેરોનાં નામ આપણી વાતચીતમાં આવ્યાં નહતાં. વળી એને ખુલાસાની તક આપણે કયાં આપી હતી? એણે બે જણને પૂછી આવવા કહ્યું; પણ એને છંછેડવામાં તેં અને મેં કાંઇ બાકી રાખ્યું નહતું."

"હું તો ગમ્મત કરતી હતી. પણ તમારા જેવાં પ્રૌઢનેયે તે બનાવી ગયો, એ વિચિત્ર નથી શું?"

"મેં માત્ર મોતીનાદની લાગણી ધ્યાનમાં લીધી. જેમ તું જયમલ્લને ચાહે છે તેમાં મારો ટેકો છે, તેમ મોતીનાદનો તેના પર મેં પ્રેમ જોયો એટલે તમારી વાતચીતનું વલણ ધ્યાનમાં લઈ મેં તેને ટેકો આપ્યો અને એની આનાકાની માટે એને ચીડવ્યો. ઉપરાંત એક બીજું કારણ, એ હતું કે, તારા કાકા મારા જીવતાં બીજી સ્ત્રી તરીકે મારા દેખતાંજ ઉછરીને મોટી થયેલી રાજકુમારીને લાવે, એ મારાથી સહ્યું ન જાય. ઇક્ષ્વાકુ કુલોત્પન્ન પુરાણપુરુષોત્તમ રામચંદ્રજી સમા સૌ ક્ષત્રિયો કેવલ એકપત્નીવ્રત સેવે, એવી ભાવના હું પોષું છું અને તેથી રાજકુમારીને મેં જેને ચહાતી જોઇ, તેની સાથે તેનો મેળ મારા દેખતાંજ બેસી જાય એવી વલણ લઇ, મારા પતિ માટે અન્ય સ્ત્રીનું દ્વાર બંધ કર્યું. હવે આ બાબતમાં શોક કર્યે શું વળે? ભાવી મિથ્યા થતું નથી. ચાલ, હવે અહીં વખત ગુમાવવો નકામો છે."

તે બન્ને પાલખીમાં બેઠાં અને પાલખી ગીરનાર તરફ જવા લાગી.

બીજી બાજુ કોટવાળ, દુર્મુખશા અને તેના સિપાઇઓ, મહેલમાંથી નાઠેલા મલ્લરાજની તપાસ કરતા દાસી મારફત મોતીનાદના મહેલમાં પાછલે દરવાજેથી દાખલ થયા; પણ આખા મહેલમાં ખૂબ શોધ કરવા છતાંયે તેમણે ન દીઠી રાજકુમારીને કે ન દીઠો મલ્લરાજને! તેઓ આ પ્રમાણે નિરાશ થયા એટલે દાસીઓએ ઠઠ્ઠા મશ્કરી કરીને તેમને વધુ ખસિયાણા પાડયા. રાજકુમારીના મહેલમાં, એક તો, તેઓ ચોરી છુપાથી દાખલ થયેલા; તેમાં જો ગુસ્સે થઇને તેઓ દાસીઓ સામે કાંઇ પગલાં લે, તો રા'ને જાણ થતાં તેમના બાર

વાગે અને સેનાપતિ પણ કદાચ ઠપકો દે, એટલે દાસીઓની ઠ
મશ્કરી સહન કરીને પણ કોટવાળ અને દુર્મુખશા વ્હીલે મોંએ બહા
નીકળ્યા. તેમને ખબર મળી કે, એક પાલખી પાછળ પેલો યુવ
શહેરના દરવાજા તરફ જતો હતો! તેથી તેઓ ત્યાં આવ્યા; પરં
દ્વારપાળોએ મલ્લરાજ અને મોતીનાદ રાજીખુશીથી ઘોડાપર બેસી
ગયાં, એ વાત કહી એટલે આ બન્નેએ વિચાર કર્યો કે, આપ
અહીંથી પલાયન કરવું જ ઠીક છે ! સેનાપતિ પાસે જવા તેમ
હિમ્મત ન ચાલી. તેઓ સેનાપતિને આ ખબર પોતાને કિયે મો
આપી શકે ? તેનો ગુસ્સો વહોરવા તેઓ રાજી નહતા. તેથી જા
આ બનાવ બન્યોજ નથી એવો દેખાવ કરીને તેઓ શહેરની અં
ચાલ્યા ગયા અને સેનાપતિની નજરે ન પડાય, એવા બેતર
છુપાઈ રહ્યા.

## પરિચ્છેદ ૨૪.

### 'સૌથી શ્રેષ્ઠ દાન.'

લડાયક જાતિઓના જેટલા સશક્ત બાંધાના જુવાનો હો
તેઓને અને મજુરી કરીને પેટ ભરતી જાતિઓનાં તમામ માણસો
શહેર અને આસપાસનાં ગામડાંમાંથી પકડીને લશ્કરમાં જોડવા
હુકમ સેનાપતિએ છોડયો છે. આ કામ વત્સરાજ સાથેની લઢા
વખતે દુષ્ટસિંહે કર્યું હતું; પરંતુ દુષ્ટસિંહ સેનાપતિના ખોફનો ભો
થઇ પડયો હોવાથી તુરંગમાં છે, જેથી એક બીજા અમલદારને પ
સનિકોની સાથે આ કામ સોંપવામાં આવ્યું છે. તે ટુકડીને હુકમ
કે, દરરોજ ઓછામાં ઓછા ૧૦૦ માણસોને પકડીને લશ્કરી છા
ણીમાં લાવવાં. એકંદરે ૧૦ દિવસમાં ૧૦૦૦ માણસો, એ રીતે લશ્ક
છાવણી જ્યાં હોય ત્યાં મોકલી આપવાની શરત આ અમલદ
સેનાપતિ સાથે કરી છે.

આજ સાંજ સુધીમાં પહેલા હફતાનાં ૧૦૦ માણસો મોક
વાનાં છે. જે અમલદારને આ કામ સોપાયું છે, તેનું સૌથી પહે
ધ્યાન ગીરનારની છાંયમાં રહેતા કાઠીઓ તરફ ગયું. વત્સરાજ સાથે
લઢાઇમાં એ કાઠીઓ કામમાં આવ્યા હતા. એટલે એ લોકોની શો
માટે આ ટુકડી ઉપડી.

ગીરનારના ઉપરના મંદિરના દર્શનાર્થે ગયેલાં રૂપાંદે અને ભીમાબાઇ, દર્શન કરીને, ગીરનાર પરથી ઉતરીને પોતાની પાલખીમાં બેસવાની તૈયારીમાં હતાં, તે વખતે બે બાવાઓ ગીરનારની તળેટી-માંથી બહાર પડયા. તેઓ પાલખીથી થોડેક દૂર હશે એટલામાં તેમાં બેસવા જતી બે સ્ત્રીઓ તરફ એક બાવાની નજર ગઈ. તેણે પોતાના સાથીદારને પૂછ્યું: "મોતીશા, આ અહીં કયાંથી ? !"

"કોણ, મહારાજ ?"

"રૂપાંદે !"

"હેં ? શું બ્રાહ્મણ ખોટું કહી ગયો ?"

"મને તો એમજ લાગે છે. તેની સાથે ચુડામણિની પત્ની હોય, એમ જણાય છે."

"શું કેદી તરીકે રૂપાંદેને તે સાથે ફેરવતી હશે ?"

"એમ તો નથી લાગતું. જુઓને ? પાલખી સાથે કોઈ સ્વારો પણ નથી. ફક્ત પાલખી ઉપાડનારા ભોઈઓ જ છે."

"ત્યારે તો, મહારાજ ! આપની ફત્તેહ. નક્કી, એને એ બ્રાહ્મણે આપના સંબંધી કાંઇક ચોક્કસ ખબર આપી હશે અને તેથી તે અહીં આવી હશે."

આ વાતચીત કરનાર યૂવરાજ જયમલ્લ અને મોતીશા હતા. અમરપુરથી કાઠીઓ સાથે આવીને આ બે જણે એમ નક્કી કર્યું હતું કે, રૂપાંદેને ચુડામણિના પાશમાંથી મુક્ત કરવા માટે બાવાઓના વેષમાં સૌથી પ્રથમ જાતિતપાસ કરી આવવી કે વસ્તુસ્થિતિ શી છે. પછી કાઠીઓ સાથે પગલાં ભરવાં.

આ મુજબ બાવાઓ બનીને તેઓ જુનાગઢ તરફ જવાની તૈયારીમાં હતા; તેવામાં રૂપાંદે અને ભીમાબાઇને જોઇને ઉપલી વાતચીત કરતા હતા.

યૂવરાજે પૂછ્યું: "હવે શું કરીશું ?"

"એ જ કે, એને આપે મળવું-પરિચય આપવો અને પછી તેને જણાવવું કે-કહેતી હતી તે કહે ! હું અહીં ઉભો રહું છું. આપ જાઓ." મોતીશાએ સ્મિત કરીને જવાબ દીધો.

ભીમાબાઇ અને રૂપાંદે મંદિરમાં જઇ, દર્શન કરી પાછાં ફર્યાં એટલે વેષધારી બાવો-યૂવરાજ—મંદિરનાં પગથીઆં આગળ આવ્યો અને ઉચ્ચસ્વરે તેણે ગર્જના કરી: "અહાલેક ! બંબ ભોલા !"

રૂપાંદે ચમકી. તેને સ્વર પરિચિત લાગ્યો. પણ બાવાનું સ્વરૂપ જોયું; એટલે નિરાશ થઇ.

બાવો બોલ્યોઃ " અલાલેક ! જુવતી, ભિક્ષા દે. "

**ભી**માબાઇએ જવાબ દીધોઃ " સાધુ મહારાજ, અહીં તો કાંઇ ભિક્ષા અમે લાવ્યાં નથી. શહેરમાં સેનાપતિના મહેલ આગળ આવજો. તમને ભોજન અને દાનથી તૃપ્ત કરીશું. "

" મૈયા, મૈને સવાલ યે જુવતી કો કિયા હય. મુઝે ઉસસે ભિક્ષા લેનેકી હય. ઈનકી ભાગ્યરેખા કહતી હય કી, વો ચાહે વહાં ભિક્ષા દે સકતી હય. કભી બાગમેં હોવે, કભી સંબંધીયોંકે સાથમેં હોવે, કભી કેદમેં હોવે, કભી પહેરેગીરો કે વર્તુલમેં હોવે, તો ભી દે સકતી હય— "

રૂપાંદેને એ વાક્યો અર્થસૂચક લાગ્યાં. સ્વર તો બેશક જયમલ જેવો અને આકૃતિ પણ ખરેખર તેનેજ મળતી લાગી. માત્ર વેષ બાવાનો હતો, એટલે તે મુંઝાવા લાગી.

તેણે **ભી**માબાઇને ધીમેથી કહ્યું: "કાકી, એના શબ્દો સાંભળ્યા ? બાગ, સંબંધીઓ, કેદ, પહેરેગીરો, એ બધું મને જ લાગુ પડે છે. વળી ભિક્ષા તે મારી પાસેથી જ માગે છે. શું કોઇ વેષધારી બાવો નહીં હોય ? "

**ભી**માબાઇ સહેજ વિચારમાં પડી. એટલે બાવો આમતેમ આડું અવળું જોતો જોતો ગીત લલકારવા લાગ્યોઃ

મેરે તો ગીરધર ગોપાલ

દૂ...સરા...ન...કો...ઈ

રૂપાંદે એ સાંભળીને પુનઃ ચમકી. ધીમેથી તેણે **ભી**માબાઇને કહ્યું: " નક્કી, એ એજ છે. આ ગીતની લીંટીઓ મારો બધો સંદેહ દૂર કરી દે છે. "

**ભી**માબાઇએ ધીમા સ્વરે ઉત્તર દીધોઃ " પુત્રી, બનવા જોગ છે કે, તે હોય અથવા ન પણ હોય. હું એને વધુ કસી જોઉં. "

**ભી**માબાઇએ બાવાને કહ્યું: "મહારાજ, તમે ભિક્ષા કહી એટલે મેં ભોજન ગણ્યું અને તેથી તમને શહેરમાં આવવા કહ્યું; પણ જો તમારી ઇચ્છા બીજું કાંઇ દાન લેવાની હોય તો, લ્યો, આ મારો મોતીનો હાર ! "

બાવો હસ્યો: "માંઈ, યે દાન હમેં નહીં ચાહીયે. સબસે શ્રેષ્ઠ દાન દેના હોવે તો દો. અન્ન નહીં; મોતી નહીં; રત્ન નહીં; સુવર્ણ નહીં. દેના હોવે તો રૂપા દે—ઔર વો ભી ઇસ જુવની કે હાથ સેં."

'રૂપા દે' એ દ્વિઅર્થી શબ્દ હતો. ભીમાબાઇને રૂપાંદેનો સંદેહ ખરો લાગ્યો; છતાં તેણે બાવાને વધુ કસ્યો: "રૂપું જોઇએ? રૂપા-મહોરો પણ મારી પાસે છે. લ્યો, આપું." તેણે પોતાની કેડે ખોસેલી એક કોથળી કાઢીને બાવા તરફ ધરી.

બાવાએ ડોકું ધુણાવ્યું અને કહ્યું: "નહીં—યે નહીં. સબસે શ્રેષ્ઠ દાન!"

"પણ શું? સાધુ મહારાજ, જો ખુલ્લું કહો તો હું તે દાન આપું. નીતિનિયમો વિરૂદ્ધ ન હોય એવું હરકોઈ દાન યાચકને આપવાનો મારો નિયમ છે."

"હા" રૂપાંદે એ ટાપશી પૂરી: "મારાં કાકીનો એ ચોખ્ખો નિયમ તમામ સ્થિતિના યાચક માટે છે. એ યાચક પછી ચાહે તો રાજાનો પાટવી હોય, ચાહે તો તે રાજ્યમાં હોય કે પછી દેશવટે હોય અથવા તે યાચક ચાહે તો રાંક હોય કે કોઇ બાવાના વેષમાં હોય!"

રૂપાંદે એમ કહી બાવા સામે ટગર ટગર નિહાળી રહી.

"અચ્છા." બાવાએ કહ્યું: "તુમ્હારા નીતિનિયમ કૌનસા હય વો મુઝે માલૂમ નહીં; પરંતુ મેં તો નીતિનિયમ વોહિ ગિનતા હું જિનમેં જિસ પર યાચકકા દિલ લગા હુવે વો ઉન્કો દે દેના. ઐસા દાન સબસેં શ્રેષ્ઠ હય."

"એમાં લાયકાત, અધિકારીપણું, પાત્રતા વગેરે ન જોવાં જોઇએ? શાસ્ત્ર પણ કહે છે કે, પાત્રે દાન." ભીમાબાઇએ કહ્યું:

"પાત્રકી પાત્રતા દિખાને કા અવકાશ કૌન દેતા હય? બસ એક ઔર તીરોં ચલાને મેં આતા હય ઔર લાચારી-વિવશતા—ઝાહિર હોતી હય લેકીન દૂસરી ઔર સ્વયં આકે હાઝિર હોતે હય! પાત્રકી ઇચ્છા ઇસ તરાહ સે દિલમેંહિ સમાવિષ્ટ રહ જાતી હય! ઇન્કા ખુલાસા કયા હય?"

"સાધુ મહારાજ, હવે તમારૂં વેષાન્તર ખુલ્લું થઈ ગયું! તમે સાચા સાધુ નથી—"

"મયેં સચ્ચા તપસ્વી હું. મયેં તપ કર કે શ્રમ લે કે, વોહિ પ્રાપ્ત કરના ચહાતા હું જીસકો મેરી કદર હય."

"બસ. બસ." રૂપાંદે બોલીઃ "એ પ્રતાપી યૂવરાજ છે, એમાં હવે મને સંદેહ રહેતો નથી. પ્રસંગોનું આટલું બધું સ્પષ્ટીકરણ કરવાની સાધારણ સાધુની હિમ્મત નજ હોય." તે સાધુને પગે પડીને બોલીઃ "મહારાજ, જો સ્વરૂપ ખુલ્લું થાય તો સૌથી શ્રેષ્ઠ દાન દેવા હું તૈયાર છું."

યુવરાજે પોતાના માથા ઉપરથી ખોટી જટા કાઢી નાંખી, મોં પરની શખોડી દૂર કરી દીધી અને સાધુને લગતાં સાધનો તજી દીધાં અને ખરેજ યૂવરાજ તરીકે તેને નિહાળીને હર્ષથી પુલકિત થતી રૂપાંદે બોલી: "પોતે જેને ચહાતી હોય તેને આપવાનું એક કન્યાનું સૌથી શ્રેષ્ઠ દાન 'પ્રેમ' છે. આ કિંકરી તે આપને ચરણે અર્પે છે."

મોતીશાએ સહેજ દૂર ઉભે ઉભે આ બધી વાત સાંભળી હતી. તેણે રૂપાંદેને પગે પડતી જોઇ એટલે તે જ્યાં કાઠીઓ હતા ત્યાં ગયો અને બાવાનો વેષ દૂર કરી પાલખી આગળ આવ્યો.

ભીમાબાઇએ યૂવરાજનો પરિચય મળ્યાથી કહ્યું: "તમે બન્ને એક થાઓ, એમાં મારી સંપૂર્ણ સંમતિ છે," તેણે રૂપાંદેને કહ્યું: "જો, બહેન, ભગવાનનાં દર્શને આવવું તારે માટે નિરર્થક નથી નીવડયું. લ્યો, હું તમને બન્નેને એકત્ર—"

યૂવરાજે જવાબ દીધોઃ "જ્યાં હૃદય એક છે ત્યાં બહારનાં લગ્નની શી જરૂર છે? પણ પ્રથમ મને કહો કે, તમે અહીં કયાંથી અને શહેરના સમાચાર શા છે? ચુડામણિનું શું થયું? મહારાજનું શું થયું? મારી બહેનને ખબર પડી કે, તે વત્સરાજનો પુત્ર છે?"

યૂવરાજે રૂપાંદેનો હાથ ગૃહણ કરવાનો પ્રશ્ન ઉડાવ્યો અને બીજા ત્રીજા પ્રશ્નો પૂછ્યા એ ભીમાબાઇને પસંદ ન પડયું. રૂપાંદે નિરાશા-ભર્યા વદને ભીમાબાઇ સામે જોઇ રહી. પણ ભીમાબાઇએ તરત જ આ ગૂંચનો નિકાલ પોતાના મનમાં કરી લીધો. વાતચીતનું વહેણ આગળ વધવા દઈને અધવચ્ચ એવો પ્રસંગ લાવીને ખડો કરવા તેણે ધાર્યું કે, જેમાં યૂવરાજ રૂપાંદેને ગૃહણ કરવાની ના પાડી જ ન શકે. રૂપાંદેને ઇશારાથી આશ્વાસન આપીને યૂવરાજની પ્રશ્નમાળા સંબંધમાં ભીમાબાઇએ જવાબ દીધોઃ "એ સંબંધમાં હું તમને બધું વિગતવાર કહીશ."

તેણે એ પછી રૂપાંદે પોતાને હસ્તક કેમ આવી તે વિષે, ચુડામણિની યુદ્ધ--પ્રયાણની તૈયારી વિષે, રાજકુમારીની ગાંધર્વલગ્નની હઠ, મલ્લરાજે ખુલાસો કરવા દાખવેલી તત્પરતા, પણ મશ્કરીમાં તેની હાંસી અને મહેણાંનો માર, તેમજ તે પછી તે બન્નેનું પલાયન અને જતાં જતાં વત્સરાજના પુત્ર વરીકે મલ્લરાજે પરિચય આપવો વગેરે વૃત્તાંત યૂવરાજને કહ્યો. એ સાંભળીને યૂવરાજ તાજુબ થઇ બોલ્યોઃ "ત્યારે શું ફરીથી પણ મલ્લરાજને ખુલાસો કરવાની તક ન મળી ?!"

"ના. તેથી ખરેખર વિધિનો આમાં હાથ હોય એમ લાગે છે! રાજમલ્લનું પ્રારબ્ધ વાંકુ હશે! અને મલ્લરાજનો સિતારો પાંશરો હશે."

જયમલ્લે કહ્યું: "પણ એમ આપણી ભૂલપરંપરાઓથી તેનાં પ્રારબ્ધનો દોષ ન કાઢવો જોઇએ. મેં નિશ્ચય કર્યો છે કે, તેને હું શોધી કાઢીશ અને તેની પાસેજ ઢંઢેરાનો જવાબ અપાવીશ."

"ત્યારે તમારે ઉતાવળ કરવી પડશે." ભીમાબાઇએ કહ્યું: "ઢંઢેરાનો જવાબ મલ્લરાજે આપી દીધો છે, એમ તેણે જતાં જતાં કહ્યું હતું. તેથી સેનાપતિ કદાચ તેની સાથે યુદ્ધ કરવા આજેજ ઉપડી જશે અને રાજકુમારીના હરણની વાત સાંભળીને તો કદાચ અત્યારેજ ઉપડી જશે."

"તો રાજમલ્લ તરફથી હું સેનાપતિને આહ્વાન આપું છું. હું પ્રથમ તેની સાથે યુદ્ધ કરીશ."

ભીમાબાઇ વિચારમાં પડી ગઇ. રૂપાંદેએ પૂછ્યું: "પણ રાજ-મલ્લનો પત્તો નહીં લાગે તો ? શું રાજકુમારીએ તેની માનસિક મૂર્તિને પરણવું ? વળી કદાચ તેની જેવી ખરાબ ખ્યાતિ છે તેવો તે નીકળ્યો તો ?"

મોતીશાએ અભિપ્રાય આપ્યો: "રાજમલ્લનો પત્તો મેળવ્યા વિના તો તેના તરફથી લડાઇનું કહેણુ મોકલવું બરાબર નથી. એની ઇચ્છા, એ પ્રથમ વાત છે. વળી, આપણે ચુડામણિ સાથે અત્યારની સ્થિતિમાં લડીએ, એ સાગર સામે ટિટોડીની બાથ જેવું થઇ પડશે."

ભીમાબાઈ બોલીઃ "હું તો એમ માનું છું કે, હવે જ્યારે એ બે પરસ્પર પ્રેમ-ગ્રંથિથી બંધાઇને ગયાં છે ત્યારે શું થાય છે, તે જોયા કરવું. મલ્લરાજ અપ્રમાણિક નથી. તે યુદ્ધ કરીને જીતશે કે હારશે-ગમે તે પરિણામ આવશે તોપણ જો મોતીનાદની ઇચ્છા

**મલ્લરાજ** સાથે વરવાની નહી હોય તો, મારું હૃદય એ વિષે સાક્ષી પૂરે છે કે, **મલ્લરાજ** તેને બળાત્કારે નહીં પરણે."

"મહારાજ, સૌથી સરસ રસ્તો હું સૂચવું?" **મોતીશાએ** કહ્યું: "હું થોડાંક માણસો લઈ **રાજમલ્લની** શોધ કરવા જવા તૈયાર છું. **રાજમલ્લને** શોધી, તેને મળી, તેની ઇચ્છા જાણી, આપને સંદેશો કહાવીશ—"

"તમારે જવું હોય તો ભલે જાવ; પણ" **ભીમાબાઇએ** કહ્યું: "**મોતીનાદ** હવે પોતાની હાંસી નહીં કરાવે. તેને તે વીર પ્રત્યે અંગત પ્રેમ છે, એવી મારી ખાત્રી છે."

"મને પણ એજ સંદેહ છે. ચાહે તો તે **રાજમલ્લ** હો કે **મલ્લરાજ**—હવે તો એ વીર અને એ વીરાંગના. વિધિએજ એમનું યુગલ જોડી આપ્યું છે."

"પ્રયત્નો કરવા, એ આપણી ફરજ છે. એમાં સિદ્ધિ મળે કે ન મળે, એની દરકાર પ્રયત્નો કર્યા પહેલાં રાખવી ન હોય." યુવરાજે કહ્યું.

તેઓ આ મુજબ વાતચીત કરે છે, તેવામાં કાઠીઓનાં બૈરાં અને છોકરાં દોડાદોડ કરતાં તેઓ તરફ આવતાં જણાયાં. તેઓએ વળી જોયું કે, તેઓની પાછળ કેટલાક સિપાઈઓ પણ દોડે છે. સ્ત્રી-બાળકોની કીકીઆરીઓ સાંભળીને ખંડેર અને કોતરડાંમાં છુપાયલા કાઠીઓ બહાર આવ્યા અને પોતાનાં બાળ-બચ્ચાંને બચાવવા દોડયા.

હાથોહાથ ઝપાઝપી અને મારામારીનો મામલો ઉભો થવાનો સંભવ જોઈ, **ભીમાબાઇએ** વચ્ચે પડવા વિચાર કરી, સૈનિકો તરફ જઇ કહ્યું: "આ બધી શી ધાંધળ છે? શા માટે આ સ્ત્રીઓ અને બાળકોને સતાવો છો?"

સૈનિકોનો જે ઉપરી હતો, તે આગળ આવ્યો અને પૂછવા લાગ્યો: "જો હું ભૂલતો ન હોઉં તો, શ્રીમાન સેનાપતિજીનાં આપ પત્ની છો."

"હા. હું અહીં દર્શને આવી હતી. અને આ ધાંધળ મારા દેખતાં થતું જોઇ મને ખેદ ઉપજે છે. શું તમને એવો હુકમ છે કે સ્ત્રી-છોકરાંને સતાવવાં?"

"વાત એમ છે, શ્રીમતી," અમલદારે ખુલાસો કરતાં કહ્યું: "કે, લશ્કરમાં કામ કરવા માટે એ બધાંને લઇ જવાનો અમને હુકમ છે. દરેક લડાઇ વખતે તેઓને લઈ જવામાં આવે છે."

"પણ આમ જબરદસ્તીથી?" **ભી**માબાઇએ પૂછ્યું.

**જયમલ્લ, રૂપાંદે મો**તીશા વગેરે ત્યાં આવી પહોચ્યાં.

"રાજીખુશીથી ન આવે તો અમે શું કરીએ? અમારે તેઓને કોઇપણ રીતે લઈ જવાં જોઇએ." આસપાસ ઉભેલા કાઠીઓને જોઇને તે અમલદારે કહ્યું: "તમે લોકો શાન્તિથી અમારી સાથે આવો તો અમારે શ્રીમતીના દેખતાં કાંઇ ધાંધળ નહીં કરવું પડે; સમજ્યા?"

કાઠીઓ **જયમ**લ્લ તરફ પ્રશ્નસૂચક મુદ્રાથી જોઇ રહ્યા. જે સિતમ તેઓ ઉપર છેલ્લી લડાઇમાં ગુજર્યો હતો તે **જયમલ્લ**ને વિદિત કરવામાં આવ્યો હતો. ફરીથી આવા સિતમ માટે જવા કાઠીઓ નારાજ હોય, એ દેખીતું હતું. **જયમલ્લ** તેઓનો ઉદ્દેશ સમજી ગયો. તેણે અમલદારને પૂછ્યું: "છેલ્લી લડાઈ વખતે આ લોકોને લઈ જઇને તમે શો બદલો આપ્યો હતો?"

"રોજ ખાવાનું આપતા હતા: અને લશ્કરમાં જોડાઇને તેઓએ સેવા બજાવી છે, એવી દફતરે નોંધ રખાઇ છે."

"રાજ્ય, સેવા તો સુન્દર રીતે લે છે! માણસોને જબરદસ્તીથી લઈ જઈ, તેઓને માર મારીને પણ રાતદિવસ કામ કરાવી, પેટપૂરતું ખાવાનું પણ નથી અપાતું: તેમના બાળબચ્ચાં માંદાં પડે છે કે મરે છે, તેની દરકાર પણ નથી રખાતી અને મહેનત બદલ કાંઇજ દામ નહીં આપતાં લાચાર અને કંગાલ દશામાં તમે તેઓને તજી દો છો! એ સ્થિતિમાં ફરીથી રાજ્યની સેવા બજાવવા કોઇ આવે ખરું કે?"

"આપ યુવરાજશ્રી **જયમલ્લ** છો, ખરુંને?" અમલદારે પૂછ્યું.

"હું ચાહે તે હોઉં. પણ સિતમ-ગુજારી વિના બીજું કશું જ આ લોકોને તમે આપતા નથી; તેથી તેઓ તરફથી હું તમને જણાવું છું કે, તેઓ તમારી સાથે નહીં આવે."

કાઠીઓ આ સાંભળીને ખુશ થઇ ગયા અને હર્ષની કીકીઆ-રીઓ પાડવા લાગ્યા.

"આવી હઠ અમારી આગળ નકામી છે. અમે તેમને પકડી જઇશું, એમાં શક નથી."

**ભી**માબાઇએ પૂછ્યું: "આનો કાંઈ અધવચ્ચ માર્ગ ન નીકળે?"

**અમલદારે** જવાબ દીધો: "અધવચ્ચ માર્ગ એજ કે, તેઓ રાજીખુશીથી આવે."

"નહીં. અધવચ્ચ માર્ગ કાઢવો હોય તો એજ છે કે, તેઓની સાથે ન્યાયપૂર્વક શરતો કરો."

"શી શરતો કરવાની છે?" અમલદારે કરડાકીમાં પૂછ્યું.

"સાંભળો," જયમલ્લે કહ્યું: "ગઇ લઢાઇમાં આ જાતિનાં ૩૦૦ માણુસોને પકડી જવામાં આવ્યાં હતાં. તેઓમાંથી અર્ધો-પોણા ભાગનાં મરી ગયાં છતાં આ લોકોને કાંઇજ બદલો આપવામાં આવ્યો નથી. જો ફરીથી તેઓની સેવા લશ્કરને જોઇતી હોય તો, જેટલાં માણુસો મરી ગયાં છે, તે દરેક દીઠ આ લોકોને ૨૫ સોનામહોરો આપે—"

"હં. પછી કાંઈ શરતો બાકી છે કે?" અમલદારે સહેજ સ્મિત કરીને પૂછ્યું.

"હજી ઘણી છે. તેઓને મેં કહ્યો તે બદલો સૌથી પહેલો આપવો જોઇએ. સ્ત્રીઓને લશ્કરમાં નહીં લઇ જવાય. ૪૫ વર્ષની ઉપરના વૃધ્ધોને નહીં લઇ જવાય. ૨૦ વર્ષની અંદરનો એક પણ બાળક તમારી સાથે નહીં આવે. જેઓ તદ્દન સશક્ત અને તંદુરસ્ત ખડતલ જુવાનો હશે, તેઓજ આવશે; પરંતુ તેઓનો માસિક પગાર અગાઉથી ઠરાવવો જોઇશે; અને દરેકના કુટુંબને ગુજરાન માટે દરમહિને ૨૫ રૂપામહોરો આપવાનું લખાણ કરી આપવું જોઇશે. જો આ ન્યાયી શરતો તમે પૂરી પાડતા હો, તો તેઓને તે સ્વીકારીને તમારી સાથે રાજીખુશીથી આવવા સમજાવું."

આ શરતો સાંભળીને ભીમાબાઇએ અભિપ્રાય આપ્યો: "યુવરાજશ્રીએ શરતો ઘણીજ વ્યાજબી જણાવી છે. તેમાં હું વધારાની બે શરતો ઉમેરૂં છું કે, જેઓને લઈ જવામાં આવે તેઓ પાસે રાત્રે કામ કરાવવું નહીં; અને તેઓમાંના જેઓ માંદા પડે તેઓની દવા રાજ્યને ખર્ચે કરવા તરફ પૂરતું લક્ષ આપવું." કાઠીઓ તરફ વળીને તેણે પ્રશ્ન કર્યો: "કહો, ભાઇઓ. આ બધી શરતો પૂરી પડે તો તમને સંતોષ થશે ને?"

"માતાજી" કાઠી સરદાર ખેમાજી કે જે યુવરાજ પાસે અમરપુર ગયો હતો, તેણે આગળ આવીને કહ્યું: "આ કરાર તો તમે જણાવો છો; પણ આ સિપાઇડાં ક્યાં કબૂલ કરે છે?"

"અમે સિપાઇડાં તો શું—સેનાપતિજી પણ એ કબૂલ નહીં કરે, સમજ્યા? તમે તો અમારા વૈતરા છો! તમારે અમારૂં વૈતરૂં તમારા

જાન જાય તોપણ કરવુંજ જોઇએ. અમે જે દયા દાનથી આપીએ તે તમારો બદલો !"

"એટલે શું આ શરતો તમે કબૂલ કરી શકો તેમ નથી ?" જયમલ્લે પૂછ્યું.

"નહીં જી. શરતો બધી નમૂનેદાર છે. પણ અમનેજ એવી શરતોનો લાભ મળતો નથી, તો આ વૈતરાઓને કયાંથી અપાય ?"

"ત્યારે તો તેઓ નહીંજ આવે." જયમલ્લે જવાબ દીધો.

"હા. હા. એકવાર નહીં પણ એકસો એક વાર અમે ના પાડીએ છીએ કે, અમે નહીં આવીએ." ખેમાજીએ જવાબ દીધો.

અમલદારે ભીમાબાઇને કહ્યું: "હવે આપ કૃપા કરીને પાલખીમાં બેસી શહેર તરફ જાઓ—પછી હું આ લોકોને મારો સપાટો બતાવું છું."

"સપાટો તમે શું બતાવવાના હતા ? તેઓજ તમને બતાવશે." એમ કહી જયમલ્લે ખેમાજીને ઈશારો કરી દીધો કે, સિપાઇઓ સાથે લઢો. કાઠીઓ તરતજ સિપાઇઓ તરફ ધસ્યા. સ્ત્રીઓ—છોકરાંઓ વગેરે એક બાજુ થઈ ગયાં. ભીમાબાઇ અને રૂપાંદેને પાલખીમાં બેસાડીને જયમલ્લ તેઓને એક ખંડેરમાં લઇ ગયો અને પોતાના સૈનિકોમાંથી બે જણને તેઓના સંરક્ષણનું કામ સોંપી, તે પણ સેનાપતિના સિપાઇઓ સામે કાઠીઓ તરફથી લઢવામાં પ્રવૃત્ત થયો.

છુટ્ટે હાથે બન્ને બાજુએ મારામારી ચાલી. કાઠીઓના હાથ, ઘણા દિવસથી રાજ્યના સિપાઇઓ સામે લઢવા સળવળી રહ્યા હતા અને આ વખતે તો, તેઓને પોતાના છૂટકારા માટે લઢવાનું હતું; એટલે તેઓ મરણીઆ થઇને ઝૂઝ્યા. સૈનિકોની સંખ્યા ૫૦ ની હતી. કાઠીઓ ૧૦૦ ની સંખ્યામાં હતા. પરિણામ બહુજ ટુંક વખતમાં આવી ગયું. ક્રોધથી ફુંફાડા મારતા, દાંત પીસતા અને 'મારો, મારો ' અવાજોથી એક બીજાને શૂર ચઢાવતા અને જે હાથ આવ્યો તેને વીંખીપીંખી નાંખતા કાઠીઓનું મરણીઆપણું આખરે ફાવ્યું. સેનાપતિના સિપાઇઓમાંના કેટલાક ઘવાયા, કેટલાક મુઆ અને કેટલાક નાસવા લાગ્યા.

"એક પણ સહીસલામત છટકે નહીં." ખેમાજીએ ત્રાડ નાંખી. નાસનારાઓની પાછળ કાઠીઓનું ધાડું પડયું અને દરેકે દરેકને પકડી લેવામાં આવ્યો. ઉપરી અમલદાર ઘવાયો હતો અને

જમીન પર પડ્યો હતો. તેણે પોતાના હાથમાં એક સફેદ રૂમાલ લઇ હલાવ્યો અને સંધિ કરવાની સૂચના કરી. જયમલ્લે તે જોઇને કાઠીઓને લડતા બંધ પડવા જણાવ્યું. જે સૈનિકોને પકડવામાં આવ્યા હતા, તેઓને જયમલ્લ પાસે લાવવામાં આવ્યા. જયમલ્લે તેઓને ઉદ્દેશીને કહ્યુંઃ "ગરીબોનું લોહી પીવાની તમારી ઇચ્છા તૃપ્ત ન થઇ, એ સમજાયું? જબરદસ્તીથી લશ્કરમાં કોઇને ન લઇ જવાય, એ હવે ખ્યાલમાં આવે છે કે?"

એક પકડાયલા સૈનિકે જવાબ દીધોઃ "અમે તો ચિઠ્ઠીના ચાકર! અમને હુકમ હોય તે પ્રમાણે વર્ત્યા વિના અમારો શો છૂટકો?"

"અધર્મને માર્ગે જવા માટે પણ તમે ચિઠ્ઠીના ચાકર થઇ રહેવા માગો છો, એ શરમની વાત છે! બહેતર છે કે, તેમ કરતાં પહેલાં તમારી નોકરી છોડી દો."

"તો શું ખાઇએ, નામદાર?"

"ધર્મને માર્ગે જવા માગનાર શું ભૂખે મરે છે? શું તેઓને ગુજરાનનાં સાધન મળી રહેતાં નથી? મજુરી કરી તમારૂં જીવન ગાળો. મહેનત કરવા માગતા હશો તો તમને પેટ પૂરતું જગત્કર્તા આપશે જ. જગતમાં લોકો અધર્મને માર્ગે શાથી જાય છે? કેવળ લોભ અને તૃષ્ણાથી. એ બે દુર્ગુણો દૂર કરો. હૃદયમાં સંતોષ ધારણ કરો. જરૂર તમારા ગુજરાન જોગ તમને મળી રહેશે જ."

સિપાઇઓને આ ઉપદેશ રૂચ્યો નહીં. યુવરાજે પૂછ્યુંઃ "બોલો, તમે આ નોકરી છોડી દેવા રાજી છો?" નોકરી જાય તો ખાઇએ શું, એ પ્રશ્નને લીધે કોઇએ નોકરી છોડી દેવા તત્પરતા બતાવી નહીં.

યુવરાજે તે સિપાઇઓને હાલ તુર્ત ખંડેરમાં ચોકી પહેરા નીચે રાખવા અને ઘવાયલાઓની સારવાર કરવા કાઠીઓને જણાવ્યું. તે મુજબ અમલ કરવામાં કાઠીઓ પ્રવૃત્ત થયા. દરમ્યાન **ભીમાબાઇ** અને **રૂપાંદે**ની પાલખી ખંડેરમાંથી બહાર કઢાવી જયમલ્લે **ભીમા-બાઇ**ને પૂછ્યુંઃ "હવે તમે શું કરવા ધારો છો?"

"રૂપાંદે તમને સોંપીને હવે હું શહેરમાં જઇશ."

"આવા વખતમાં એ મારી પાસે રહેશે?"

"સખ્ત વાવાઝોડા વખતે વૃક્ષને વીંટળાયલી વેલી ક્યાં રહે" રૂપાંદેએ પ્રશ્ન કર્યો.

**ભી**માબાઇ તેના તરફ પ્રસન્નતાભરી નજરે જોઇ રહી. એ અર્થસૂચક પ્રશ્નમાં રૂપાંદેનો નિશ્ચય પ્રતીત થતો હોવાથી યૂવરાજે વધુ પ્રશ્નો પૂછવાની જરૂર ન જોતાં તેને પોતાની સાથે રાખવા કબૂલ કર્યું.

**ભી**માબાઇએ હવે પોતાનો નિશ્ચય આગળ કર્યો અને કહ્યું: "યૂવરાજશ્રી, ચાલો, ગીરનાર ઉપર દેવ-મંદિરમાં જઇ, એ પરમ-કૃપાળુ દેવનો આભાર માનીએ, જેણે તમને એને નિર્વિઘ્ને એકત્ર કરવાનો પ્રસંગ આપ્યો છે."

યૂવરાજ સમજી ગયો કે, આનો અર્થ શો છે. હવે તેને રૂપાંદે માટે કશો સંદેહ ન હોવાથી અને **ભી**માબાઇના અતિ ઉમદા સ્વભાવની પ્રતીતિ તેણે મેળવી હોવાથી તેણે ગીરનાર પર ચઢવા માંડયું. **ભી**માબાઇ, રૂપાંદે, મોતીશા અને યૂવરાજના દશે સૈનિકો તેની પાછળ ચાલ્યા.

એ કહેવું અનાવશ્યક છે કે, મંદિરમાં **જયમલ્લે** અને રૂપાંદેએ એક સાથે પ્રવેશ કર્યો અને પ્રભુ ચરણમાં એક સાથે નમન કર્યું. **ભી**માબાઇએ માતૃવાત્સલ્ય જેવી લાગણીથી તે બેના હાથ એકઠા કર્યા અને તે બન્નેનાં મસ્તકપર પોતાના વરદ હસ્ત મૂકી મોટેથી પ્રાર્થના કરી: "જગતના તાત! તમારી પવિત્ર મૂર્તિ સમક્ષ અને અમો સૌની સમક્ષ આ બે એક બનેલાં પ્રેમીઓનું યુગલ દીર્ઘાયૂ બનાવજો અને તેમને જગતની સકળ સુખસંપત્તિ ભોગવવા ભાગ્ય-શાળી બનાવજો."

પ્રભુની પ્રતિમાને નમન કરી **જયમલ્લ** અને રૂપાંદે **ભી**માબાઇનાં ચરણમાં પડયાં. **ભી**માબાઇનો આત્મા સંતુષ્ટ થયો. તેણે રૂપાંદેને વહાલથી પૂછ્યું:

"બેટા, હવે તારો અસંતોષ બાકી છે?"

રૂપાંદેએ જવાબ દીધો: "ના; મારી સાચી માડી જેવું વહાલ બતાવતી કાકી! ના."

**ભી**માબાઇ અને રૂપાંદે એક બીજાને પ્રેમથી ભેટયાં. રૂપાંદેને સેનાપતિના ત્રાસમાંથી બચાવી, તેના હૃદયની ઇચ્છાને માન આપી, **જયમલ્લ**ના મેળાપમાં **ભી**માબાઇએ સર્વ મદદ આપી હોવાથી જાણે પોતાની સાચી માતાથી વિખૂટી પડતી હોય એવું દુ:ખ રૂપાંદેને થયું. તેણે અનેક વહાલભર્યા શબ્દોમા **ભી**માબાઇનો આભાર માનવા માંડયો. **ભી**માબાઇ તેને આશ્વાસન, ઉપદેશ ઇત્યાદિના શબ્દો કહેવા લાગી. એ બેની એ સમયની લાગણી હૃદયદ્રાવક હતી. એક ગાયથી એક વાછરડું વિખૂટું પડતું હોય, એક હરિણીથી તેનું બચ્ચું વિખૂટું

પડતું હોય અને તે વખતે જે વિહ્વલતા, જે વિવશતા અને જે વહાલપની લાગણીઓ ઉભયે વચ્ચે વહે છે, તે આ બન્ને વચ્ચે તરવરી રહી. લાંબા વખત સુધી તેઓ એક બીજાને કંઠે વળગેલાં અને વહાલભર્યાં વાર્ત્તાલાપમાં પ્રવૃત્ત રહ્યાં.

---

## પરિચ્છેદ ૨૫.

## મોતીશાની ચાલાકી.

જે સિપાઇઓને ખંડેરમાં કેદ કરવામાં આવ્યા હતા, તેમાંના એકે કાઠીઓના મનમાં વહેમનું ભૂત ઉભું કરવા અને બની શકે તો તે બહાને છુટા થવા એક અસત્ય કુતર્ક ઉપજાવી કાઢયો અને જે થોડાક કાઠીઓ ત્યાં ઉભા રહેલા હતા, તેઓને ઉદ્દેશીને પૂછ્યું: "તમે લોકોએ અમને કેદ કર્યા એટલે જાણે તમારા ઉપરનું વાદળ વીખરાઇ ગયું, એમ ધારો છો કે ?"

"હાસ્તો !" એક કાઠીએ જવાબ દીધો: "હવે તમારા સેનાપતિને ખબર જ પડશે નહીં કે તમે અહીં કેદ થયા છો ! એટલે અમને પકડવા તે કોને મોકલવાનો હતો ?"

પ્રશ્ન કરનાર સિપાઇ હસતો હસતો પોતાના એક સાથીને કહેવા લાગ્યો: "જોયું ? આ લોક કેવા મૂરખ બન્યા !"

"અરે, મૂરખ તો તમે બન્યા !" કાઠીએ જવાબ દીધો: "તમે આવ્યા'તા અમને પકડવા; પણ રંગ છે અમારા જયમલ્લ બાપુને કે, તેણે અમને બચાવ્યા !"

"જરા તમારા જયમલ્લ બાપુ તરફ નજર તો નાંખો ? અમારા સેનાપતિના બૈરી પાલખીમાં બેસવા જાય છે અને તેની સાથે તમારા જયમલ્લ બાપુ મસલત કરે છે, એ જુઓ છો ને ?"

"શેની મસલત કરે વળી ? એ તો દર્શન કરવા આવી'તી, તે પાછી જાય છે !"

"પણ પાછી જઇને શું કરશે, એ જાણો છો ?"

"શું કરે વળી ? ખાશે, પીશે અને ફુરસદ મળશે ત્યારે સુઇ રહેશે ! મોટા લોકને એ સિવાય બીજો શો ધંધો કરવાનો હોય ?"

"બસ. અહીં જ તમારી ગણત્રી ઉંધી છે. એ સેનાપતિની બૈરી 'પહોંચેલી માયા' છે ! એ જઇને સેનાપતિને ખબર આપશે કે,

આપણા સિપાઇઓ પકડાયા છે; એટલે એક મોટું લશ્કર હમણાં આવશે. પછી જોઈ લ્યો તમારી મઝા !"

"હેં ? શું સાચું કહો છો ?" એ ત્રણ કાઠીઓ સાથે લાગા બોલી ઉઠયા.

"સાચું નહીં ત્યારે જુઠું ? ન માનવું હોય તો ન માનશો. પકડાઓ ત્યારે મારાં વેણ યાદ કરજો ને પોક મૂકીને રોજો !" તે સિપાઈએ ભયાનકતાનો ખ્યાલ તેઓ આગળ રજુ કરવા ગપ્પ મારી.

"પણ એ બાઈ એવી તો નથી લાગતી. તું શું ધારે છે ?" એક કાઠીએ બીજાને પૂછ્યું.

"લાગે કે ન લાગે; એ બે રહ્યાં ધણી–ધણીઆણી; અને આપણે લોક તો ગમે તેટલું પણ પારકા. આ બાઇ સેનાપતિ આગળ ચાડી ખાશે, એમાં મને તો શંકા પડતી નથી." બીજા કાઠીએ અભિપ્રાય આપ્યો.

ત્રીજો વચમાં પૂરાયોઃ "હા. એ સિપઈડું સાચું બોલતું હોય એમ લાગે છે. સેનાપતિનાં બીજાં સિપઇડાં નક્કી આવવાનાં જ."

"પણ જયમલ્લ ભા આપણને બચાવશે." પહેલા કાઠીએ કહ્યું.

"ધૂળ બચાવશે !" પેલા વહેમ ઉત્પન્ન કરનાર સિપાઇએ કહ્યુંઃ "આખા લશ્કર આગળ એનું જોર શું ચાલવાનું હતું ! અને વળી ગમે તેટલું પણ એ રા'નો દીકરો છે. બાપની આમન્યા એણે હજી લગી કદી ઉથાપી નથી. રા'નો હુકમ સેનાપતિ લઇ આવશે, એટલે એજ જયમલ્લ બાપુ ઢંડાગાર થઇ જશે અને તમારાં ગળાં રેંસવાની હા પાડશે !"

"ના. ના. એ તો મનાય." પહેલા કાઠીએ હજી પોતાનો વિશ્વાસ ડગાવ્યો નહીં અને ઉમેર્યુંઃ "જો એમ હોય તો અમને રક્ષણ આપવાનું અને ન્યાય આપવાનું વચન એ આપે જ નહીં. બાપ દીકરા વચ્ચે અણરાગ છે, એ અમે બરાબર જાણીએ છીએ."

એક બીજા કેદી સિપાઇએ હવે નવો કુતર્ક રજૂ કર્યો. તેણે પૂછ્યુંઃ "ભલા આદમી ? સેનાપતિની વૈરી એની ભત્રીજીને અહીં શા માટે રાખી જાય છે, કહે જોઇએ ?"

"શા માટે કેમ ? જયમલ્લ બાપુપર એ મોહી પડી છે, તેમાં રાખી જાય છે ! એટલું યે અમે નહી જાણુતા હોઇએ કે ?"

"એનું બીજુંયે કારણ છે, એ તમારા ખ્યાલમાં ન આવે. આ છોકરી અહીં રહીને જયમલ્લને ફંદમાં ફસાવશે. એટલામાં

સેનાપતિની બેરી પાછી જઈ, સેનાપતિને ખબર આપી દેશે કે તરતજ તે આવીને જયમલ્લને પકડી લેશે. એ છોકરી ભલેને જયમલ્લને ચાહતી હોય પણ સેનાપતિને કાંઈ એ વાત ગમતી નથી હોં કે?"

"હા. એ પણ વિચારવા જેવું ખરૂં" બીજા કાઠીએ અભિપ્રાય આપ્યો. તેણે ત્રીજાનો હાથ ઝાલી ખેંચતાં ખેંચતાં કહ્યું: "ભેમાને આ વાત કહીએ. એ બાઇ અહીંથી પાછી ફરવી ન જોઇએ."

"હા. હા. એ બરાબર કહ્યું" એમ જણાવી તે તેની સાથે ચાલ્યો. તેઓ બન્નેએ કાઠી-સરદાર પાસે આવી, ભીમાબાઇ સંબંધી શંકા દર્શાવી અને તેને શહેરમાં પાછી જવા ન દેવી, એવો અભિપ્રાય આપ્યો. બીજા કાઠીઓને પણ ત્યાં તેઓએ ભેગા કર્યા. માંહોમાંહે આ બાબતમાં તેઓએ વાદ-વિવાદ ચલાવ્યો. કાઠી-સરદાર ભેમાજી જયમલ્લપર વિશ્વાસ રાખવાના અભિપ્રાયનો હતો. એક બે બાજી પણ તેના અભિપ્રાયને ટેકો આપતા હતા. પણ મોટા ભાગના કાઠીઓ ભરમાઇ ગયા હતા. ભીમાબાઇને અહીંથી પાછી ફરવા ન દેવી એવી ખાસ જીદ્દ તેઓ પકડી રહ્યા. ભેમાજીએ તેમને અનેક પ્રકારની દલીલો કરીને સમજાવ્યા; જયમલ્લને પોતાને પ્રશ્ન કરી જોવા સૂચવ્યું; પણ હઠે ચઢેલા વધુમતવાળા કાઠીઓ 'એકના બે' થયા નહીં. સરદારે જ્યારે આ બધાનો વહેમ પ્રબળ થયેલો જોયો ત્યારે તેણે નમતું મૂકી દીધું અને 'તમને ફાવે તે કરો. હું મારી મેળે અલગ રહીશ,' એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો. જુવાનીઆઓએ માંહોમાંહે મસલત કરીને ભીમાબાઇની પાલખી અટકાવી અને ભીમાબાઇને કહ્યું: "તમે અમારાં કેદી છો. તમારાથી શહેરમાં નહીં જવાય!"

આ સાંભળી જયમલ્લ, તેના સાથીઓ વગેરે ચકિત થયા.

જયમલ્લે તેનું કારણ પૂછતાં એક કાઠીએ કહ્યું: "બસ અમારી મરજી."

"એવી મરજી કાંઇ ચાલે ખરી? ભેમાજી ક્યાં છે? બોલાવો એને. આ ધાંધળ ઠીક નહીં." જયમલ્લે કહ્યું.

"ભેમાજી અહીં નહીં આવે. એને બીજું કામ છે, એટલે એ તો ચાલ્યો ગયો છે."

ભીમાબાઇએ શાન્તસ્વરે કહ્યું: "ભાઇઓ, આવી ઉદ્ધતાઇ તમારા હિતમાં રાજી રહેનાર તરફ ચલાવો, એ સારૂં ન કહેવાય. તમો ગરીબો તરફ મારૂં એવું કાંઇજ વર્ત્તન નથી કે જેથી મને તમારે અટકાવવી પડે-"

"પણ તમે સેનાપતિનાં ધણીઆણી છો ને ? અહીંથી જઇને એને ખબર આપો કે તરત એ લશ્કર મોકલે અને અમને પકડી જાય !" બીજા કાઠીએ તેની અટકાયતનું કારણ કહી દીધું.

"અહો ! તમને ત્યારે અવિશ્વાસ ઉપજ્યો છે, ખરૂંને ?" જયમલ્લે પૂછ્યું: "હું એમનો જામીન થાઉં છું અને સેનાપતિ તમને કાંઇજ નહીં કરે, એની ખાત્રી આપું છું."

"તમારૂં જોર લશ્કર આગળ શું ચાલવાનું હતું ? અમે તમારૂં કહેવું માનવાના નથી." પહેલા કાઠીએ જાહેર કર્યું. અને પોતાના સાથીદારોને કહ્યું: "આ પાલખી આઘી ફેંકી દો અને બાઇને લઇ ચાલો પેલા ખંડેરમાં."

કાઠીઓનું એક ટોળું પાલખી પાસે ગયું. આ જોઇને જયમલ્લનો પિત્તો ઉછળ્યો. પોતાની તલવાર કાઢીને તે કાઠીઓ સામે ધસ્યો એટલે કાઠીઓએ પણ તલવારો કાઢીને તેના સામે ધરી. જયમલ્લ સામે કાઠીઓની આ ઉદ્ધતાઇ જોઇ, જયમલ્લના સૈનિકો ખુલ્લી તલવારો સાથે જયમલ્લની બાજુએ આવીને ઉભા રહ્યા. એકે કાઠીઓને કહ્યું: "તમારી મગદૂર શી છે કે, અમારા બાપુપર વાર કરો ! આવો જોઇએ: પહેલો ઘા કરવા કોણ આવે છે ?"

ભીમાબાઇ મામલો ગંભીર બનેલો જોઇ અકળાઇ ગઇ. પોતાની ખાતર જયમલ્લને ત્રાસ થાય એ તેને ન ગમ્યું તેથી તેણે કાઠીઓને કહ્યું: "સબૂર. તમને મારા માટે અવિશ્વાસ ઉપજ્યો છે ને ? હું અહીંથી નહીં જવા કબૂલ થાઉં છું. તમારી તલવારો હવે મ્યાન કરો અને શાન્ત બનો."

જયમલ્લ, ભીમાબાઇના આત્મ-ત્યાગથી આશ્ચર્ય થતો બોલ્યો: "પણ તમારે તો જલ્દીથી સેનાપતિજી પાસે જવાની જરૂર છે. જો તમે નહીં જાઓ, તો કુદરતી રીતે તેઓ અહીંજ આવશે."

"એ ખરૂં; પણ મારી ખાતર નાહક તમારે આ કાઠીઓ સામે લડવું પડે, એ ઠીક નહીં."

કાઠીઓ જયમલ્લના શબ્દો ઉપર મનન કરવા લાગ્યા. તેમણે તેના કહેવાનો એવો અનર્થ કર્યો કે, ભીમાબાઈ અહીંથી જાય કે ન જાય પણ સેનાપતિએ અહીં આવવું, એવો ગોઠ જયમલ્લે અગાઉથી રચી મૂક્યો છે—જો ભીમાબાઇ જલ્દીથી જાય તો સેનાપતિ જલ્દીથી આવે; અને ન જાય, તો જરાક મોડા આવે.

વહેમ ભૂરી ચીજ છે. એક માણુસ સંબંધી જરાક વહેમ પડયો કે, પછી તેનાં વાકયો, વહેમાને પોતાના વહેમમાં દઢ કરનારાંજ લાગે છે ! જયમલ્લ સંબંધે કાઠીઓના મનમાં વહેમે આ રીતે જડ ઘાલી.

પહેલા કાઠીએ તેને પૂછ્યું: "સેનાપતિ પાસે એની બૈરીને જલ્દીથી શું કરવા જવાનું છે, વારૂ ?"

"એનો ઇતિહાસ લાંબો છે. ટૂંકમાં તમારે એટલું જાણવું બસ થઈ પડશે કે, સેનાપતિ અહીં ન આવે, એમ તમે ઇચ્છતા હો, સૈન્યમાં તમારે જોડાવું ન પડે, એમ તમે પસંદ કરતા હો, તો ભીમાબાઈને અહીંથી જવા દેવામાં લાભ છે."

આ સાંભળી એક કાઠીએ બધાઓથી જરાક દૂર જઇ, તેઓને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું: "સાંભળ્યું ને ? લાંબો ઇતિહાસ છે, એમ કહી વાત પતવી દીધી ! એજ આપણને છેતરે છે. એને એના દશબાર જણા સાથે પકડી લ્યો એટલે પંચાત મટે."

જાણે તેઓ મનાઈ ગયા હોય એવો ઢોંગ કરીને જુદી જુદી ટોળીઓમાં વીખરાઇ ગયા. એ જોઇને જયમલ્લે પોતાના સાથીઓને તલવાર મ્યાન કરવા કહી પોતે પણ તલવાર મ્યાનમાં નાંખી અને ભીમાબાઇને કહ્યું: "તમે હવે જઇ શકશો. તેઓ સમજી ગયા જણાય છે." પણ એ વાકય તે બોલી રહ્યો, એટલામાં તો કાઠીઓની ટોળીઓએ તેઓ ઉપર જુદી જુદી દિશાઓમાંથી હલ્લો કર્યો. જયમલ્લ અને તેના સાથીઓને પોતાની તલવારો મ્યાનમાંથી બહાર કાઢવાની તક મળે તે પહેલાં તો તેઓને દરેકને પાંચ-પાંચ કાઠીઓએ પકડી લીધા; તેમનાં હથીઆર ઝુંટવી લીધાં; અને સામા થવાની કે છટકવાની તેઓને લગીરે તક આપી નહીં.

કાઠીઓ તેઓને ખંડેરમાં લઇ ગયા; અને જયાં સેનાપતિના સિપાઇઓને બેસાડયા હતા, ત્યાં બેસાડી દરેકને દોરડાંના બંધથી બાંધી, તેમની આસપાસ ખુલ્લી તલવારો સાથે તેઓ ઉભા રહ્યા.

જયારે માનવ-જીવનમાં પાશવી વૃત્તિની પ્રબળતા થાય છે ત્યારે અનેક નવાં નવાં અધમ કૃત્યો કરવા તે તત્પર બને છે. કાઠીઓમાંના કેટલાકને એવો વિચાર સુઝયો કે, આ મામલામાંથી કાંઈ દામ પડાવવા જોઇએ. સેનાપતિ જેવા મોટા અમલદારની બૈરીને આપણે પકડીએ અને એમાંથી આપણાં આગલ્યાં દુ:ખના બદલા રૂપે નાણું ન મેળવીએ, તો પછી આપણા જેવા મૂરખ કોઇ નહીં.

આ વિચાર પ્રકટ થતાં તેને સૌના તરફથી પુષ્ટિ મળી. ભીમાબાઇને આથી કહેવામાં આવ્યું કે, "તમારાં અને આ છોકરીનાં ામાર્મ ઘરેણાં ગાંઠા અને જે કાંઇ રોકડ નાણું તમારી પાસે હોય, ા આપી દો." જયમલ્લે તે સામે વિરોધ લીધો; પણ તેને તલ-ારોની અણી આગળ ચૂપ થવું પડયું. ભીમાબાઈ અને રૂપાંદેએ ોતાના અંગ ઉપરના દાગીના કાઢી આપ્યા. ભીમાબાઇ પાસે ્પામહોરોની જે એક નાની કોથળી હતી તે પણ તેણે આપી દીધી. ાઠીઓએ કોથળીમાંના સિક્કા ગણી જોયા તો ફક્ત બાર થયા. એથી તેઓને સંતોષ થયો નહીં. તેઓને વધુ રોકડ નાણાંનો લોભ ાાગ્યો. જે સૈનિકો પકડાયા હતા, તેઓ પાસેથી જે કાંઇ નીકળે, ો પડાવી લેવા તેમણે નક્કી કર્યું અને એ મુજબ દરેક કેદ પકડા-ાલાનાં ખિસ્સાં ખંખોળીને તેમાંથી સિક્કાઓ એકઠા કરવામાં આવ્યા. એ બધા ગણતાં કુલ્લ સવાસો રૂપામહોરો અને પચાસ ાોનામહોરો થઇ. આમાંની મજકુર પચાસ સોનામહોરો એકલા મોતીશાના ખિસ્સામાંથી નીકળી હતી. કાઠીઓના લોભની માત્રા હવે વધી ગઇ. આટલાં રોકડ નાણાં શી વિસાતમાં છે ? દાગીના તો જ્યારે ચોરી છુપીથી વેચવા જઇએ, ત્યારે તેના બદલામાં રોકડ મળે. તત્કાળ રોકડ મેળવવા માટે એવો નિર્ણય કરવામાં આવ્યો કે, ભીમાબાઇની એક ચિઠ્ઠી લઇને એ ત્રણ કાઠીઓએ સેનાપતિ પાસે જવું અને ગીરનાર પર ગરીબોને અને સાધુઓને જમાડવા માટે નાણાં જોઇએ છે, એમ જણાવીને ૫૦૦૦ સોના મહોરો લઈ આવવી. જો સેનાપતિ તે આપવાની ના પાડે, તો પાછા ફરીને આ તમામ ઉપર ખૂબ સિતમ ગુજારી, તેઓને રિબાવી રિબાવી મારી નાંખવાં.

કાઠીઓએ ભીમાબાઇને પોતાનો નિર્ણય જાહેર કર્યો અને તેની સમક્ષ શરત મૂકી કે, જો જીવવું હોય તો નાણાં અપાવો અને ના જીવવું હોય તો બેલાશક ના પાડો. ભીમાબાઇનું હૃદય દયાળુ હતું તેથી તેણે સેનાપતિ ઉપર ચિઠ્ઠી લખી આપવા હા પાડી; પણ મોતીશાના વણિકહૃદયે કાઠીઓના દિલમાં નાણાંનો લોભ જોઇ, નાણાં વડે સૌને છૂટકારો મળે એમ છે, એવું જોઇ, બાજી પોતાના હાથમાં લેવાનો નિશ્ચય કર્યો અને કાઠીઓને કહ્યું: "એ દિવાનાઓ ! સેનાપતિ પાસે ચિઠ્ઠી લઇને જવું, એ તો બિલાડીની ડોકે ઉંદર મામાએ ઘંટ બાંધવા જવા જેવું છે ! એના કરતાં હું તમને સીદ્ધા સટ માર્ગથી નાણાં અપાવું તો કેમ ?"

તેના ખિસ્સામાંથી ૫૦ સોનામહોરો નીકળી હતી એટલે તે માલદાર આસામી છે, એવી ખાત્રી કાઠીઓને થઈ. તેણે રીદ્ધાસદ્ધ માર્ગે નાણાં અપાવવાં કહ્યાં, એ તેઓને રૂચ્યું. તેથી તેને પ્રશ્ન કરવામાં આવ્યો: "બોલો, કેવી રીતે નાણાં અપાવશો ?"

"તમારે ૫૦૦૦ સોના મહોરો જોઇએ છે ને ? હું એને બદલે તમને ૮૦૦૦ અપાવીશ. પણ શરત એ કે, મને છુટો કરીને જ્યાં જઉં ત્યાં જવા દેવો અને નાણાં તમને મળે કે તરત આ બધાંને છુટાં કરી દેવાં."

"તમને છુટા કરીએ પણ અમારામાંના પાંચ આદમી તમારી સાથે રહેશે. એમની દેખરેખ નીચે તમારે જવું પડશે. નાણાં લાવશો એટલે જરૂર આ બધાંને છોડી દઈશું. પછી તમે તમારે રસ્તે અને અમે અમારે રસ્તે !"

"કબૂલ છે." મોતીશાએ કહ્યું "પાંચ શું--ભલેને તમારાં દશ માણસ મારી સાથે આવે ? અમે વાણીઆભાઈ કોઈ તમારી પેઠે તલવાર ફેરવવાના છીએ !"

કાઠીઓએ માંહેમાંહે મસલત કરીને મોતીશાને છુટો કર્યો. પોતાના હાથ આમ તેમ લાંબા ટૂંકા કરતો અને આળસ મરડતો, જયમલ્લ તરફ અર્થસૂચક દ્રષ્ટિપાત કરતો તે બોલ્યો: "હાશ. બાપ હેરાન થવું પડયું ! પણ ફીકર નહીં. નાણાંની વાત આવી એટલે અમારૂં વાણીઆભાઈનુંજ કામ ! હવે કોઈને ઝાઝા વખત મુંઝવણમાં નહીં રહેવું પડે. હું છુટો થયો એટલે આ કાઠીઓને એવો બરાબર બદલો અપાવીશ કે એમને સંતોષ થયા વિના રહેશે નહીં !"

પાંચ કાઠીઓ મોતીશાની સાથે જવા તૈયાર થયા. મોતીશાનો અર્થસૂચક દ્રષ્ટિપાત અને સંદિગ્ધ વાણી-એ બે ઉપરથી જયમલ્લ પોતાના મનમાં સમજી ગયો કે, મોતીશા કોઇક જબરી યુક્તિ કરીને આ લોકોને ફસાવવા અને પોતાને સૌને તેમના હાથમાંથી ઉગારવા ઇચ્છા રાખે છે.

મોતીશા પાંચ કાઠીઓ સહિત ગીરનાર પર્વતની તળેટીમાંથી નીકળીને અમરપુરને રસ્તે ચાલવા લાગ્યો. એક કાઠીએ તે ઉપરથી તેને પૂછ્યું: "આપણે જુનાગઢમાં નથી જતા ?"

"ના." મોતીશાએ કહ્યું: "અમરપુર જઇએ છીએ. ત્યાંનો મુખી મારો ખાસ દોસ્તદાર છે; અને વળી મારાં જેવોજ વટવાળો આશામી છે. આપણું કામ ત્યાં ઝટ પાર પડી જશે !"

પાંચે કાઠીઓને તેની વ્યંગ વાણીમાં કાંઇ સંદેહ ઉપજ્યો નહી. તેઓ તેની સાથે ચાલવા લાગ્યા. અમરપુરમાં તેઓ મુખીને ત્યાં પહોંચ્યા. મોતીશાને જયમલ્લ વિના પાછો આવેલો જોઈ મુખીએ પૂછ્યું: " કેમ જયમલ્લ બાપુ કયાં છે ? "

" જરા ફસામણમાં પડયા છે. પણ એમને તમે સહેજમાં ઉગારી શકશો. " મોતીશાએ કહ્યું.

" એવી તે શી ફસામણ છે ? ! " મુખીએ પૂછ્યું.

" એ બધું હું તમને કહું છું; પણ અમને તમારા મકાનમાં લઇ જઇ, જરા પાણી બાણી તો આપો ? ચાલીને આવ્યા છીએ, તે જરા આરામ તો લેવા દો ? " મોતીશાએ કહ્યું.

" ખુશીથી. આવો ને અંદર ! " એમ કહી મુખી તેઓને અંદર લઈ ગયો. કાઠીઓ બેઠા. મુખીએ એના છોકરાને પાણી લાવવા કહ્યું અને તે લાવ્યો.

પાણી પી સ્વસ્થ થયા બાદ તેઓએ મોતીશાને કહ્યું: " હવે ઝટ કરો. અમને ૮૦૦૦ સોનામહોરો ગણી આપો. "

" શા માટે ?" મુખીએ આશ્ચર્ય ચકિત થઇને મોતીશાને પૂછ્યું.

" વાત જાણે એમ બની છે કે, " મોતીશાએ મુખીની છેક અડોઅડ જઇને બેસતાં કહ્યું: " અમે બધા આ કાઠી ભાઇઓ સાથે ગયા ત્યાર પછી સેનાપતિની સ્ત્રી અને તેની ભત્રીજી અમને મળ્યાં. તેઓ ગીરનાર પર દર્શન કરવા આવ્યાં હતાં. એટલામાં સેનાપતિના સિપાઇઓએ આવીને આ કાઠીઓને લશ્કરમાં પકડી જવા માંડયા. ત્યારે અમે ના પાડી અને સિપાઇઓને કેદ કરી લીધા. એ પછી સેનાપતિની સ્ત્રી પાછી ફરતી હતી તેને આ લોકોએ અટકાવી. તેમને વહેમ પડયો કે, સેનાપતિને કહી દઇને તે બીજું લશ્કર મોકલશે ! બાઇ તેવી નથી પણ આ કાઠી ભાઈઓને વિશ્વાસ ન પડયો ! અમારે તેઓની સાથે જરાક બોલાચાલી થઇ અને એ લોકોએ અમને બધાને કેદ કરી લીધા—"

" જયમલ્લ બાપુ સુદ્ધાંત ? " મુખીએ પ્રશ્ન કર્યો.

" જયમલ્લ બાપુ શું વાઘનું માથું લાવ્યા કે, અમે એને ન પકડીએ ? " એક કાઠીએ અધવચ્ચ પ્રશ્ન કર્યો અને જરા શેખી કરી: " અમારી મરજી થઈ કે ફલાણાને પકડવો છે, તો એની મગ-

દૂર નહીં કે, અમારી સામે થઇ શકે. જરા આ વાણીઆભાઇને પૂછો ને, તમારા જયમલ્લ બાપુ કેવા બકરી જેવા બની ગયા છે ! ! ”

આંખ મિચકારીને મોતીશાએ મુખીને કહ્યું: “ હા, ભાઇ; આ લોકોનો પ્રતાપ જબરો છે. જયમલ્લ બાપુ ચૂપચાપ જ બેસી રહેલા છે. પણ એમને છોડાવવાનું કામ મેં માથે લીધું છે. તમારે એમાં એટલુંજ કરવાનું કે, આ લોકો કહે છે, તે શરત પૂરી કરો. ” મોતીશાએ ધીમે રહીને મુખીનો હાથ દાબ્યો અને પછી આંખો પટપટાવતો તે પ્રશ્ન કરવા લાગ્યો: “ તમને નથી લાગતું કે, એમની માગણી વ્યાજબી છે ? એમની બહાદૂરીથી હું તો છકક થઇ ગયો છું. એટલે એમણે પહેલાં ૫૦૦૦ સોના મહોર માગી, તો મેં ૮૦૦૦ કહી; કારણ એમણે એ માટે પોતાને લાયક ઠરાવ્યા છે, તદ્દન લાયક ! ” છેલ્લા શબ્દો ઉપર મોતીશાએ ખાસ ભાર મૂકયો.

મુખી સમજી ગયો કે, મોતીશાનો શો હેતુ છે. તેણે કહ્યું: “ મારા ઘરમાં તો થોડીક મહોરો છે. બીજી બહારથી લાવવી પડશે.”

“ તો જ્યાંથી લાવવી હોય ત્યાંથી લઇ આવો. મેં અનુમાન તો કર્યું જ હતું કે, તમારે બહારની મદદ લાવ્યા વિના ચાલશે નહીં. તમારે ત્યાંથી નહીં તો તમારા ગામના લોકો પાસેથી–ચાહે તો તમામ પાસેથી–પણ મદદ મેળવીને તમે અમારૂં કામ કાઢી આપશો, એવો મને વિશ્વાસ હતો; તેથી તો હું અહીં આવ્યો ! જયમલ્લ બાપુ માટે તમારે આટલું તો કરવું જોઇએ. ”

“ બેશક ” મુખીએ કહ્યું: “ મને એમાં લગીરે વાંધો નથી. નાણાં પૂરેપૂરાં આપીશું એટલે એમનો છૂટકારો થશેને ?”

“ તરતજ. એમાં જેટલી ઢીલ થાય તેટલી તમારી નબળાઇ. તમે જાણે બહાર ગયાજ નથી એમ ઝટ પાછા ફરો તો ઠીક; કારણ કે, આ પાંચ કાઠીભાઇઓના સોયે સાથીદારો આપણી રાહ જોતા જ ગીરનારની તળેટીમાં બેસી રહ્યા છે.’ ’

“ વારૂ. વારૂ. જાણે ગયો નથી, એમ તરત જ પાછો આવું છું, ” એમ કહી મુખી ઉઠયો. પોતાના ઘર બહાર નીકળી તેણે વણિકની વાણી ઉપર વિચાર ચલાવી જોયો. આ વણિક એવો મૂરખ નહોતો કે નાણાં માટે એક ગામડાના મુખી પાસે આવે ! બહારની મદદ, ગામના તમામ લોકોની મદદ અને ૧૦૦ કાઠીઓ–એ બધા મુદ્દાઓ લક્ષમાં લઇને મુખી પોતાના ગામના તમામ લોકોની ઝુંપડીએ

ઝુંપડીએ ફરી વળ્યો અને લોકોને યૂવરાજ જયમલ્લને ખાતર મારામારી માટે તત્પર થવા વરદી આપી દીધી. જોત જોતામાં ગામના ૨૦૦ માણસો એકઠા થઇ ગયા. કોશો, કુહાડીઓ, લાઠીઓ, તીરકામઠાં અથવા જે કાંઇ મારામારી માટે કામ લાગે એવી વસ્તુઓ લઇને તેઓ, મુખી શો હુકમ આપે છે, એની રાહ જોવા લાગ્યા.

મુખીએ ફક્ત ૨૫ બહાદૂર જુવાનોને પોતાની સાથે પોતાને ઘેર આવવા અને પાંચ કાઠીઓને પકડી લેવા જણાવ્યું અને બાકીના બધાને ગીરનાર તરફ જવા તૈયાર થઇ રહેવા કહ્યું. ધીમે કદમે અને ચૂપચાપ ૨૫ જુવાનો સાથે મુખી પોતાના ઘર આગળ આવ્યો. પહેલાં તેણે પોતાના છોકરા પાસે થોડાંક દોરડાં મંગાવ્યાં અને તે જુવાનીઆઓને આપી પોતે અંદર ગયો; તો મોતીશા કાઠીઓ સાથે વાતોની લ્હેરે ચઢેલો જણાયો. મુખીએ ઇશારતથી બધા જુવાનીઆઓને અંદર બોલાવ્યા. તેઓએ એકદમ આવતાં વેંત પાંચે કાઠીઓ ઉપર હુમલો કર્યો. મોતીશા ચેતીને તરતજ ઘર બહાર નીકળી પડયો. ઓચિંતા હુમલાને પરિણામે કાઠીઓને પોતાની તાકાદ અજમાવવાની તક મળી નહીં. છતાં તીખી પ્રકૃતિને પરિણામે તેઓએ પકડાતા પહેલાં ત્રાસ આપ્યો. જુવાનીઆઓ જાય એવા નહતા. ખૂબ માર મારીને આખરે તેમણે તેઓને પકડયા અને દોરડાના સખ્ત બંધથી મુશ્કેટાટ બાંધી લીધા. બાદ તેમણે તેમનાં હથીઆર છીનવી લીધાં. આ પચીસે જુવાનોને આ પાંચ ઉપર દેખરેખનું કામ સોંપી મુખી બહાર નીકળ્યો અને મોતીશા સહિત બીજા ગામડીઆઓ પાસે આવ્યો. ઓજારો અને હથીઆરો સાથે ગામડીઆઓને એકઠા મળેલા જોઇ મોતીશાએ મુખીને કહ્યું: "શાબાશ છે મુખી તમને કે, તમે મારા કહેવાની મતલબ બરાબર ચેતી ગયા!"

મુખીએ જવાબ દીધો: "શેઠ, જયમલ્લ બાપુ પર તમે આફતની વાત કહી અને તેમાં પણ કાઠીઓની લુચ્ચાઈનું વર્ણન કર્યું ત્યારથીજ મને તો એમ લાગ્યું હતું કે, નાણાંની મદદ માટે આ વણિક મહાજન એક ગરીબ મુખીને ત્યાં ન આવે! મદદ તો માણસોનીજ હોવી જોઇએ. પછી તો તમે ધીરે ધીરે કેટલોક ફોડ કર્યો અને છેવટના ફોડથી કાઠીઓનાં ૧૦૦ આદમી છે, એમ કહીને તો આડો આંક વાળ્યો! આમાં ચાલાકી તમારી છે—મારી જરાકે નહી."

"વારૂ. એ બધો લેવડદેવડનો હિસાબ પછી ચૂકવીશું! હમણાં તો ચાલો, ગીરનાર તરફ."

મોતીશા અને મુખી, પોણુ બસો ગામડીઆ સાથે ગીરનાર તરફ જવા લાગ્યા. માર્ગમાં મુખીએ મોતીશાને ખબર આપી કે, "તમે એ જાણીને અજબ થશો કે, ચંદ બરદાયી અને મલ્લરાજ સાથે આપણાં રાજકુમારી મોતીનાદ મહોબાનગર તરફ ગયાં છે."

"ચંદ બરદાયી પણ તેમની સાથે ગયા ?" મોતીશાએ પૂછ્યું.

મુખીએ તેને વધુ ખબર આપી કે, "ચંદ બરદાયી જવાની તૈયારીમાં હતા, ત્યાં મલ્લરાજ અને મોતીનાદ એક ઘોડે બેસીને આવ્યાં હતાં અને તેઓ ત્રણેએ એકાન્તમાં કેટલોક પરસ્પર ખુલાસો મારા ઘરમાંજ કરીને મહોબાનગર તરફ પ્રયાણ કર્યું છે."

"યૂવરાજને રાજકુમારીના હરણના સમાચાર મળ્યા છે અને એ સંબંધમાં શું કરવું, તે પણ તેમણે નક્કી કર્યું છે." એમ જણાવી, યૂવરાજ કેવી વલણ લેશે, એનો ખ્યાલ મોતીશાએ મુખીને આપ્યો.

વાતોમાં ને વાતોમાં તેઓ ગીરનારની તળેટીમાં આવી પહોંચ્યા. કાઠીઓ જેવી ઝનુની ગણાતી જાતિ સામે ગામડીઆઓને લઢવાનું હતું એની ખબર મુખીએ તેઓને આપી; પણ ગામડીઆઓએ પોતાની સંખ્યાના બળથી તેઓને મ્હાત કરવાની હિમ્મત દર્શાવી.

તેઓએ કાઠીઓ તરફ નજર નાંખી તો તેઓ ખંડેર આગળ ટોળે મળીને બેઠેલા અને વાતોમાં બેફામ માલુમ પડયા. કેટલાક ગામડીઆઓએ છુપાઇને તેઓ ઉપર તીરોનો હુમલો જોશભેર કરવા માંડયો; આનું પરિણામ એ આવ્યું કે, તીરો કોણ ફેંકે છે, તેની તપાસ કરવા માટે કેટલાક ઉઠયા અને ખંડેરથી દૂર આવી શોધાશોધ કરવા લાગ્યા. આવા જે એકલડોકલ તપાસ કરવા નીકળી પડયા તેઓને કેટલાક ગામડીઆઓએ પકડીને પોતાની લાઠીઓથી અધમૂઆ કરી નાંખ્યા. મારામારી આ રીતે ખંડેરથી દૂર થઈ અને તે જોઇને બીજા કાઠીઓ પણ ત્યાં આવી લાગ્યા. તીર ફેંકનારાઓ અને લાઠીઓ મારનારાઓ વગેરે એક થઈ ગયા અને મોટી સંખ્યાના બળથી તેઓએ આખરે કાઠીઓને વશ કર્યા. કાઠીઓમાંના કેટલાક નાઠા અને કેટલાક સખ્તમારથી અથવા કુહાડીઓના ઘાથી કે તીરોના વરસાદથી ઘવાયા, એ દરમ્યાન મુખીએ અને મોતીશાએ જયમલ્લ, ભીમાબાઈ, રૂપાંદે અને જયમલ્લના દશ સૈનિકોને છૂટા કર્યા. જયમલ્લના સૈનિકોએ મ્યાનમાંથી શમશેરો કાઢીને નાસનારાઓની

પૂંઠ પકડી. ગામડીઆઓએ પણ તેમાં તેઓને મદદ કરી. જેટલા હાથ આવ્યા તેઓનો ઘાણ વળી ગયો.

થોડાકજ અરસામાં એ સૈનિકો અને ગામડીઆઓ હર્ષનિનાદ કરતા જયમલ્લ પાસે આવી પહોંચ્યા. જયમલ્લની આસપાસ તેઓ સર્વ વીંટળાઈ વળ્યા અને હુકમ માગવા લાગ્યા કેઃ " કહો, બાપુ, હવે શી વરદી છે ?"

જયમલ્લે કહ્યું: " તમે આજ બહુ સરસ બહાદૂરી બતાવી છે. તમારી મદદ ન આવી પહોંચી હોત તો અમારા પ્રાણ જોખમમાં હતા."

" એનો બધો યશ આ નગરશેઠને ઘટે છે, બાપજી " મુખીએ કહ્યું: " એમની ચાલાકી નહોત તો અમે અહીં ન આવી શકત."

મોતીશા તરફ કૃતજ્ઞતાપૂર્ણ નજરે જયમલ્લ જોઇ રહ્યો. એટલે તેણે કહ્યું: " યુવરાજશ્રી, મારો અને મુખીનો આ બાબતમાં મોટો મતભેદ છે. મેં તો અમારી જાતિની આદત પ્રમાણે વાણીઆગત કરી. પણ હથીઆર ચલાવવાં કે ખેતરમાંના દાણાનાં છોડાં ખંખેરવાની માફક કાંટાઓને ખંખેરી નાંખવા, એ કામ કાંઈ હું કરી શકું ? માટે પેલી કહેવત, " છેલ્લો ઘા રાણાનો " એ મુજબ તમામ યશ, આ અમરપુરવાસીઓનેજ ઘટે છે."

" નહીં. યુક્તિ બરાબર રીતે ઘડનારનેજ બધો યશ છે." મુખીએ કહ્યું.

જયમલ્લે હસીને પૂછ્યું: " તમને યશના અર્ધોઅર્ધ ભાગીદાર ઠરાવું તો ?"

" પણ એમારે એમાં ભાગ જ નથી જોઇતો. અમે યશ માટે આ કામ કર્યું નથી. અમે તો અમારા યુવરાજને જ બચાવવા આ કર્યું છે. 'લાખ જજો પણ લાખનો પાલનહાર ન જજો' એ સિદ્ધાંતમાં અમે માનીએ છીએ. અમારી કાયા અને અમારૂં સર્વસ્વ અમારા પાલનહાર માટેજ છે."

ભીમાબાઇએ મુખીનાં આ વફાદારીભર્યાં વેણ સાંભળીને કહ્યું: " જુનાગઢ રાજ્યના તાબામાં આવી એકનિષ્ઠ વસ્તી વસે છે, એ ખરેજ તેના ચઢતા નસિબની નિશાની છે. જેમ ચંદ્રની આસપાસના સિતારાઓથી ચન્દ્ર શોભે છે અને એ સિતારાઓ પણ ચન્દ્રને લીધે શોભે છે, તેમ તમો સહુ અને વચ્ચે નગરશેઠ ...

એકમેક વડે શોભો છો. એમાં યશની વાત બાજુએ મૂકીએ. એક બીજાનાં સુભાગ્યના એ પ્રતાપ છે અને એ સુભાગ્યનો મેળ પ્રભુએ મેળવી આપ્યો છે, માટે આપણે એ પ્રભુનો આભાર માનીએ."

"જય ભગવાન" 'જયગીરનારી' એવા હર્ષનાદ ગામડીઆઓએ પાડી મૂકયા અને તેઓ સહુ પ્રભુભજનો લલકારવા લાગ્યા.

એ વખતે કાઠી–સરદાર ખેમાજી કાઠીઓનાં બાળકો અને સ્ત્રીઓ સાથે આવી પહોંચ્યો અને વિનતિ કરવા લાગ્યો કે: "મારા જાતિ-ભાઇઓની કસુર માફ કરો. અમરપુરના આ લોકોએ પોતાની વફાદારી બતાવી અને મારી જાતિના તમારા તાબેદાર લોકોએ પોતાને કલંક લગાડયું તેથી હું શરમાઉં છું. મેં તેમને ના પાડી હતી. પણ નાણુંના લોભથી તે ઘેરાયલાઓએ મારૂં વેણ નાન્યું નહીં. હું તેમનાથી નારાજ થઈ ગુસ્સામાં ચાલ્યો ગયો હતો. હું ધારતો હતો કે, મારી ગેરહાજરીથી તેઓ ચૂપ બની જશે; પણ તેમણે મનેયે કોરાણે મૂકયો અને આપને દગો દીધો. હવે, એનું ફળ એમને મળ્યું છે; તો એમનાં બાળબચ્ચાં સામું જુઓ અને એમને માફ કરો."

કાઠી–સરદારની આ નમ્રતા જોઇને યુવરાજે તેને કહ્યું: "હું આશ્ચર્યચકિત થતો હતો કે, ન્યાય અને સત્યના રાહની વાતો કરનારા તમે, સ્ત્રીઓ ઉપર હાથ નહીં ઉપાડવાની વાત કરનારા તમે, આવી લુંટફાટ ખોરીમાં કેમ પ્રવૃત્ત થયા હશો! પણ હવે મને સમજાય છે કે, 'માણસનો સ્વભાવ ન પલ્ટાય' તમે પોતે તમારા જાતિભાઇઓને સુધારવા યત્નો કરતા રહ્યા હશો તે દરમ્યાન તેઓએ પોતાનો આ સ્વભાવ બતાવ્યો! તમે કહો છો તેમ, તમે તેઓથી નારાજ હતા અને મેં જોયું છે કે, તમે ગેરહાજર હતા એટલે તમારાપર વિશ્વાસ લાવી આ તમામ સ્ત્રી–બાળકોના પોષણનો બંદોબસ્ત કરાવી આપીશ. એ દરમ્યાન આ ઘવાયલાઓનાં ખિસ્સામાં અમારો લૂંટાયલો માલ છે, તે શોધીને તમે તમારી પાસે રાખજો અને તેમાંથી તેમનું પોષણ કરજો."

"નહીં, મહારાજ, એ લૂંટ હરામની હતી. એમાંથી એક ફુટી બદામ પણ અમારે કામમાં ન લેવી જોઇએ."

"એવો ખ્યાલ તમારા જાતિભાઇઓને પ્રથમથી આવ્યો હોત, તો આ બધી તકલીફ મટી જાત."

સેનાપતિના પકડાયલા સૈનિકોમાંથી જેણે કુતર્ક રચીને આ બધું ધમસાણ મચાવરાવ્યું હતું તેણે પોતાની કેદી હાલતમાં આવીને

પોતાનો પશ્ચાત્તાપ જાહેર કર્યો અને પોતે કરેલી નારદ-વિદ્યાનો વૃત્તાંત અથેતિ કહી યુવરાજની માફી માગી.

"સૌ સારૂં જેનું છેવટ સારૂં" જયમલ્લે તે સિપાઇને ઉદ્દેશીને કહ્યું: "તેં નારદ-વિદ્યા અજમાવી હોત નહીં, તો અમારા નગર-શેઠની ચાલાકીનો, આ ગામડીઆભાઈઓની બહાદુરીનો અને આ કાઠી-સરદારના અંતઃકરણના પશ્ચાત્તાપનો પડછો મને મળ્યો નહોત. તારાં કૃત્યનો બદલો તને અને તારી સાથેના સિપાઇઓને એ કે, તમને બધાને બરાબર બંધ બાંધીને અહીંજ છોડીને અમે ચાલ્યા જઇશું. તમારૂં કિસ્મત્ હોય તો તમે છૂટજો અને ન હોય તો લાચાર!"

સિપાઇએ વિનવણીઓ કરી પણ તેને કાંઈ દાદ ન દેતાં જયમલ્લે રૂપાંદે સહિત અમરપુર જવા ઠરાવ્યું. અને ભીમાબાઇએ શહેરમાં પાછી ફરવા નક્કી કર્યું.

પરસ્પર સ્નેહદર્શન પછી ભીમાબાઇની પાલખી જુનાગઢ તરફ ગઇ અને ગામડીઆઓનું ટોળું સેનાપતિના સિપાઇઓને બરાબર બાંધીને ખંડેરમાં જ રાખીને જયમલ્લ સાથે ચાલ્યું.

કાઠી-સરદારે પૂછ્યું: "બાપજી, અમારૂં શું?"

અમરપુરના મુખીએ કહ્યું: "જો ઇશ્વરના સોગંદ લઇને મહેનત મજુરીનું પ્રમાણિક જીવન ગાળવા કબુલાત આપે અને મારફાડ તથા લૂંટનો ધંધો મૂકી દે, તો તું અને જેટલાંનેને આવવું હોય તેટલાં અમારા ગામમાં આવો. ઇશ્વરકૃપાથી તમારા ગુજરાન જોગ તમને ત્યાં મળી રહેશે."

કાઠી-સરદારે પ્રમાણિકતાની પ્રતિજ્ઞા લીધી અને મુખીએ પોતાનું વચન પાળ્યું. કાઠીઓનાં સ્ત્રી-છોકરાંને તેણે પોતાની સાથે લીધાં. અને કાઠી-સરદારને પણ સાથે લીધો. બીજા જે કોઇ કાઠીઓ આવી શરતે અમરપુરમાં આવશે તેઓને રાખીશું એમ પણ મુખીએ જાહેર કર્યું.

---

## પરિચ્છેદ ૨૬.

### મહોબાના મેદાનમાં.

મનુષ્ય ધારે છે શું અને ઇશ્વર કરે છે શું? મલ્લરાજ પોતાના પિતાને તુરંગમાં મળવા જવા માટે બન્દિવાન થવા માગતો હતો; પણ રા'ગજરાજે તેને છોડી મૂકયો; તેથી પોતાના પિતાને છોડાવવાન

તેના ખેત કારણે રહ્યા અને તેને રાજકુમારી મોતીનાદના પ્રેમપાશમાં બન્દિવાન થવું પડયું. માણસની ઇચ્છાઓ આમ વેગળી રહે છે અને સંયોગો તેને જુદી જ સ્થિતિમાં મૂકી દે છે. યૂવરાજ જયમલ્લને પણ એમ જ વિધિની ઇચ્છાને તાબે થવું પડયું. તે રૂપાંદેને છોડાવવા જવા માટે અને ચુડામણિને ચમત્કાર બતાવવા માટે બાવાનો વેષ લઇને જવા ધારતો હતો ત્યાં તો રૂપાંદે જ ભીમાબાઈ સહિત તેને આવીને ભેટી. યૂવરાજ રૂપાંદેને કેવળ 'રજપૂતાઇ રંડાઇ નથી' એવું બતાવવા માટે જ છોડાવવા જનાર હતો, રૂપાંદેના પ્રેમ માટે તો તેના દિલમાં આનાકાની હતી, પરંતુ તેની દૃઢતાનો અને ભીમાબાઇના સંપૂર્ણ પીઠબળનો પરિચય મેળવ્યાથી તેને રૂપાંદેનો હસ્ત ગ્રહણ કરવો પડયો. પણ ચુડામણિને ચમત્કાર બતાવવાના તેના ખેત તેના દિલમાંજ રહ્યા. તે હવે રાજમલ્લની શોધ કરાવે અને જો રાજમલ્લ ચુડામણિ સામે લઢવા તત્પર થાય તો જ હવે ચુડામણિને ચમત્કાર બતાવી શકાય. પણ તે દરમ્યાન મોતીનાદનું હરણ મલ્લરાજ કરી ચૂકયો છે અને ચુડામણિ સાયંકાળ પહેલાં જરૂર મલ્લરાજ સામે કૂચ કરી જશે. કોઈપણ ઉપાયે રાજમલ્લની શોધ વેળાસર થવાની જરૂર છે.

અમરપૂરને માર્ગે જતાં મોતીશાને એ વિચારથી વાકેફ કરતાં મોતીશાએ અધવચ્ચ માર્ગેથી ઢોંક રાજ્ય તરફ પ્રયાણ કર્યું. તેની સાથે કોઈજ સૈનિકની જરૂર નહીં જણાવાને તે એકલો નીકળી પડયો. યૂવરાજે અમરપુરમાં તેની રાહ જોતા થોભવા ઇરાદો રાખ્યો.

આ બાજુ ચુડામણિના ખેત તો ઉપરાઉપરી ફોકટજ નીવડેલા રહ્યા છે. પ્રારંભથી તેને જાણે વિધિએ મદનો બૂરો ઇંતેજામ આપવા માંડયો છે. ભરબજારમાં તે વત્સરાજને નમાવી શકયો નહીં; કલાવતીને તે પીડી શકયો નહીં; મલ્લરાજને તે કેદ કરી શકયો નહીં; રૂપાંદેને તે વશ કરી શકયો નહીં; તેની પત્ની આગળ રૂપાંદે સંબંધમાં તે પોતાની મક્કમતા સ્થાપી શકયો નહીં; આઠ દિન પછી દિગ્વિજયાર્થે નીકળવાની તેની ઇચ્છા હતી; પણ રા'નાં મહેણાંને લીધે યુદ્ધ–પ્રયાણની તૈયારી ત્વરાથી કરવી પડી. એમાં પણ જ્યાં દ્વારપાળોએ રા'ને ખબર આપી કે, સીરસાનો યૂવરાજ રાજકુમારી મોતીનાદનું હરણ તેની સંમતિથી કરી ગયો છે, ત્યારે તો રા'એ ચુડામણિને તમામ કામ પડતાં મૂકીને એકદમ મલ્લરાજની પાછળ જવા ફરમાશ કરી. ચુડામણિ મલ્લરાજના વધ માટે અતિ આતુર

હતો. એ તક તેને રાઁએ વહેલી આપી હોત તો મોતીનાદનું હરણ થવાનો પ્રસંગ જ ન આવત; પણ હવે જ્યારે વિધિએ ખેલ બગાડી નાંખ્યો, ત્યારે વેળા ગુમાવવાની બિલ્કુલ જરૂર તેણે પણ ન જોઇ.

લશ્કરના સિપાઇઓનો વાસ શહેરને બીજે છેડે હતો. રાઁએ તાબડતોબ પ્રયાણનો હુકમ ચુડામણિને કહાવ્યો ત્યારે તે ત્યાં હતો. દુર્મખશા અને કોટવાળને મલ્લરાજને પકડવા મોકલ્યા હોવા છતાં મલ્લરાજ મોતીનાદને લઇ ગયો એટલે જરૂર દુર્મુખશા ગાફેલ બન્યો હોવો જોઇએ, એમ ચુડામણિના મનમાં વસી ગયું. દુર્મુખશા પાસેથી તેણે એક લક્ષ રૂપામહોરોની માગણી કરી હતી. તે તેને સાંભરી. એ રકમ આવી પહોંચી નથી અને પ્રયાણ કરવું પડશે. વળી રૂપાંદેને હજી પોતાના સાળાને ત્યાં મોકલી નથી, અને વીરમણિ તો સખ્ત બિમાર છે. આમ છતાં પણ મલ્લરાજની પાછળ પડવું જ જોઇએ. કોઇપણ જોખમે મોતીનાદને તેની પાસેથી છીનવી લેવી જોઇએ. નહીંતર જરૂર મલ્લરાજે બીજા કોઇનું નહીં પણ ચુડામણિનુંજ નાક કાપ્યું એમ ગણાશે! આ વિચારો કરીને ૫૦૦ સૈનિકોની એક ટુકડી સહિત એકદમ તેણે શહેરને બીજે છેડેથી શહેરમાં પ્રવેશી મુખ્ય દ્વાર તરફ કૂચ કરી. તેના દિલમાં શહેરના તમામ લત્તાઓમાં ફરી ભવ્ય સ્વારી કાઢવાની ઇચ્છા હતી; પણ તે તેને દિલમાંજ સમાવવી પડી; અને મારતે ઘોડે જવું પડ્યું. પરંતુ બાકીના આખા લશ્કરને તેણે જેમ બને તેમ જલ્દીથી તૈયારી કરીને શહેરમાંથી દબદબાભરેલી કૂચ કરવા અને મહોબા નગરના રણમેદાનમાં આવવા ફરમાવ્યું.

ઉપડવા આગમચ એક ટૂંકુ અને વીરતાભર્યું ભાષણ પોતાના સૈનિકો સમક્ષ કરીને તેણે જ્યાં પોતાના ઘોડાને એડી મારી કે, એક સૈનિકે છીંક ખાધી! તે જરાક આગળ વધ્યો એટલે એક ફકીર પોતાના હાથમાં ધુમાડાવાળું ધૂપિયું લઇને સામો આવતો જણાયો! એક અમલદારે આ અપશુકન જોઇને ચુડામણિને થોડીકવાર સબૂર કરવા કહ્યું; પણ તેણે તેને ધુત્કારી કાઢ્યો અને ઘોડો દોડાવ્યાજ કર્યો. સૈનિકોને લાચારીથી તેની પાછળ જવું પડ્યું. માર્ગમાં કોટવાળના ઘર આગળ તેણે તપાસ કરી તો તે હાજર નહતો. દુર્મુખશા પણ તેને અધવચ્ચ ક્યાંયે ન મળ્યો. પોતાના ઘર આગળ આવતાં તેને ખબર મળ્યા કે, ભીમાબાઇ અને રૂપાંદે હજી દેવદર્શનેથી પાછાં આવ્યાં નથી અને વીરમણિ તેને પોતાને મળવા ઝંખે છે. તેને

પત્નીની ગેરહાજરીથી ગુસ્સો ચઢ્યો. તે ગુસ્સામાંજ ઘોડા ઉપરથી ઉતરી ઘરમાં ગયો. પુત્રને મળતાં તેણે તેને સવાલ કર્યો: "ક્યાં જાઓ છો ?"

રાજવૈદે વીરમણિને કહ્યું: "કોઈ જતું હોય તે વેળા 'ક્યાં જાઓ છો' એમ ન પૂછાય; એ તો અપશુકન ગણાય. પણ પૂછવું હોય તો 'શીદ જાઓ છો' એમ પૂછાય, તો અપશુકન ન ગણાય."

ચુડામણિને રાજવૈદનું આ દોઢડહાપણ ગમ્યું નહીં. તેણે પોતાની આંખોના ડોળા તેની સામે કકડાવ્યા અને ચૂપ રહેવા જણાવ્યું. પુત્રને તેણે કહ્યું: "હું વિજય-પ્રયાણ કરવા જાઉં છું. રાજવૈદ તારી સારવારમાં છે. તારી માતા પણ હમણાં આવી પહોંચશે."

"વિજય-પ્રયાણ ? છટ્ ! આપણા લલાટમાં વિજય નથી ! પિતાજી ! ન જશો."

"એવું ના બોલ, વીર-પુત્ર ! તું જો સ્વસ્થ હોત તો તુંજ મારી સાથે આવત અને વિજય કેમ મેળવાય છે, તે નિહાળત. યુદ્ધ એજ આપણું દૈનિક કર્મ છે. વિજય, એજ આપણો કાયમનો મિત્ર છે."

"મારૂં અંતઃકરણ કહે છે કે, હું દુનિયામાં બે ઘડીનો મહેમાન છું. માટે રોકાઇ જાઓ. ન જશો." વીરમણિ કરગર્યો.

"ચુડામણિ આવી નાદાન વિનતિથી કદી રોકાય ખરો ?" એમ કહી સેનાપતિ તેના ખંડમાંથી બહાર નીકળ્યો.રાજવૈદે તેની પાછળ બહાર આવી વિનતિ કરી: "મહારાજ, અપશુકન ન માનશો. પણ વીરમણિ મહારાજની બિમારીનાં ચિહ્ન મને સારાં લાગતાં નથી."

"શું ?! આ વાત અત્યારેજ તમને કહેવાની મળી ?"

"એમને અચાનક સન્નેપાત શરૂ થયો છે. મોતની જે વાત આપને તેમણે કહી તે ક્યારના કહે છે અને બસ હવે બધાં સગાંવહાલાંને મળી લઉં પછી ચાલ્યો જઈશ એમ લવે છે."

"રાજવૈદ ! આ સમાચારથી તમે મારા પગ ઢીલા કરી દો છો ! હું શુકન--અપશુકન માનતો નથી. પણ તે છતાં આ જબરા અપશુકન હોય, એમ લાગે છે-"

"માટે જ આપ અત્યારે પ્રયાણ માંડી વાળો અને—"

રાજવૈદ બોલતોજ અટકી ગયો; કારણ ચુડામણિના ડોળા ખૂબ મોટા થઇ ગયા. તે ત્રાડ નાંખીને બોલ્યો: "જાઓ, એની બરાબર

સારવાર કરો. એની માતા હમણાંજ આવી લાગશે. મારૂં પ્રયાણ નહીં અટકે. કદાપિ વીરમણિને સન્નેપાત થયો હોય તો તેને લઇને બહારગામ ન જશો; અને સાથે સાથે એ પણ કહું છું કે, મારા પગ વધારે ઢીલા કરવા માટે મને યુદ્ધમાં તેના વિષે કાંઈ પણ ખબર મોકલશો નહીં કે, અહીં શું બન્યું છે. બસ જાઓ.”

ચુડામણિ ત્વરાથી ઘર બહાર નીકળ્યો. અપશુકન પર અપશુકન ! છેલ્લું પગથીઉં તે ઉતરવા જાય છે, ત્યાં એક કાળી બિલાડી આડી ઉતરી ! સૈનિકો કચવાયા પણ બોલવાની હિમ્મત કરી શકયા નહીં. ચુડામણિ ઘોડેસ્વાર થયો અને સૈનિકો સહિત પ્રયાણ કરી ગયો.

ચુડામણિએ અને તેની લશ્કરી ટુકડીએ માર્ગમાં ઘણીયે શોધ કરી; પણ મલ્લરાજ અને મોતીનાદ તેમના જોવામાં આવ્યાં નહીં. જ્યાં યુદ્ધનું નિમંત્રણ છે, ત્યાંજ હવે તો પહોંચવું એવો તેમણે નિશ્ચય કર્યો.

એ દિવસનો નમતો પહોર થયો; સાયંકાળ પડી અને દીવામાં જ્યોત થઇ તે વેળા એક સ્થળે ચુડામણિને પડાવ નાંખવા તેના તાબાના અમલદારોએ વિનતિ કરી. બાકીનું લશ્કર આવી લાગે એ પણ તેનો હેતુ હતો. ચુડામણિનો વિચાર મુકામે પહોંચીને ત્યાંજ શ્વાસ હેઠો મૂકવાનો હતો પણ રણે ચઢયા પછી જે લશ્કરીઓની મદદથી પોતાને જીતવું હતું તેઓની ઇચ્છા સામે વધુ વિરૂદ્ધ નહીં પડવાનો ડહાપણથી વિચાર કરી જોઇને તેણે થોડીકવાર તેઓને એક સ્થળે આરામ લેવા અને સ્થસ્થ થવા સંમતિ આપી. સૈનિકો તેથી પ્રસન્ન થયા. રાત્રિનો પ્રથમ અર્ધ પ્રહર વીત્યા પછી ચુડામણિએ આગળ પ્રયાણ ચાલુ રાખ્યું. રાત્રિ અંધકારમય હતી. રસ્તો ધીમે ધીમે વિકટ આવવા લાગ્યો. ડુંગરાળ પ્રદેશ, પથરીલી નકકુર જમીન અને તેમાંયે પુષ્કળ ખાડાખૈયા. ચુડામણિના સૈનિકોની ટુકડી આરામ લઇ સ્વસ્થ બનેલી હોવાથી તેમાં ખુશીથી આગળ વધી.

રાત્રિના પાછલ્યા પ્રહરે તેઓ મહોળાનગરની સીમમાં આવી લાગ્યા. એ સિમાડાનો પ્રદેશ એક વિશાળ પટ હતો. ઝાડી ઝાડવાં ઘણાં જણાતાં નહતાં. ચોગરદમ મોટે ભાગે ખુલ્લો પ્રદેશ હતો. વચ્ચે વચ્ચે કયાંક કયાંક નાના મોટા ટેકરાઓ જણાતા હતા. સામે ૫૦૦-૬૦૦ વારને અંતરે મોટાં તાપણાં સળગતાં તેના જોવામાં આવ્યાં.

તે ઉપરથી તેણે અનુમાન કર્યું કે, તે દુશ્મનના લશ્કરની છાવણી હશે. એક સ્થળે મુકામ નાંખીને ચુડામણિએ બે બાહોશ અમલદારોને જાસુસી કામ સોંપ્યું. દુશ્મનો કેટલી સંખ્યામાં છે અને તેમની પાસે બચાવનાં સાધન કેવી રીતનાં છે, એની તપાસ માટે તે બે જણ નીકળી પડયા. ૨૫–૩૦ સૈનિકોને ચુડામણિએ ઝાડીઝાંખરાં એકઠાં કરવાનું કામ સોંપ્યું અને તે આવી પહોંચે ત્યાં સુધી તમામ સૈનિકોને થોડો વખત આરામ લેવા સૂચવ્યું.

શહેરની ધંધાદારી વસ્તીને કડક જણાયલો સેનાપતિ રણક્ષેત્રમાં તેના સૈનિકો આગળ કોઇ જુદી પ્રકૃતિનો જણાતો. નિયમોનું પરિપાલન તેઓ પાસે કરાવતો પણ તે છતાં તેઓની સાથે હસી ખુશીને વાતો કરતો અને જેમ બને તેમ તમામ સૈનિકો પોતાને ખાતર પ્રાણ આપે તે માટે તેમને ઉત્સાહ આપતો; તેમની સગવડો જાળવતો અને તેમને માટે પોતાના દિલમાં સ્થાન છે, એવા ભાવ બતાવતો.

થોડાક વખતમાં બન્ને જાસુસી અમલદારો પાછા ફર્યા અને ઝાડી ઝાંખરાં લેવા જનારાઓ પણ તે લઇને આવી પહોંચ્યા. દુશ્મનોની સંખ્યા સહેજ ૫ થી ૬ હઝારની હોવાનું જાસુસોએ જણાવ્યું. તેઓએ બચાવ માટે જમીનમાં ખાઇઓ ખોદી છે. થોડે થોડે અંતરે માટીની નાની મોટી દિવાલો ઉભી કરી છે. પથરાઓ કોટની માફક ગોઠવ્યા છે. લોઢાનાં બખ્તરોથી અનેક સૈનિકો સજ્જ છે. ચુડામણિ યુદ્ધ–કળામાં કુશળ હોવાથી તેણે પણ બચાવ માટે આવી સર્વ તૈયારીઓ કરી. આ ટુકડી સાથે ફાલતુ માણસો પણ હતાં. તેઓ કામે લાગી ગયાં અને દશ–દશ વારને અંતરે તેઓએ લાંબી ખાઇઓ હારદોર ખોદવા માંડી. " જીત મેળવવી હોય તો બાકી નાઓની સગવડ માટે શ્રમ કરો. તેઓ આવી પહોંચતાં તમને થોડોક વખત વધુ આરામ મળશે, " એવી સૂચના આ ટુકડીના તમામ સૈનિ-કોને ચુડામણિએ આપ્યાથી તેઓએ દરેકે આરામને બદલે કામ પસંદ કર્યું.

પ્રાતઃકાળ થવાની તૈયારી હતી તેવામાં ચુડામણિનું આખુંયે લશ્કર આવી પહોંચ્યું. ચુડામણિએ લશ્કરના આગમનની ખબર ઢોલ તાંસાં અને શરણાઇઓ બજાવીને તેમજ ઝાડી ઝાંખરાની તાપણીઓ કરીને આપી અને જુદી જુદી ટુકડીઓમાં લશ્કરને વહેંચી દઇને જુદી જુદી દિશાઓમાં તેઓને છાવણીઓ નાંખવા ફરમાવ્યું. ચુડામણિ સ્થળે

સ્થળે જાતે ફરતો રહીને સૈનિકોમા ઉત્સાહ પૂરવા લાગ્યો અને 'દુશ્મનો આપણી બાહોશી આગળ મગતરાં જેવા છે' એમ જણાવી તેઓમાં વીરતા પ્રેરવા લાગ્યો. તેના લશ્કરના આગમનની જાણ સામા પક્ષને થતાં તે પક્ષે પણ પોતાની યુદ્ધની ઇચ્છા રણનાદો કરીને અને લશ્કરી વાજીંત્રો વગાડીને પ્રદર્શિત કરી. યુદ્ધની શરૂઆત અચાનક થવાનું ચુડામણિનું માનવું હતું. પણ તે પહેલાં શત્રુને રીતસર ખબર આપવા માટે અને યુદ્ધના નિયમો નિશ્ચિત કરવા માટે સેનાપતિએ શત્રુ સાથે પત્રવહેવાર શરૂ કર્યો. એક લખાણમાં તેણે લખ્યું: " શત્રુ પક્ષને માલુમ થાય કે, અમો દિગ્વિજયાર્થે અત્રે આવી પહોંચ્યા છીએ. દરમ્યાન સીરસાના યૂવરાજે જુનાગઢના રા'ની રાજકુમારીનું હરણ કરેલું હોવાથી અમે તેને ચેતવણી આપીએ છીએ કે, અમારો લશ્કરી પંજો તેના પર પડે તે પહેલાં તેણે તે અમોને માનભેર પાછી સુપરદ કરવી. અમારી લશ્કરી તૈયારીઓ પરિપૂર્ણ છે અને અમારો એકકે એક સૈનિક શત્રુ દળનું લોહી રણમાં રેડવા ઉત્સુક છે. એ મુદ્દાની તમને જાણ કરીને અમે જણાવીએ છીએ કે, અમારી સામે લઢવાની જીદ છોડી દઇ, રાજીખુશીથી અમારી જીત સ્વીકારો અને રાજકુમારી મોતીનાદ અમોને પાછી સોંપી દો." લી. ચુડામણિ–જુનાગઢના મહાસૈન્યનો મહાસેનાધિપતિ."

પોતાના સૈન્યમાંથી એક હિમ્મતવાન અમલદારને હાથમાં સફેદ વાવટો આપીને આ લખાણ સાથે તેણે શત્રુદળમાં મોકલ્યો. અને તે દરમ્યાન લશ્કરને બિલકુલ ગાફેલ નહીં રહેવા સૂચના કરી. થોડીકવારમાં એ અમલદાર જવાબ સહિત પાછો ફર્યો: " મહારાજે જે કાંઈ કહેવરાવ્યું છે અને કર્યું છે, તે સંપૂર્ણ વિચારનું પરિણામ જ છે. રણે ચઢેલો રજપૂત કાં તો જીતે કાં તો લડાઇમાં મરે. એ સિવાય એને માટે બીજો કોઇ માર્ગ નથી. અમો લઢવા તૈયાર છીએ. અમારી પાસેથી જે કાંઇ મેળવવું હોય તે તમારી લશ્કરી જીતથી મેળવો. રાજીખુશીના સોદા વૈશ્ય વેપારીઓ સાથે કરજો–રજપૂતો સાથે નહીં. લખનાર–આદલ અને ઉદલ; મહારાજના મામા."

ચુડામણિએ એક બીજું લખાણ તૈયાર કર્યું: " તમારી ઇચ્છા એમને એમ તાબે થવાની નથી તો અમારૂં લશ્કર તમને અવશ્ય તાબે કરશે. દરમ્યાન યુદ્ધના નિયમો નક્કી કરો." એ લખાણ લઈ જનાર અમલદાર નીચે મુજબના જવાબ સાથે પાછો ફર્યો: "યુદ્ધ

દિવસે દરેક જાતનાં શસ્ત્રાસ્ત્રોથી લઢાઈ થશે. દરેક નીતિમાન્ કળા અને વ્યૂહ-રચનાની છૂટ છે. રાત્રિના ભાગમાં લઢાઇ નહીં થાય. એ દરમ્યાન કોઇ પક્ષે કોઈના ઉપર અણચિંતવ્યો છાપો મારવો નહીં. અમારી જીત થશે તો જુનાગઢનો સેનાપતિ દિગ્વિજય નથી કરી શકયો એમ ઠરશે અને રાજકુમારી મોતીનાદ પર મલ્લરાજનો હક્ક વિજેતા તરીકે સાબીત થશે. ''

આ જવાબ જ્યાં ચુડામણિ વાંચી રહ્યો કે, તરતજ સામા દળમાંથી તીરોનો વરસાદ વરસ્યો. યુદ્ધની એ શરૂઆત હતી. ચુડામણિ એક ઉંચી ટેકરી ઉપર સ્થિત થયો. તેની સાથે તેના કેટલાક બાહોશ અને હિમ્મતવાન ચુંટી કાઢેલા સૈનિકો હતા. એ ઉંચી ટેકરી ઉપ-રથી બન્ને લશ્કરોની સ્થિતિ તે જોઇ શકતો હતો. શત્રુદળમાંથી તીરો આવ્યાં એટલે ચુડામણિના તીરંદાજોએ પણ તીરોથી સામો જવાબ વાળ્યો. ખુલ્લા મેદાનમાં ધોળે દિવસે હાથોહાથ લઢાઇથી લઢવું એ ઘણું મુશ્કેલ કામ હતું. બન્ને પક્ષ તે જાણતા હતા. ચુડામણિએ ઉંચી ટેકરી ઉપર ઉભે ઉભે જોયું કે, સામાપક્ષ નો એક પણ ફાલતુ માણસ એક પણ ખુલ્લી જગ્યાએ માલુમ પડતો નથી. ખાઇઓમાં નકલી કામચલાઉ દિવાલો પાછળ અથવા ઝાડી ઝાંખરાઓની ઓથે રહીને તેઓ તીરો ફેંકે છે. ચુડામણિએ પ્રારંભ આમ ઠંડો થાય, એ પસંદ ન કર્યું. લોઢાના બખ્તરથી સજ્જ થયેલા પોતાના ઘોડેસ્વાર સૈનિકોની ૧૦૦૦ માણ-સની એક ટુકડીને તેણે રણમેદાનમાં આગળ ધસવા અને શત્રુદળને ઓથમાંથી બહાર લાવવા આજ્ઞા કરી. તુરાઈ, શરણાઈ, ઢોલ તાંસાં, શંખ, રણશિંગાં વગેરે લશ્કરી વાજીંત્રો તેણે ખુબ જોશથી વગાડવા જણાવ્યું. બખ્તરવાળી જે ટુકડીને આગળ વધવા હુકમ અપાયો તેના સૈનિકો એક સામટા ધસ્યા. એટલે ખરેજ સેનાપતિની ધારણા મુજબ શત્રુના બખ્તરીઆઓ પણ બહાર આવ્યા. હવે હાથોહાથ લઢાઇ જામી. અને એ દરમ્યાન પોતાની લશ્કરી કળા બરાબર બતાવવા માટે ચુડામણિએ ખાઇઓમાંના તીરંદાજોને પુષ્કળ તીરોનો મારો ચલાવવા હુકમ છોડયો. શત્રુઓની પણ એજ યુક્તિ જણાઇ; કેમકે બખ્તરવાળા ઘોડેસ્વારોની લઢાઇ શરૂ થતાંજ તેઓના લશ્કરમાંથી પણ તીરો છુટયાં.

ઘોડેસ્વારો મહા મુશ્કેલ વચ્ચે લઢતા હતા. તીરોનો મારો બન્ને બાજુઓથી થતો હતો. તેમાંથી પોતાનો બચાવ કરવો અને તે

ઉપરાંત સામ સામા દળના હાથોહાથ હુમલાઓમાંથી છટકવું અને પ્રતિસ્પર્ધીને ઘાયલ કરવો અથવા તેને યમદ્વારે પહોંચાડવો, એ કામ દરેક ઘોડેસ્વારને કરવાનું હતું. ચુડામણિના સૈનિકોને માલુમ પડયું કે, સામાવાળા ભારે હિમ્મતવાળા જણાય છે. પાછળથી આવતાં તીરોની લગીરે પરવા કર્યા વિના તેઓ પોતાની તલવારો ચલાવે છે; ભાલાઓનો બળપૂર્વક ઉપયોગ કરે છે અને તેથી પોતાના સૈનિકોની સંખ્યા ઘટતી જાય છે.

ચોગરદમથી શત્રુને અકળાવવા અને થકવવા માટે ચુડામણિએ પોતાના બખ્તરવાળા પાયદળને આગળ વધવા અને સામા પક્ષમાં બહાર આવેલા ઘોડેસ્વારોમાંથી એક પણ જીવતો પાછો જવા ન પામે તેમ તેઓ ઉપર તુટી પડવા હુકમ કર્યો.

બખ્તરવાળા પાયદળની નવી મદદ આવતાં સેનાપતિના ઘોડેસ્વારોમાં નવી હિમ્મત આવી. પણ શત્રુ પક્ષમાંથી એ વખતે મોટા કોલાહલ સાથે એવુંજ પાયદળ ધસી આવ્યું. એને મોખરે બે પ્રચંડ કાયાના પુરુષો હતા અને પોતાની તલવારો વેગથી આમતેમ વીંઝતા પોતાના દળને ચુડામણિના નવા લશ્કર ઉપર તુટી પડવા ઉશ્કેરતા હતા. એ પુરૂષોની પાછળ ઓંકાર અને ત્રિશૂળના ચિન્હનો એક મોટો વાવટો હતો. શત્રુની બહાર આવેલી સંખ્યા ખૂબ મોટી જણાતી હતી. તેનો કોલાહલ પણ પુષ્કળ હતો અને તે ટુકડીને રણશૂર ચઢાવવા માટે તેની સાથેજ શરણાઇઓ અને ઢોલતાંસાં વાળાઓ દેખાતા હતા. ચુડામણિએ આ ઉપરથી અનુમાન કર્યું કે, નક્કી આદલ–ઉદલ જાતે રણસંગ્રામમાં આવ્યા છે; કેમકે આ ટુકડીનો રંગ અનોખો છે. હજી તો તે આ અનુમાન કરે છે ત્યાં તેણે જોયું કે, મોખરે રહેલા તે પડછંદ દેહધારીઓએ તો જુનાગઢના પાયદળ લશ્કરમાંના લશ્કરીઓને ઉચકી ઉચકીને ભાલાની અણીઓ ઉપર ટીંગાડવા અને પછી ફેંકી દેવા માંડયા છે ! તેઓ જાણે પ્રત્યક્ષ રાક્ષસો નહોય, એમ ચુડામણિને લાગ્યું. જો વળી કાંઇ નવીન બળ પોતાના પક્ષમાંથી પૂરવામાં નહીં આવે, તો આ ભીમસ્વરૂપ જુગલજોડી થોડાકજ વખતમાં જુનાગઢના સૈન્યને નસાડશે, એમ ચુડામણિએ કલ્પી લીધું.

ચુડામણિ ટેકરી પરથી નીચે ઉતર્યો. તેણે પોતાના સૈન્યમાંના પાંચ હાથીઓ તથા વિશેષ બખ્તરધારી ઘોડેસ્વારો અને પાયદળને

બહાર પડવા હુકમ આપ્યો. જુનાગઢનો વાવટો તેણે પણ હવે આગળ મોકલવાની જરૂર જોઈ. ચુડામણિએ એક નવીન ચમત્કારિક યુક્તિ પણ કરી. એક હાથી ઉપર તેણે પોતાના જેવાજ પોષાકમાં એક અમલદારને બેસાડ્યો. તેની સાથે હિમ્મતવાળા ૨૫ ઘોડેસ્વારોને ખાસ રહેવા અને શત્રુદળના પેલા બે ભીમકાય પુરુષોને ભમાવીને તેના લશ્કરથી અલગ પાડી દેવા સૂચના આપી. ચુડામણિ પોતે એક અશ્વ ઉપર સ્વાર થઈને બીજા થોડાક સૈનિકોની ટુકડી સાથે ત્યાંથી અલગ થયો અને પ્રથમ પોતે જે ઉંચી ટેકરી આગળ હતો, ત્યાં જઇ પહોંચ્યો. તેના જવા બાદ આ નવું દળ તેના પક્ષમાંથી બહાર પડયું.

દરમ્યાન હાથોહાથ લઢાઇમાં અનેક જણનો કચ્ચરઘાણ વળી ગયો હતો. સૈનિકોનાં શબ જમીન પર લોહીનાં ખાબોચીઆંમાં રગદોળાતાં હતાં. કેંક ઘોડાઓ મરેલી હાલતમાં અધવચ્ચ • અથડાતા હતા: અસંખ્ય ઘવાયલાઓ ચીસાચીસ પાડી મૂક્તા હતા અને લઢનારાઓની વીરહાક તથા વાજીંત્રોના નિનાદ તો કાન ફાડી નાંખે :એવાં પડી રહ્યાં હતાં. એવે વખતે હાથીઓવાળા જૂથે મહોબાના લશ્કર પર આક્રમણ કર્યું. પાયદળનાં ટોળાંમાં હાથીઓને અંકુશ મારી મારીને ઘુમાવવામાં આવ્યા. તેઓ પર તીરોનો વરસાદ વરસતો રહ્યો અને કોઇક પાયદળ લશ્કરીઓ ભાલાઓ મારવા લાગ્યા તેથી અકળાઇને હાથીઓએ જેમ નસાય તેમ નાસવા માંડયું. ઘડીભર તેથી મહોબાના લશ્કરમાં અવ્યવસ્થા ફેલાઇ; પણ તેનું નિવારણ તેના ઉપરીઓએ એકદમ કર્યું. તેઓ તરફથી તુરાઇનો ગગનભેદી તીવ્રસ્વર કરવામાં આવતાંજ દશ હાથીઓનું ઝુંડ તેમની બાજુએથી નીકળી આવ્યું અને તેની સાથે કેટલાયે વિશેષ ઘોડેસ્વારો બહાર આવ્યા. હાથીઓમાંથી શત્રુદળના તીરંદાજોએ ઝેરથી પાયેલાં તીરોનો વરસાદ વરસાવવા માંડ્યો. જેને તેમાંનું એક તીર વાગતું કે તરત જ તે ચક્કર ખાઇને ભૂમિ પર પટકાઈ પડતો.

શત્રુઓ સાધારણ પ્રતિના નથી, એવું ચુડામણિ પામી ગયો. અને ઇચ્છવા લાગ્યો કે, જે યુક્તિનો પાસો તેણે ફેંકયો છે, તે પાર પડે તો ઠીક. શત્રુના હાથીઓની સંખ્યા વિશેષ હોવા ઉપરાંત તે હાથીઓ ગાંડા હોય અથવા તો તેઓને દારૂ પાઇ મસ્ત બનાવ્યા હોય, એમ ચુડામણિએ જોયું; કારણ કે, માત્ર જમીન પરના લશ્કરીઓમાં ઘુમવા ઉપરાંત તેઓ પોતાની શુંઢમાં માણસોને ઉચકી ઉચકીને પગ તળે છુંદતા હતા. બે પ્રચંડકાય ભીમસેનના અવતારો

અને આ દશ ગાંડા હાથીઓ અવશ્ય પ્રલયકાળ રચશે, એવી બીક ચુડામણિને ઉપજી. તેણે પોતાના એક ઘોડેસ્વારને ખાસ નકલી ચુડામણિ પાસે મોકલીને સૂચના અપાવી કે, 'હવે નાસવાનો ઢોંગ કરી પેલા બેને એકદમ આ બાજુ લાવ.' એ સૂચના તેને મળી એટલે તેણે પોતાનો હાથી જ્યાં તેઓ બે જણ સંહાર-કાર્યમાં પ્રવૃત્ત હતા ત્યાં લાવીને ઉભો રાખ્યો અને મહાવતને અંકુશ ઉપર અંકુશ મારવા તથા તે બેને હાથીની હડફટમાં લેવા હુકમ કર્યો. પણ એ બે જણુ કાંઈ કાચા નહતા. આડા અવળા રહીને હાથી હડફટમાં તેઓ નજ આવ્યા. તોપણ હાથીને તેઓના તરફજ મહાવતે હાંકવો ચાલુ રાખ્યો. એ બે જણમાંથી એકનો મિજાજ હાથથી જતાં તેણે ઉંચે નજર કરી તો પ્રતિસ્પર્ધી લશ્કરનો સેનાપતિ ચુડામણિ હોય, એમ તેને લાગ્યું. તેણે હાંક મારી: "મર્દાઇ હોય તો નીચે ઉતરી સામે મોંયે લઢને ?"

"નીચે લઢવું છે, એમ કે ? આવ, નીચે લઢવાનો શોખ પૂરો, કરી લે." એમ કહી તેણે બીજી બાજુએ હાથી ઉપરની નિસરણી છોડાવી. તેની આસપાસના ઘોડે સ્વારો તે વખતે ખાસ ચોંકેલા રહ્યા કે, તેના ઉપર અણચિંત્વ્યો ઘા ન થાય. તે નિસરણી ઉપરથી ઉતર્યો અને એક ઘોડા ઉપર સ્વાર થયો. હાથી ત્યાંથી વેગળો ગયો અને નકલી ચુડામણિએ ભીમકાય પુરુષ સાથે હાથોહાથ લઢાઇ આરંભી. થોડીક પળો એમાં વીતી એટલે શત્રુ પક્ષનો બીજોજ એવો પુરુષ ત્યાં આવી લાગ્યો. નકલી ચુડામણિએ તે બન્ને જણને જ્યાં પોતાના તરફ એકાગ્ર થયેલા જોયા, ત્યાં એક ઘોડેસ્વારને કાંઇક ઈશારત કરતાં તે સ્વાર બોલ્યો: "ચુડામણિ મહારાજ, આપના પ્રાણ બચાવો. શત્રુ-ઓની ખબર અમે લઇશું." એ શબ્દો સાંભળીને સ્ફુર્તિથી પોતાના ઘોડાને પાછો ફેરવીને નકલી ચુડામણિએ એડી મારી. ઘોડો નાઠો. એ બન્ને પુરુષોએ તે જોઇને એક સાથે ત્રાડ પાડી: "ઉભો રહે!" અને એ બૂમ સહિત તેઓ તેની પાછળ પડયા. એ બે ભીમકાય પુરુષોના સાથીઓ સહિત ચુડામણિના ઘોડેસ્વારોએ ટક્કર ઝીલવા માંડી.

નકલી ચુડામણિની યુક્તિ આબાદ પાર પડી. જે ટેકરી આગળ અસલ ચુડામણિ હતો, ત્યાં તે નાસતો નાસતો જઈ પહોંચ્યો. લશ્કર લઢવામાં પ્રવૃત્ત હતું. ત્યાંથી આ જગ્યા જરાક દૂર હતી. ટેકરી આગળ આવતાં તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને હાથોહાથ લઢાઈ

કરવા લાગ્યો. ત્યાં તો અસલ ચુડામણિના ચુંટી કાઢેલા ઉત્તમ ૨૫ હિમ્મતબાજો સહિત અસલ ચુડામણિ બહાર આવ્યો અને આ બેને તેણે ઘેરી લીધા. એકને બદલે બે ચુડામણિ અને આજુબાજુ ખુલ્લી તલવારોવાળા સૈનિકોનો કોટ જોઇ આ બેમાંના એકે બીજાને ઉદ્દેશીને કહ્યુઃ "આદલ! આ તો દગો!"

"ઉદલ! ફીકર નહીં. મરશું તો બહેતર પણ શરણે નહીં જઇએ." બીજાએ જવાબ દીધો.

"તમારી મગદૂર શી છે કે, શરણુ ન થાઓ?" અસલ ચુડામણિએ કહ્યું.

"શરણ થાય એ તો બીજા–અમે નહીં" અમ. કહીને આ બન્ને જણે પોતાની તલવારો આમ તેમ એવી તો જોશ ભેર વીંઝવા માંડી કે, ઘડીભર ચુડામણિના સૈનિકો છક્ક થઇ ગયા. ચુડામણિએ આ બન્ને ઉપર હુમલો કરવા તેઓને હુકમ આપ્યો. એક બાજુ આ બે અને બીજી બાજુ ૨૫–૨૭ જણ, એમ અસમાન સંખ્યાનુ યુદ્ધ જામ્યું. રાઠોડી હાથવાળા બે બે જણ મરણીઆ થઇનેજ લઢવા લાગ્યા. તેઓએ જોતજોતામાં ચાર–પાંચ જણને તો ઘાયલ કર્યા. પોતાના એક હાથમાંની ઢાલોથી પોતાનાં સંરક્ષણ કરતાં અને બીજા હાથમાંની તલવારોના ઘા પ્રતિસ્પર્ધીઓના ટોળા ઉપર કરતાં તેઓ એવી ચલાકીથી લઢવા લાગ્યા કે, આ બેને પકડવા, એ બચ્ચાંસહી સહેલું કામ નથી એમ ચુડામણિ સમજી ગયો. તેણે એક નવી કળા અજમાવી. તેણે બે ઘોડેસ્વારોને ઇશારતથી જરાક દૂર બોલાવી એકને ઘોડા ઉપરથી નીચે ઉતાર્યો અને પોતે તે ઉપર સ્વાર થયો. ઘોડાના સામાન માંહેલાં બે મજબુત દોરડાં બહાર કાઢી એક તેણે પોતાના હાથમાં લીધું અને એક બીજા સૈનિકને આપ્યું. તે દોરડાંના ગાળા બનાવીને હવે શું કરવું તેની સમજ પોતાના સાથીદારને આપી અને પછી તે બન્નેએ એક સાથે તે દોરડાંના ગાળાવાળા છેડા હવામાં છુટા મૂકી જોશથી વીંઝીને આદલ અને ઉદલ તરફ ફેંકયા. ચુડામણિનો ગાળો ઉદલના ગળામાં ભરાયો, એટલે તેણે તેને ખેંચ્યો અને ઘોડાને દોડાવ્યો. ઉદલે પોતાના હાથથી દોરડું ઝાલી લીધું. ઘોડાના વેગભર દોડવાથી તે જમીનપર પડયો અને ઘસડાયો. આદલના ગળામાં દોરડું પડી શકયું નહીં; પણ ઉદલને ઘસડાતો જોઇ તે તેની પાછળ દોડયો એટલે ચુડામણિના સૈનિકો એકદમ તેની પર પાછળથી તુટી પડયા. આદલ તેઓની સાથે લઢવામાં રોકાયો અને ઉદલને સેના-

પતિનો ઘોડો ઘસડી ગયો. આદલે પાંચ સાત જણને વધુ ભોંય ભેગા કરી નાંખ્યા અને હલ્લો કરનારાઓથી તે છુટો થયો. પોતાની તલવાર તેણે એક જણ ઉપર જોશથી મારી; ત્યાં તો તે તુટી ગઈ અને એ જોઇને ચુડામણિના માણસોને શૂર ચઢયું. ફરીથી તેઓએ તેના ઉપર તલવારો સાથે હુમલો કર્યો અને એટલામાં પેલા દોરડું ફેંકનાર ઘોડેસ્વારનો ફંદો આદલના ગળામાં પડયો. એ ઘોડેસ્વારે પોતાનો ઘોડો ચુડામણિ જે તરફ ગયો હતો તે તરફ દોડાવ્યો. આદલ પણ ઘસડાયો.

ટેકરીની પાછળ ચુડામણિ ઉદલને લઈ ગયો; પણ ઉદલે ઘસડાતે ઘસડાતે પોતાની તલવારથી દોરડું કાપી નાંખ્યાથી ચુડામણિને ઘોડા ઉપરથી ઉતરવું પડયું અને એ બન્ને હાથોહાથ લઢાઇ કરતા હતા ત્યાં આદલને ઘસડનાર ઘોડેસ્વાર અને તેની પાછળ ચુડામણિના સૈનિકો આવી પહોંચ્યા. આદલને પકડી લેવામાં આવ્યો. તેને દોરડાં વતી એક ઝાડના જાડા થડીઆ સાથે બાંધવામાં ચુડામણિના સૈનિકો રોકાયા પણ આદલની ધમપછાડ અસામાન્ય નહતી. તેથી તેઓનું ધ્યાન તેનામાં જ રોકાયલું રહ્યું. દરમ્યાન ચુડામણિ અને ઉદલ વચ્ચે સખ્ત પ્રકારનું દ્વન્દ્વયુદ્ધ ચાલી રહ્યું. ઉદલ એક પ્રભાવશાળી તલવારીઓ હતો; એટલુંજ નહીં પણ કૌશલ્યથી તે ચુડામણિને ઘા ઉપર ઘા કર્યો જતો હતો. ચુડામણિને જો બીજા કોઇની મદદ ન મળે, તો જરૂર ઉદલ મારી નાખે એવી સ્થિતિ ઉત્પન્ન થઇ. ચુડામણિના પગ લથડવા લાગ્યા; શરીરમાં કમકમાટી પેદા થઇ; આંખે અંધારાં આવવા લાગ્યાં અને પ્રતિસ્પર્ધી જાણે એક નહીં; પણ અનેક તલવારોથી પોતાને છૂંદતો હોય, એમ લાગ્યું. તે 'ઓહ્' એવી તીણી ચીસ પાડીને જમીન પર પડવાની તૈયારીમાં હતો અને ઉદલ તેની નજદીક આવીને તેના ઉપર તલવારનો ઘા કરવાની તૈયારીમાં હતો એજ વખતે એક ઘોડા ઉપર બેઠેલી એક રમણી હાથમાં ખુલ્લી તલવાર સહિત ત્યાં ધસી આવી અને ઘોડા ઉપરથી ફલંગ મારીને ઉતરીને તેણે પાછળથી ઉદલનો હાથ ઝાલી લીધો ! ઉદલે પાછા વળીને જોયું તો એક રૂપવતી પ્રૌઢ રમણી તેની નજરે પડી. તેના એક હાથમાં તલવાર હતી. તે તેના તરફ જોતી બોલી: "તમે રજપૂત છો ? પડેલા પર વાર કરતાં શરમાતા નથી ? આવો, અજમાવો તમારી તલવાર મારી સામે."

ઉદલે પોતાની તલવાર દૂર ફેંકી દીધી; પોતાના બીજા હાથમાંથી ઢાલ પણ વેગળી નાંખી દઇ કહ્યું:

"મા, તારી સામે મારી તલવાર ઉચકું તો મારી જનેતાની કૂખ લાજે. સ્ત્રી–જાતિ સાથે અમે ના લઢીએ. તું કહે છે કે, પડેલા પર કાં ઘા કરો છો? પણ મા, આ નીતિનું જુદ્ધ નહોતું. બેની સામે બાવીશ જણે તલવારો ઉંચકી હતી; અને છતાંયે એ બાવીશના ઉપરીને હું પૂરો કરી દેત; પણ તું વચ્ચે આવી, તો હવે એમજ માનું છું કે, મારે હાથે આજ એનું મોત નહીં લખાયું હોય!"

આદલને બાંધીને છુટા થયેલા સૈનિકો એ વખતે ત્યાં આવી પહોંચ્યા. એ સૈનિકોની સંખ્યામાં આદલ-ઉદલે ઘણો ઘટાડો કરી નાંખ્યો હતો. ૨૫ માંથી ફક્ત ૧૦–૧૨ જણ બાકી રહ્યા હતા અને આદલને તેઓ માંડ માંડ પણ પકડીને બાંધી શકયા તેથી તેમનો આનંદ સમાતો નહતો. તેઓએ જ્યારે જોયું કે, ઉદલે તલવાર અને ઢાલ દૂર ફેંકી દીધાં છે અને તે એક સ્ત્રી સાથે વાત કરે છે, ત્યારે તેઓએ એક સામટો તેના પર હલ્લો કર્યો. ઉદલ સ્વસ્થતાથી ઉભો રહ્યો અને સૈનિકો સામે થવા તેણે લગીરે પ્રયત્ન કર્યો નહીં. સૈનિકોએ તેને પકડીને દોરડાંના બંધ બાંધી લીધા.

રમણી સેનાપતિ પાસે દોડી. તે હવે સ્વસ્થ થયો હતો. તેણે તેને પોતાના ખોળામાં લીધો અને પોતાની સાડીના પાલવથી તેના મોં ઉપર પડેલા લોહીના ડાઘ તે લુછવા લાગી. સેનાપતિએ તે સ્ત્રીને જોઇ અને જોતાંજ તે ચકિત થઇ ગયો! પોતાની આંખો તેણે હાથવતી ચોળી, પહોળી કરી અને એ રમણીને બરાબર ઓળખીને તે વધુ આભો બન્યો! પોતાની આંખે અંધારાં આવવાથી પોતે પડવાની તૈયારીમાં હતો અને ઉદલ પોતાની ઉપર ઘા કરવા જતો હતો તે વખતે તે રમણીએ આવીને ઉદલનો હાથ ઝાલી લીધો હતો અને વાક્પ્રહાર કર્યા હતા. પણ ઉદલે તે ઉપરથી ખરી વસ્તુસ્થિતિ સમજાવી, તલવાર ફેંકી દઇ સ્ત્રી–બહુમાનતાની લાગણી પ્રતીત કરી હતી. ખરેખર, એ ચુડામણિને માટે લજ્જાનો પ્રસંગ હતો; અને વધુ લજ્જાની બાબત તો એ હતી કે, એ રમણી અન્ય કોઇજ નહીં પણ ચુડામણિની પત્ની ભીમાબાઈ હતી!!

"દેવી! દેવી! હું જાગું છું કે ઉંઘું છું? તમે અહીં રણક્ષેત્રમાં?!" ચુડામણિએ તેને પ્રશ્ન કર્યો.

"આર્યપુત્ર! જ્યાં પતિ ત્યાંજ સતી!"

" પણ તમારી અહીં કાંઇજ જરૂર નહોતી ! "

" હું કેમ માનું ? મારી જરૂર હતી, એ તો મેં હમણાંજ પ્રત્યક્ષ અનુભવ્યું. "

" તમે મને લજ્જામાં નાંખ્યો છે—"

" જો એમ લાગતું હોય તો જે ભડવીરોને આપના સૈનિકોએ બાંધ્યા છે, તેમને છુટા કરી દો; અસમાન યુદ્ધનું કલંક દૂર કરો; અને આપના ઔદાર્યની એમાં પ્રતીતિ થાય છે કે નહિ, તે જુઓ. "

" એ બે છુટા થાય ? ન બને ! એ પકડાયા, એમાંજ મારી જીત છે. "

સેનાપતિની નજર ઉદલ તરફ ગઈ. સૈનિકોએ એને ઝાડ આગળ લઇ જઇને બાંધ્યો હતો. સેનાપતિ ઉભો થયો. **ભી**માબાઇ દૂર ઉભી રહી જે ઝાડ આગળ **આ**દલ-ઉદલને બાંધ્યા હતા તે તરફ તે ચાલવા લાગ્યો. તેવામાં ગગનભેદી કોલાહલ સંભળાયો. ચોમેરથી ' મારો, મારો ' એવા શબ્દોના પડઘા પડી રહ્યા. " જય ભગવાન એકલિંગજીની " " જય **સીરસા**-નરેશની " " જય **આ**દલ-ઉદલની " એવા શબ્દો પણ એ કોલાહલમાં સ્પષ્ટ સંભળાતા હતા. એક ઘોડેસ્વાર એ વેળા ત્યાં દોડતો દોડતો આવી પહોંચ્યો અને ઘોડા ઉપરથી ઉતરી હાંફતો હાંફતો બોલ્યોઃ " મહારાજ, આપણું સૈન્ય નાસી જાય છે ! શત્રુઓની જીત થઇ ! "

**આ**દલ અને ઉદલ બન્નેના મુખ ઉપર આ સાંભળીને હાસ્ય છવાઇ રહ્યું.

" નાલાયક ! આવા સમાચાર મને કહે છે ? " એમ કહી ચુડામણિએ તેને લાત મારી.

"પણ એમાં હું શું કરૂં ? મને તો ઉપસેનાપતિજીએ આપને એ કહેવા મોકલ્યો છે કે, આપ જાતે પધારીને નાસતા સૈનિકોમાં શૂરાતન પ્રકટાવો ! " તે સૈનિકે જવાબ દીધો.

**ભી**માબાઈ છલંગ મારીને ઘોડાપર ચઢી અને બોલીઃ " ચાલ, મને માર્ગ બતાવ. નાસતા સૈનિકોને હું શૂરાતન ચઢાવીશ. "

" ધન્ય છે રણચંડી ! " ઉદલ બોલી ઉઠયો.

" દેવી ! દેવી ! તમે...તમે..." એમ સેનાપતિ બોલતોજ રહ્યો અને **ભી**માબાઇ ટેકરીની બહાર પડી. ખબર કહેવા આવનાર સૈનિક પણ તેની પાછળ બહાર આવ્યો અને તે બન્નેએ **જુ**નાગઢના સૈન્ય તરફ ઘોડા દોડાવ્યા.

---

## પારચ્છેદ ૨૭.

### રણચંડીની રણહાક.

રણચંડી રણે ચઢી છે. નાસતા નમાલાઓને તે કાંતો જીતવા અથવા તો રણમાં દેહ પાડવા કહેવા માટે અશ્વને પૂર વેગથી દોડાવી રહી છે. તેનો ઉત્સાહ જોઈ ઉપસેનાપતિનો સંદેશો લાવનાર ઘોડે-સ્વાર સૈનિક પણ ઉત્સાહી બનીને પોતાનો અશ્વ તેના જેવીજ ગતિથી દોડાવે છે.

જ્યાં ચુડામણિના લશ્કરની છાવણી હતી ત્યાં આવતાં સૈનિકે ભીમાબાઇને બતાવ્યું કે, શત્રુપક્ષે કેવું નખ્ખોદ વાળ્યું છે. તે પક્ષના હાથીઓ બેશક ગાંડાતૂર હતા. જે માટીની દિવાલો લશ્કરીઓએ ઓથ માટે બનાવી હતી તે હાથીઓએ તોડી નાંખી હતી. પથ્થરના કોટ ભાંગી નાખ્યા હતા અને તેમાંના પથ્થર સુંઢમાં ઘાલી વીંઝી વીંઝીને જુનાગઢના લશ્કરીઓ ઉપર ફેંકયા હતા. ખાઇઓમાં ભરા-ઇને તીર ફેંકતા સેનાનીઓનાં માથાં ઉપરથી ચાલીને હાથીઓએ તેમને ચગદવાનું શરૂ કરતાંજ બાકી રહેલાઓ જીવ બચાવવા નાઠા હતા અને એ નાસનારાઓની પૂંઠે વિવિધ શસ્ત્રાસ્ત્રો ફેંકતા મહો-બાના લશ્કરીઓ દોડયા હતા. પરિણામે જુનાગઢનું લશ્કર હિમ્મત હારી ગયું હતું.

"ધિક્કાર !" તિરસ્કારથી ભીમાબાઇ બોલીઃ "માત્ર પોતાના પામર જીવ બચાવવા માટેજ શું તેઓ પોતાના દેશ પર કલંક લાવવા તૈયાર થયા ? ચાલ, ટૂંકે રસ્તેથી મને આપણા લશ્કરને મોખરે લઈ જા. હું તેને પલકમાં પાછું વાળીશ."

ઘોડેસ્વાર સૈનિક પોતાનો ઘોડો આગળ દોડાવીને એક આડે રસ્તેથી ભીમાબાઇને જુનાગઢના લશ્કરને નાસવાના માર્ગે લઇ ગયો. ભીમાબાઇએ પોતાનો ઘોડો રસ્તા વચ્ચોવચ્ચ ઉભો રાખ્યો; અને હાથમા ખુલ્લી તલવાર ઝાલી રાખી. તે થોડીક પળો ઉભી હશે એટ-લામાં સૈન્ય નાસતું નાસતું આવતું દેખાયું. જેવા થોડાક સૈનિકો તેની નજદીક આવ્યા કે તે મોટા અવાજે બોલીઃ "સોરઠનાં કલંકી સંતાનો, કિયે મોઢે તમે તમારે ઘેર પાછા જવા માગો છો ? તમારી માતાઓ, તમારી બહેનો અને તમારી પત્નીઓ આગળ તમે તમારાં કિયાં કામની વડાઇ મારી શકશો ? 'શત્રુદળ પૂંઠે પડયું અને અમે

નાઠા !' એવું કહેતાં શું તમારી જીભ બંધ નહીં પડી જાય ? હીચકારાઓ, બાયલાઓ, નામર્દો અને પરાજિત થયેલાઓ તરીકે તમારાં નાનાં બાળકો તમને ઓળખશે અને જ્યારે એ શબ્દો તમારા મોંપર તમને કહેશે ત્યારે શરમથી નીચું જોઇ, ધરતીમાતા માર્ગ કેમ નથી આપતી, એવી લાગણી તમને નહીં થાય કે ? ધિઃક્કાર છે તમને કે, માત્ર તમારા પેટ તરફ તમે જોયું છે—માત્ર તમારા જીવ બચાવવા માટે તમે તમારી જનેતાઓને લજવી રહ્યા છો ? રણે ચઢેલા તમારા સોરઠના રજપૂતોએ કયારે અને કયાં પાછી પાની કરી છે, એ બતાવી શકશો ? તમારી પૂર્વે થઇ ગયેલાં સોરઠસંતાનોએ તો સુવર્ણાક્ષરે ઇતિહાસમાં પોતાના નામ અંકિત કર્યાં છે. રા' કવાટે દશ દશ વાર આબુના રાજાને હરાવી કેદ કર્યો હતો. ઉગાવાળાએ વીરમદેવના લશ્કરને બેટમાં કાપી નાંખ્યું હતું. બોડીધરના આહીર વીર દેવાયતે રા' નોઘણને બચાવવા પોતાનાજ દીકરાનો શિરચ્છેદ પોતાને હાથે કર્યો હતો અને ઢોર ચારનારા આહીરોમાં એવું શૂરાતન પ્રકટાવ્યું હતું કે, જુલ્મી થાણદારને અને તેના સંરક્ષકોને ઘાસની માફક તેઓએ વાઢી નાંખ્યા હતા. એજ રા' નોઘણે સિંધપર સ્વારી કરી પાપી હમીરના પંઝામાંથી જાસલને છોડાવી હતી. કોની મદદથી ? રજપૂત, આહીર, કોળી, કાઠી અને ખાંટ લોકોના લડવૈયાઓની મદદથી ! રા' ખેંગારે પોતાના બાપની ચાર પ્રતિજ્ઞાઓ પાળવા પાટણપર ચઢાઇ કરી ત્યાંનો દરવાજો તોડી જુનાગઢ મોકલ્યો હતો અને સિદ્ધરાજ જયસિંહ સાથેની આખરી લડાઇમાં એ કાંઇ તમારી માફક પાછીપાની કરીને નાઠો નહતો. દગાથી શત્રુઓ મહેલમાં દાખલ થયા છતાં બહાદૂરીથી રા' ખેંગારે યુદ્ધમાં ઝંપલાવ્યું હતું અને પ્રાણ પડયો ત્યાં સુધી તેણે લડયા કર્યું હતું. અને ઓ મરદ કહેવનારા સૈનિકો ! સતી રાણક જેવી એક અબળા કરતાંયે તમે નપાટ—નાલાયક ઠરશો ? એ વીરાંગનાની હિમ્મત, એની દ્રઢતા, એનાં દેખતાં બાળકો શત્રુએ મારી નાંખવા છતાં પણ શત્રુને તાબે નહીં થવાની એની વીરતા કેમ ભૂલી જાઓ છો ? તમારા દેશનો આ મગરૂરીભર્યો ઇતિહાસ તમને પાછા હઠવા અને નાસવા સખ્ત મનાઇ કરે છે. શું એ ઇતિહાસનાં પાનાં તમારે કાળાં કરવાં છે ? શું તમારે દુનિયાને મોઢે એમ કહેવરાવવું છે કે, અગાઉ કદી પણ સોરઠસંતાન નામર્દ નથી નીવડયાં; પણ તમેજ એકલા તેમની કીર્ત્તિપર પાણી ફેરવીને શત્રુથી ડરીને નાઠા છો ! ! નહી, મારા બહા-

દૂર વીરાઓ, કદી એમ ન કહેવરાવશો. તમારાં મોં અત્યારે જુનાગઢ તરફ નહીં–પણ મહોબા તરફજ હોવાં જોઇએ. પાછા વળો. તમારો હૈયામાં છેલ્લો શ્વાસ બાકી રહે ત્યાં સુધી શત્રુદળના પ્રત્યેક સૈનિકની સામે ઝુઓ. 'એક મરણીઓ સોને ભારે છે.' ડરો છો શું? નથી એ રાક્ષસો; નથી એ ભૂતપ્રેતો, કે નથી એ મંત્રતંત્રના બળ વાળા તાંત્રિકો. તમારા જેવાજ તે સાધારણ માણસો છે. તમારે ડરવાનું કારણ શું છે? તમારી પાસે આયુધો છે; તમારી પાસે સંખ્યાબળ છે. તમારા દિલમાં હિમ્મત છે; શૂરવીરતા છે. તો શી મજાલ છે એ સાધારણ માણસોની કે, તમને હરાવી જાય? हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्। એ ગીતાજીનું મહાવચન હૃદયમાં રાખો. જીતશો તો દેશની કીર્ત્તિ અવિચળ રાખશો અને મરશો તો સ્વર્ગ પામશો. બહાદૂરો, એકજ છેલ્લી વાત કરી લઉં. અત્યારે હું અહીં કેવી સ્થિતિમાં આવી છું? જાણો છો? મારો એકનો એક વહાલો પુત્ર વીરમણિ ગઈ કાલેજ મરણ પામ્યો છે! શું હું રોઇ રોઇને ખુણામાં આંસું સારતી બેસી રહી છું? નહીં. શું હું રણક્ષેત્રમાં જુનાગઢની કીર્ત્તિને ખાતર લઢવા આવેલા મારા પતિને એમ કહેવા આવી છું કે, "ઘેર પાછા ચાલો. આપણો એકનો એક પુત્ર મરી ગયો! દુનિયા રસાતળ ગઇ! આપણે હવે અશ્રૂ સારીએ!" નહીં. વજ્ર જેવું કઠણ હૃદય બનાવીને હું હસતે મોંયે આજ મારા પતિની ગતિને અનુસરવા આવી છું. મારા પુત્રના અવસાનના સમાચાર મારા પતિને મોંયે કહી રખેને કોઈ તેમને નાહિમ્મત કરે નહીં; રખેને તેમને કોઇ તેમની અંગત આફત સુણાવી કર્ત્તવ્યભ્રષ્ટ કરે નહીં, તે માટે હું અહીં આવી છું. મારો દેશ–મારી ભૂમિ–એ મારો પહેલો ખ્યાલ છે. એ ખ્યાલ આગળ મારો સ્વાર્થ–મારી અંગત આફત–હઝાર દરજ્જે તુચ્છ છે! જીવવું તો દેશ માટે અને મરવું તો યે દેશ માટે. બંધુઓ, કાયાના કટકા થાય તો ભલે; પણ દેશની ઇજ્જત એજ આપણા દિલનો મુખ્ય પ્રશ્ન હોવો જોઈએ. વીર પુત્રો! તમારા અંગત દેહની પરવા ન રાખશો. તમારાં સ્ત્રી–છોકરાંનો ખ્યાલ દિલમાં ન લાવશો. સૌ સૌનું નસિબ પોતાની સાથે લાવેલાં છે. તમે નહીં હો, તો તેમનું શું થશે, એવો નમાલો પ્રશ્ન આ વખતે કરીને તમે ઘેર પાછા જવા ન નાસશો. યાદ રાખજો કે, જે રણક્ષેત્રમાં શત્રુ સાથે લઢતાં મરે, તે 'નામર્દ' નથી. જેના દેહ પરથી શત્રુની સ્વારી કદાપિ ચાલી જાય

પણ જેણે ખોળીઆમાંનું છેલ્લામાં છેલ્લું લોહીનું ટીપું રહેતાં સુધી પણ હાથમાંથી તલવાર હેઠે મૂકી ન હોય તે 'નામર્દ' નથી. પણ 'નામર્દ' તે છે, જે ડરીને નાસે છે! 'નામર્દ' તે છે, જે ઘરખૂણે ભરાઇ જવા, સ્ત્રીની સોડમાં છુપાઇ જવા રણમાંથી ઘર તરફ જાય છે! શું તમે એવા નામર્દ છો? યાદ રાખજો કે, અહીંથી નાસીને તમે ઘરખૂણે ભરાવા જશો, તો તમારી જ પત્નીઓ તમને કહેશે કે, અમારી ચુડીઓ પહેરો અને તમારે બદલે અમને રણક્ષેત્રમાં જવા દો. તેઓ તમને ઘરમાં પેસવા નહીં દે અને તમારે બદલે કેસરીઆં કરીને અહીં આવશે. તમારા કરતાં પણ વધારે સુન્દર વીરતા તેઓ બતાવી શકે એની મને ખાત્રી છે. બંધુઓ, તમારો ભ્રમ દૂર કરો. ઘરસંસારના મોહનો નાશ કરો. ચાલો, સોરઠ ભૂમિના સપૂતો, ચાલો મારી સાથે રણક્ષેત્રમાં; કૂદી પડો મરણીઆ થઇને શત્રુ ઉપર; અને બોલાવો 'ગિરિવર ગીરનારકી જય' 'રા' ગજરાજની જય' 'કુળદેવી ગીરનારીની જય!'"

પ્રત્યેક શબ્દ—બાણથી હૃદયને સોંસરાં કોરી નાંખતી, રગે રગમાં શરાતનની પ્રબળ જ્યોત પ્રકટાવતી, પ્રત્યક્ષ રણચંડી સમી દીસતી આ શૂરી પ્રબળાનું સૈનિકો પ્રત્યેનું ઉપર્યુક્ત સંબોધન વ્યર્થ નીવડ્યું નહીં. જ્યાં તેણે છેલ્લો જયકાર ઉચ્ચારી, પોતાની અસિ આમતેમ વીંઝી, પોતાના ઘોડાને એજ સૈનિકોના જૂથ તરફ દોડાવ્યો કે તરતજ જુનાગઢના આખાએ સૈન્યમાંથી એ જયકારનો પ્રચંડ પ્રતિઘોષ પડી રહ્યો; એ નો એ પ્રતિઘોષ વધુ જયકાર—ધ્વનિથી વધતો રહ્યો; અને સૈનિકોની ગતિ શત્રુનો સામનો કરવા—પોતાનાં આયુધોનો ચમત્કાર પુનઃ શત્રુઓને કરાવવા—રણક્ષેત્ર તરફ વળી રહી!

પ્રોત્સાહન પર પ્રોત્સાહન આપતી રણચંડી આખા સૈન્યમાં અહીં તહીં ઘુમતી આગળ વધતી રહી. સૈનિકોને એ વખતે હૃદયમાં તેના પ્રત્યે અનહદ ભક્તિ ઉત્પન્ન થઇ. અમને 'નામર્દ' બનતા અટકાવવા કુળદેવી ગીરનારીજ રણચંડી બનીને અમો વચ્ચે રણહાક ગજવવા આવી છે, એમ તેઓના દિલમાં ઠસી ગયું અને એ શ્રદ્ધાને બળે તેઓમાં બમણો ઉત્સાહ પ્રકટી નીકળ્યો.



## પરિચ્છેદ ૨૮.

### વિધિનો માર!

"કહો, મારી જીત કબૂલ કરો છો કે નહીં?"

"ઉંહુ, એમ તે કાંઇ જીત કહ્યે જીત મળે? તમારૂં લશ્કર તો નાઠું છે; ફરી મેદાનમાં આવવાની ખો ભૂલી ગયું છે; અને તે છતાં જીત તમારી કહો છો, તો તમારા જેવા પાગલ કોણ?"

"પણ તમારા સૈન્યના તમે બે મુખીઓ–સેનાનાયકો–મારા હાથમાં સપડાયા છો એટલે જીત મારી. શરીરમાંથી નાક કાપ્યું તો ઇજ્જત ક્યાં રહી?"

"ખાંડ ખા, ભલા આદમી, ખાંડ! દગાથી એકાંતમાં લાવી અમ પર ૨૫–૩૦ આદમી મારફત તું હલ્લો કરાવે છે અને સામે મોંયે ઘા કરવાની તો હિમ્મત તારાથી કરી શકાતી નથી! શું એવા દગાને તું જીત કહે છે?"

"વિગ્રહમાં શત્રુને હંફાવવા માટે રચાતી સર્વ યુક્તિઓ પ્રમાણિક જ ગણાય છે. એ સંબંધમાં તમારી હઠ નકામી છે. ચાલો, જીત કબુલો; નહીં તો અહીં ઠાર થશો."

"એક વાર અમારા બંધ છોડ અને પછી આ દાટી દે જોઉં?"

"બંધ નહીં છુટે. આમ ને આમ તમારા પર તીરોનો વરસાદ વરસાવવામાં આવશે."

આ સંવાદ ચુડામણિ અને આદલ–ઉદલ વચ્ચે ચાલી રહ્યો છે. ચુડામણિને તેનું લશ્કર નાસી જવાની ખબર અપાઇ ત્યારે તેની પરવા ન કરતાં શત્રુ પક્ષના આ બે સેનાધીપોને કેદ કર્યા હોવાને લીધે 'જીત' પોતાની છે, એમ તે કહેતો હતો અને તેમની પાસે કબુલાવવા માગતો હતો. તેઓ એને 'જીત' કહેવા ના પાડતા હતા. જ્યારે ચુડામણિએ તેમને ઝાડ સાથે બાંધેલી હાલતમાં જ મારી નાંખવા દમ ભરાવ્યો ત્યારે ઉદલે મોટેથી અટ્ટહાસ્ય કરતાં કહ્યું: "તારી કુમકે ચઢનાર પેલી સાચી રજપૂતાણી જેટલીયે અક્કલ તારામાં નથી કે શું? જો તારી જીત તેણે માની હોત તો શું કરવા તે નાસનારાઓને પાછા વાળવા જાત? ભલા માણસ, તગડા જેવી કાયા જ વધારી, મોટા બરાડા પાડયે કાંઇ 'વીર' ગણાવાય નહીં!"

"મને મહેણાં મારે છે ?! મોતની અણી પર છે છતાં ફિસિયારી કરે છે ?" ચુડામણિએ ક્રોધથી પૂછ્યું.

"મોત તો અમે ગજવામાં રાખીને ફરીએ છીએ. એની બીક જો હોય તો બખ્તર પહેર્યા વિના આમ હઝારોની સામે પડીએ નહીં; સમજ્યો ?" આદલે જવાબ દીધો.

"ત્યારે તમને મોતની બીક નથી, એમજ ને ? જોઉં છું કે, તમે સાચું કહો છો કે જુઠું ?" પોતાના સૈનિકોને ઉદ્દેશીને સેનાપતિએ હુકમ આપ્યો: "સૈનિકો, ઉભા રહો આ બે જણની સામે અને તૈયાર કરો તમારાં તીરકાંમઠાં !"

પોતાને શ્રમ આપનાર આ બેને મારવા સૈનિકો તલસી રહ્યા હતા. ચુડામણિનો હુકમ થતાં તેઓ એક હરોળમાં આદલ-ઉદલની સામે ઉભા રહ્યા અને કામઠામાં તીર ભરાવીને સેનાપતિના છેલ્લા હુકમની રાહ જોવા લાગ્યા.

સેનાપતિ બોલ્યો: "એક, બે ને ત્રણ કહું એટલે તીર છોડજો." તે આમ તેમ ફરતો ફરતો અને મૂછોને તાવ દેતો બોલવા લાગ્યો: "એ...ક..." વળી થોડીવાર થોભીને બોલ્યો: "બે...એ..." આદલ અને ઉદલ તરફ તિરસ્કારભરી નજર કરતો તે પુનઃ થોડીવાર આમ તેમ ફર્યો અને એકદમ થોભી જઈને જ્યાં "ત્ર..." અક્ષર તેણે ઉચ્ચાર્યો કે, "સબૂર" એવો એક પ્રચંડ ધ્વનિ તેના કર્ણે અથડાયો.

સૌની નજર જે તરફથી એ શબ્દ આવ્યો હતો તે તરફ ગઇ સૌએ જોયું કે, જે ઉંચી ટેકરી ઉપર યુદ્ધ દરમ્યાન સેનાપતિ સ્થિત હતો, તેજ ટેકરી ઉપર ભગવાંવસ્ત્રધારી એક યોગીરાજ પોતાના બન્ને હાથ ઉંચા કરીને ઉભો છે ! તે યોગીરાજે વળી એજ પ્રચંડ ધ્વનિથી કહ્યું: "પ્રભુને ખાતર સબૂર ! ન્યાયદેવીને ખાતર સબૂર !"

તે ટેકરી પરથી નીચે ઉતરીને સેનાપતિ પાસે આવ્યો અને તેના મોં સામું તાકીને જોઇ રહ્યો. સેનાપતિએ તેને પૂછ્યું: "કોણ છો તમે ? શા માટે મારા કામમાં દખલ કરો છો ?"

"હું પ્રભુનો દૂત છું." યોગીએ મક્કમ સ્વરે ઉત્તર દીધો. "શું આ કોઇ કારાગાર છે કે, આ બેને ઝાડ સાથે બાંધીને આ બધાને તેમના પર તીર છોડવા હુકમ કરો છો ? ખુલ્લું મેદાન પડ્યું છે તો શા માટે બીજાઓની પેઠે છૂટથી લઢતા નથી ?"

" તમે સાધુ લોક આમાં કાંઇ સમજો નહીં. તમો લોકોનું અહીં કંઇ કામ નથી. રસ્તે પડો. ગુફામાં બેસી ધ્યાન કર્યા કરો." સેનાપતિએ યોગીને એમ કહી પોતાના સૈનિકો તરફ વળીને કહ્યું: " ચલાવ, એક...બે...ત્ર..."

" શું મારા સ્વરથી પણ તમે મને પિછાની શકતા નથી, ચુડામણિ !" યોગીએ ફરીથી તેની સામે જઇને પૂછયું.

પોતાનું નામ દઇ પોતાને ઉદ્દેશનાર આ વ્યક્તિ શું પોતાની પરિચિત છે ? એવો પ્રશ્ન ચુડામણિના મનમાં ઉઠયો. યોગીએ પોતાની ખોટી દાઢી અને જટા કાઢી નાંખ્યાં. પોતાનો ભગવો ઝભ્ભો પણ દૂર કર્યો અને એનું સ્વરૂપ ખુલ્લું થતાંજ સેનાપતિના સૈનિકોના હાથમાંથી તીરકામઠાં નીચે પડી ગયાં; સેનાપતિ આશ્ચર્યથી બોલી ઉઠયો: " શું રા'ગજરાજ ! આપ પોતેજ અહીં ? "

" હા. ચુડામણિ, હું જ તમારો રા' અહીં રણક્ષેત્રમાં યોગી વેષે આવ્યો છું. આવવાનું કારણ જૂદું છે; પણ પરિણામ આ બે બાંધેલાઓને છુટા કરવામાં આવવું જોઇએ."

તરતજ સૈનિકો ઝાડ પાસે દોડયા અને આદલ-ઉદલના બંધ છોડવા લાગ્યા.

" પણ મહારાજ ! મારા બેત આમ શા માટે ઉંધા વાળો છો ? એજ આદલ-ઉદલ છે. એ મારા કેદીઓ છે."

" સેનાપતિ ! કેદીઓને લગના તમારા સિદ્ધાંતોથી હું પૂરો વાકેફ છું. હવે મને એ ન સંભળાવશો. હજારોની સંખ્યાના લશ્કરને નાસતું મૂકી, તમે ફક્ત આ બે જણ ઉપર સિતમ ગુજારવા તત્પર થયા છો, એ કેવી શરમની વાત છે ? લડવા માટે લાંબુ પહોળું મેદાન પડયું છે, ને તમે ટેકરીને ઓથે છુપાઇ ફક્ત બે જણને બહુ જણ પાસે મરાવવા મહેનત કરોછો, એ તમારી બહાદૂરીને છાજે છે શું ? તમારા આ કાર્ય કરતાં તો તમારી વીરાંગના પત્ની અને મારી ધર્મભગિની ભીમાબાઇને ધન્યવાદ ઘટે છે કે, તમારા નાસતા લશ્કરને શૂરાતન ચઢાવીને તેણે રણમેદાનમાં પાછું આણ્યું છે અને તે જાતે હઝારોની સંખ્યાના શત્રુઓ સામે ઝુઝી રહી છે ! ચુડામણિ, તમારી પત્ની કેવા કરૂણ હૈયા સાથે અહીં લઢવા આવી છે અને સ્વાર્થની કેવી પરવા તેણે નથી રાખી, એ હું અને તે બેજ જાણીએ છીએ; અને તેથીજ તેની પાછળ હું યોગી વેષે આ તરફ નીકળી આવ્યો છું. જાઓ, એને લઢતી અટકાવો અને તમારા લશ્કરને સંભાળો. જો કોઇ

ચઢ્યો હોય તો આ ખાબોચીઆ જેટલી જગ્યામાં નહીં પણ વિશાળ રણમેદાનમાં શત્રુઓની અપરિમિત વીર–સેના ઉપર ખાલી કરો. ”

અપરાધી હૃદય સામો પ્રત્યુત્તર શો આપી શકે ? ચુડામણિ ઘોડેસ્વાર થયો અને મેદાનમાં ચાલી નીકળ્યો. આદલ–ઉદલના બંધ છોડી નાંખવામાં આવતાં, રા'ગજરાજે તેમને ઉદ્દેશીને કહ્યું: “વીર મલ્લરાજના વીર મામાઓ, તમારા તરફ મારા સેનાપતિએ ચલાવેલા ગેરવર્ત્તન માટે હું—”

“ ન્યાયી રા' ! એક પણ અક્ષર હવે આગળ બોલી અમને ન શરમાવશો. ” આદલે કહ્યું: “ એને ફાવ્યું તેવું વર્ત્તન એણે ચલાવ્યું નહોત તો તમારી ન્યાયબુદ્ધિ માટે માન ઉપજવાનો અમને અત્યારે જે પ્રસંગ મળ્યો, તે મળત ખરો કે ? એજ તગડાની ધણીઆણીની વીરતા જોવાનો પ્રસંગ અમને મળત ખરો કે ? એ તો નરસામાંથી જ સારૂં નીપજે છે ! ”

“ વારૂ; પણ હું અહીં મલ્લરાજને કેમ જોતો નથી ? ” રા'એ પૂછ્યું.

“ એણે યુદ્ધમાં ભાગ લીધો નથી. એ પોતાના કોઇ હરીફને શોધવા ગયો છે. ”

“ શું આ યુદ્ધ તમે એના વિના લઢ્યા છો ? તમે તો મને મુંઝવણમાં નાંખ્યો ! ” રા'એ કહ્યું.

“ કેમ ? શી મુંઝવણ ? ” ઉદલે પ્રશ્ન કર્યો.

“ ધારો કે, તમે એ જીત મેળવો; તો શું મારી શરત મુજબ મારી કન્યા હું તમને એને પરણાવું ? ”

“ અમે મલ્લરાજ તરફથીજ લઢ્યા છીએ ને ? આ યુદ્ધનો જશ એનેજ મળવાનો અને બક્ષિસ પણ એનીજ ! ”

રા'એ ડોકું ધુણાવ્યું અને કહ્યું: “ વીરપુરુષો, મારી માન્યતા એવી નથી. જીતનારે જાતે યુદ્ધમાં ભાગ લીધો હોય, તોજ એની ખરી જીત ! યુદ્ધમાં એની હાજરી ન હોય, એ તો એને માટે એક મોટું મહેણું ગણાય. ”

આદલ–ઉદલ ઘડીભર વિચાર કરવા લાગ્યા. એ બાદ આદલે કહ્યું: “ કશ ફીકર નહીં. જો મલ્લરાજની ગેરહાજરી મહેણા રૂપ હોય તો અમે ફરીથી બીજા યુદ્ધ માટે તૈયાર છીએ. બિલકુલ શંકા વિનાની જીત અમારે જોઇએ છે. સેનાપતિનો મુદ્દો તો ગેરવ્યાજબી હતો; પણ તમારો પોતાનો મુદ્દો વિચારવા જોગ છે. ”

' મારા સેનાપતિનો મુદ્દો શો હતો ? "

" તમારૂં લશ્કર નાનું હતું તોય અમને એને તે મારતો હતો તેમ મારી નાંખીને તેને જીત કહેવરાવી હતી ! જીતેલા લશ્કરના બે સેનાપતિ પકડાય એટલે લશ્કરની જીત નક્કામી એમ એ કહેતો હતો."

" બેશક. એનો એ મુદ્દો ગેરવ્યાજબી હતો અને વળી તેણે જો આ રીતે તમને મારી નાંખ્યા હોત તોપણ તેની જીત હું કહેત નહીં."

" એનું નામ તે સાચા મરદનાં વેણ ! અમારો મુદ્દો જેમ તમે સમજ્યા છો તેમ તમારો મુદ્દો પણ અમે સમજીએ છીએ. " ઉદલે કહ્યું: " મહારાજની હાજરીવાળું, મહારાજ પોતે લઢવામાં ભાગ લે એવું, બીજું યુદ્ધ તમે કહો ત્યાં લઢવા અમે તૈયાર છીએ. "

" આ યુદ્ધનું પરિણામ કાંઈજ નથી આવ્યું, એમ ગણવા અમે ખુશી છીએ. " આદલે અધવચ્ચ કહ્યું.

" મને એ કબૂલ છે. જાઓ, વીર પ્રતિસ્પર્ધીઓ, તમે તમારા સૈન્યને લઢતું બંધ પાડો અને હું મારી સેનાને લઢાઇ બંધ પાડવા ફરમાવું છું. એ પછી આ સ્થળેજ મળીને હવેનું યુદ્ધ કયાં લઢવું તે નક્કી કરીશું. "

" કબૂલ છે. " એમ બોલતા આદલ-ઉદલ ત્યાંથી નીકળી પડયા.

રા'એ સેનાપતિના જે સૈનિકો પોતાની આસપાસ હતા તેઓને પૂછ્યું: " કોઇની પાસે રણશિંગુ છે ? "

" હા, મહારાજ " એક સૈનિકે જવાબ દીધો અને તે પોતાના ઘોડા આગળ દોડી તેના સામાનમાંથી એક રણશિંગુ લઇ આવ્યો.

" ટેકરી પર ચઢી જોશથી રણસિંગુ બજાવ. લઢાઈ બંધ પાડવાનો મારો હુકમ સૈનિકોને સંભળાવ." રા'એ તે સૈનિકને ફરમાવ્યું.

એ સૈનિક ટેકરી પર ચઢયો ત્યાં સામા પક્ષની તુરાઈ સંભળાઈ. મહોબાનું લશ્કર લઢતું બંધ પડયું. ટેકરીપરના સૈનિકે એજ રીતે રણશિંગુ બજાવ્યું અને જુનાગઢના લસ્કરે તે સાંભળી હથીઆર ચલાવવાં બંધ પાડયાં.

યુદ્ધ થંભાવ્યા પછી સેનાપતિ તરતજ દોડતો દોડતો આવીને વાંધો ઉઠાવશે, એમ રા'નું માનવું હતું; પણ તે આવ્યો નહીં. કયાંક રોકાયો હશે અને હમણાં આવશે, એમ ધારી રા' ત્યાંજ થોભ્યો. મહોબાનું લશ્કર હજી થંભેલું છે, એમ રા'એ જોયું. એટલામાં આદલ અને ઉદલ આવ્યા. રા'એ તેમની સાથે મસલત કરી, હવેના યુદ્ધની શરતો નીચે પ્રમાણે મંજુર કરી.

હવેનું યુદ્ધ જુનાગઢના સિમાડામાં થશે. પરંતુ કિલ્લાનો આશ્રય લેવો નહીં. અક્ષરાજે યુદ્ધમાં ભાગ લેવો. બન્ને પક્ષ પોતપોતાનાં મિત્ર રાજ્યોને પોતાની સાથે સામેલ રાખી શકશે. રાત્રે કદી યુદ્ધ કરવું નહીં. કોઇ પક્ષે એ વેળા જાસુસી કામ કરાવવાં નહીં અથવા ઓચિંતા હુમલા કરવા નહીં. ખાસ થોડાક માણુસોને કે એકાદ-બેને દગાથી દૂર લઇ જઇને તેમના ઉપર બહુ માણુસો દ્વારા સિતમ ગુજારવો નહીં. લઢાઇ દરમ્યાન દ્વન્દ્વ-યુદ્ધ કરવું નહીં. અક્ષરાજે મોતીનાદનું હરણ કરેલું હોવાથી તેની પાસેથી તેને છોડાવવાનું કારણ પણ આ નવા યુદ્ધના એક કારણ તરીકે ગણાશે. મૂળ ઢંઢેરામાંની મોતીનાદને લગતી શરત પણ કાયમ રહેશે. યુદ્ધ આઠ દિવસ પછી શરૂ થશે.

આ મુદ્દાઓના લખાણ પર રા'એ તેમજ આદલ-ઉદલે સહીઓ કરી અને અક્ષરાજની સહી કરાવીને રા' ઉપર પાછળથી મોકલી આપવા તેના મામાઓએ કબૂલ કર્યું. નવી લઢાઇ શરૂ થાય તે પહેલાં મિત્રતા બતાવવા શિષ્ટાચાર પ્રમાણે પરસ્પર ભેટીને બન્ને પક્ષ છુટા પડયા.

આદલ-ઉદલ વદાય થયા તે છતાં "ચુડામણિ આવ્યો નહીં. રા'ને ચિન્તા થઈ કે આમ કેમ ? તેણે એક ઘોડેસ્વારને તપાસ કરવા મોકલ્યો. થોડીવારમાં તે ઘોડેસ્વાર ખબર લાવ્યો કે, "સૈન્યમાં ભારે ગમગીની ફેલાઇ રહી છે. ભીમાબાઈ રણમાં પડયાં છે ! અને સેનાપતિ પાગલ બની ગયા છે ! "

આ સાંભળી વજ્રઘાત થયો હોય તેમ રા' ચમકયો. અને "આખરે મારો ભય ખરો પડયો !" એમ બોલી જ્યાં ભીમાબાઈનું મોત થયું હતું ત્યાં તે સૈનિકની સાથે ગયો.

સૈનિકનું જૂથ જ્યાં હતું ત્યાં તે પહોંચ્યો; એટલામાં એક અમલદારે તે જૂથમાંથી બહાર આવી, રા'ને કહ્યું: "મહારાજ ! આપ હમણાં સેનાપતિજી પાસે ન જશો."

"કેમ ?" રા'એ પૂછયું.

"પોતે શું બોલે છે અને શું કરે છે, તેનું મુદ્દલે તેમને ભાન હોય એમ માની શકાતું નથી ! નર્યા પાગલ જેવાં લક્ષણો તેઓ બતાવે છે—"

"તેથીજ તેમની પાસે જઇને તેમને આશ્વાસન આપીને મારે શાન્ત બનાવવા જોઇએ." રા' એ કહ્યું.

" પણ એ તો કહે છે કે, મારી દૃષ્ટિએ જો હવે રા' કે જયમલ્લ કે રૂપાંદે પડશે તો બેવફાઇ માટે હું તમને શિક્ષા કરીશ–"

રા' હસ્યો અને બોલ્યોઃ " ઓહો ! એથી કાંઇ ડરી જવાય ? માણસ પર જ્યારે ઉપરા ઉપરી આઘાત થાય ત્યારે તેનું ભાન ઠેકાણે ન રહે. પણ તેને એવી હાલતમાં આપણે સમજાવટથી શાન્ત કરી શકીએ. હું ધારૂં છું કે, સેનાપતિને કાને તેમનાં અન્ય કુટુંબીઓ સંબંધી વાતો પહોંચી હશે. "

" હા. મહારાજ " અમલદારે કહ્યું: " ભીમાબાઇએ મરતાં મરતાં તેમના પુત્રના મરણ સંબંધી ઉદ્‌ગારો કાઢયા અને જયમલ્લ બાપુ સાથે રૂપાંદેનાં છુપાં લગ્નની વાત કહી, એ પછી સેનાપતિજી ગમે તેવા પ્રલાપો કરે છે. "

રા'એ કહ્યું: " હું તેની પાસે જતાં બીશ નહીં. પણ જો તમને ખબર હોય તો કહો કે, ભીમાબાઈનું મોત કેવી રીતે થયું ?"

અમલદારે કહેવા માંડયું:

" મહારાજ, અમારામાંના બસો જણે એમની આસપાસ રહી પોતાના પ્રાણ પાડયા છે અને મરતાં મરતાં પણ એમની રક્ષા કરી છે; પણ દુશ્મનના લશ્કરનો સંહાર તેઓ ખૂબ ઝનનથી કરતાં હોવાથી તેઓની ચોંટ એમના ઉપર રહી હતી. એટલે ચોગરદમથી એમના સંરક્ષકો ઉપર આક્રમણો થયાં હતાં. અમે શ્રીમતીને બહુ વીનવ્યાં કે, આપ યુદ્ધમાંથી ખસી જાવ. પણ એમણે એકજ વાક્ય કહ્યા કર્યું: " મુજ જેવી ગોઝારીને હવે રણક્ષેત્રની પથારી સિવાય બીજે ક્યાંયે આરામ નથી ! " પોતે એમ કહેતાં જાય અને અમને પ્રોત્સાહન આપતાં આપતાં શત્રુઓ પર પોતેજ ઘા કરતાં જાય ! અમારી ટુકડીઓએ વારાફરતી તેમની આસપાસ રહ્યા કર્યું. એ ટુકડીમાંનો એક ખપી જાય કે તરત બીજો તેની જગ્યા લેતો. એમની રક્ષાનો કોટ તોડવા દુશ્મનોએ ખૂબ માથાકૂટ કરી અને અમે ટક્કર ઝીલવા તત્પર રહ્યા. એવામાં યુદ્ધ–પ્રતિબંધનું રણશિંગુ વાગ્યું. શ્રીમતીએ " હા, નસિબ !" એમ કહી જમીન પર તે વખતે પડતું નાંખ્યું. એટલામાં સેનાપતિજી ત્યાં આવ્યા અને વિહ્‌વલ બની જઇ, તેમનું માથું પોતાના ખોળામાં લઇ " બોલ, દેવી, એકવાર બોલ ! તું અહીં શા માટે આવી ? ઘેર પુત્ર માંદો છે. પેલી બદમાશ છોકરીની સંભાળ લેવાની છે અને એ કામ પડતાં મૂકીને તેં યુદ્ધમાં શા માટે ઝંપલાવ્યું ? આખરે તું મરી; પણ મને બેવફા થઇને મરી ? "

તે આવા આવા કંઇને કંઇ પ્રશ્નો કરતા હતા, તેવામાં **ભીમા**બાઇએ આંખો ઉઘાડી અને જોશબંધ ઉછાળો મારી, બેઠાં થઇને બોલવા લાગ્યાં: "આવું છું, પુત્ર **વીર**મણિ ! હું તારી પાછળજ સ્વર્ગમાં આવું છું ! મને દેવોના દુદુંભિના નાદ સંભળાય છે. તેઓ પુષ્પ–વૃષ્ટિ કરે છે તે હું જાણું છું. તેઓ કેમ આનંદ ન પામે ? મેં મારી ફરજ બજાવી હઝારો દુશ્મનોનો મારે હાથે સંહાર કર્યો તે પછી તેઓ મને હર્ષથી વધાવેજ ! પણ હા ! તારા પિતાએ આ હર્ષમાં કલંક લગાડયું ! યુદ્ધમાં અનીતિ કરી અને **રૂ**પાંદેને બિચારીને સતાવી. પ્રભુ તેમને માફ કરો. **રૂ**પાંદેએ તો તેમને માફ કર્યુ છે; કારણ હવે તેનાં ગાંધર્વ–લગ્ન **જયમલ્લ** સાથે મેં કરાવી આપ્યાં છે તેથી તે નવેનિધિ અને અષ્ટમાસિદ્ધિ પામી...પ્રભૂ...પ્રભૂ સૌનું કલ્યાણ..." બસ એટલું બોલી તેઓ ધમ્બ દઇને સેનાપતિના ખોળામાં પડી ગયાં. થોડીકવાર તેમનો શ્વાસોશ્વાસ જોશબંધ ચાલ્યો અને પછી કેવળ શાન્તિ ! તેઓ મરણ પામ્યાં !

સેનાપતિજીએ તે પછી રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું. તેઓ એકદમ ગુસ્સે થઇને **ભીમા**બાઇનું શબ પોતાના ખોળામાંથી નીચે નાંખીને બોલવા લાગ્યા: "બેવફાઇ ! ભત્રીજાના બેવફાઇ ! અને પત્નીનીયે બેવફાઈ! હા ! હું તારો ટોટો પીસીશ—" એમ કહી, તેઓ શબને અડકવા ગયા એટલે અમે તેમને પકડી લીધા.

તેમણે કહેવા માંડયું: "મને શા માટે પકડો છો ? શું **રા'**એ મને પકડવાનો હુકમ આપ્યો છે ? **રા'**એ પણ બેવફાઈ બતાવી ?" ભયંકર અટ્ટહાસ્ય કરીને તેઓ બોલ્યા: "હા: હા: **રા'** બેવફા થાય એમાં શી નવાઈ ? એના પુત્રને મેં દેશવટો દેવરાવ્યોને ! પણ એણે તેનો સખ્ત બદલો મારાપર લીધો ! મારા વહાલા પુત્રનો પ્રાણ એણે લીધો અને હવે જ્યારે હું નિ:સંતાન થઈ બેઠો ત્યારે તે મને પકડે જ ને ? પણ સૈનિકો, તમે મને વફાદાર રહો. જાઓ, **રા'**ને પકડી લાવો. હું એને બતાવીશ કે, મારા જેવાને બેવફા થવાનું ફળ શું મળે છે ?" અમે કોઇએ તેમને દાદ ન દીધી; એટલે તેઓ અમારા ઉપર ઉખળ્યા અને કહેવા લાગ્યા: "તમે પણ બેવફા થયા ? બસ. થઈ ચૂકયું ! જગત્ આખું બેવફા છે ! માણસ જાત બેવફા છે ! દરેક બેવફા સખ્શને હવે છૂંદી છૂંદી મારી નાંખવાની જરૂર છે." બસ; આવીજ લવારી તેઓ કર્યા કરે છે. સૈનિકોના હાથમાંથી છૂટવા ફાંફાં મારે છે ! પણ સૈનિકો તેમને નથી છોડતા.

કારણુ જો તેમને છોડે તો જરૂર તેઓ ન કરવાનું કરી બેસે; આથીજ આપ નામદારને હું ત્યાં નહીં આવવા વિનતિ કરૂં છું."

રા'નું વદન આ સાંભળીને ઘણુંજ શોકાતુર બની ગયું. એ હાલતમાં થોડોક વખત વિચાર કરી તેણે ગંભીર સ્વરે કહ્યું: "ખરેખર, આ બનાવ મારા ધારવા કરતાં વિપરીત બન્યા છે. ભીમાબાઇ ન લઢે અને સુરક્ષિત રહે, એટલા માટે હું અહીં રણક્ષેત્રમાં આવ્યો પણ તે મારે ખાતર લઢીને મરણુ પામી! સેનાપતિના પોતાના હિત માટે મારે તેની સામે થવું પડેલું. તેને બદલે તે ઉંધુંજ ધારીને આવી લવારી કરે છે! ગમે તેમ પણ તેને મારે શાન્ત કરવો જોઇએ. ચાલો, ડરવાની જરૂર નથી. હું જરૂર એનું સાન્ત્વન કરી શકીશ. જો તે દરમ્યાન તે નહીં માને તો મારા દેહની રક્ષા તમે સૌ સૈનિકો કરજો." એમ કહી રા' ભીમાબાઇના શબ પાસે આવ્યો. સૈનિકો દૂર ખસી ગયા.

ભીમાબાઇના શરીરપરનું વસ્ત્ર લોહીથી તરબોળ થઇ ગયું હતું. તેના શરીરે ખૂબ ઘા પડયા હતા. જે સૈનિકો ત્યાં આગળ ઉભા હતા તેમાંના ઘણાકનાં વસ્ત્ર પણ લોહીથી તરબોળ હતાં. ચુડામણિને રા'એ ભીમાબાઇના શબ પાસે પ્રલાપો કરતો સાંભળ્યો. તમામ લશ્કરીઓને ખેદ અને નિરાશાની લાગણીથી ચૂપચાપ ઉભા રહેલા તેણે જોયા. જેઓએ સેનાપતિને પકડયો હતો, તેઓને તેણે ઇશારત કરી એટલે સેનાપતિને તેમણે છોડી દીધો. તે રા'ની નજદીક આવ્યો. ઘડીભર તેના તરફ તાકીને જોતો તે બોલવા લાગ્યો: "રા'! મારા દિગ્વિજયનો મને આ બદલો આપ્યો કે? જ્યારે હું જીતપર હતો ત્યારે યુદ્ધ અટકાવવાનો હુકમ કરી મારા દિલની તમામ ઉમેદ ઉંધી વાળી? મને હતભાગી શા માટે બનાવ્યો—"

રા'એ અધવચ કહ્યું: "શાન્ત થાઓ, હિમ્મત રાખો, સ્વસ્થ બનો, સેનાપતિજી! આવી બાલીશતા તમને ન શોભે."

"હું સેનાપતિ?! છટ્! મને ભૂલેચૂકે સેનાપતિ ન કહેશો." સેનાપતિએ કહ્યું: મારી ઇચ્છાઓની વચ્ચે આવીને મને સેનાપતિ તરીકે કોઇ હક્ક, રા'! તેં ભોગવવા દીધા નથી. કિયા ક્રમનસિબ ચોઘડીમાઆં તેં મને દુશ્મનોનો વધ કરવા દીધો નથી કે જેને પરિણામે મારે આ આફત જોવી પડી છે!"

"વીર પુરુષ !" રા'એ કહ્યું: "તમારી ભૂલ થાય છે. જગતમાં માણસનું ધાર્યું થતું નથી. વિધિનું ધાર્યું થાય છે. તેથી દોષ કોઈ માણસને દેવો ન જોઇએ—"

સેનાપતિ રા' આગળથી જરાક દૂર હટયો અને વિચિત્ર નજરે તેના તરફ જોતો જોતો અટ્ટહાસ્ય કરતો કહેવા લાગ્યો: "વિધિ ! હા, એ એક અજબ શક્તિ છે ખરી !" વળી મોટા સ્વરે તે બોલ્યો: "વિધિ ! શું એણે મારા પર આફતો નાંખી ? બરાબર, રા' ! તું સાચું કહે છે. વિધિએ મને બેસિતમ માર માર્યો છે. મારી આ દશાનું કારણ વિધિજ છે. કયાં છે એ વિધિ ? લાવો, પકડી લાવો એને મારી સમક્ષ ! પણ સબૂર ! વિધિએ તો મને ચેતવણી આપી હતી. રણે ચઢતા પહેલાં મને ઘણા અમંગળ અપશુકન થયા હતા; પણ મેં તેની દરકાર ન કરી તો મારે મારા પુત્રના મોતના સમાચાર સાંભળવા પડયા અને મારી સ્ત્રી પણ મારા દેખતાંજ મરણ પામી—"

રા' એ કહ્યું: "વિધિના કાનુનો હંમેશાં ખુલ્લા હોય છે. સત્કૃત્ય કરનારને તે સારાં ફળ આપે છે અને દુષ્કૃત્ય કરનારને તે ડામે છે. સાંભળો.

અભાગી પાસ મ્હા સરવર, ન ટીપું પાણીનું પીધું !
સૂઝેલું કર્મ ટૂંકું તે, રહ્યું આખર સુધી ટૂંકું !
ન આંકી લક્ષ્મીની કીંમત, પધારી જેહ આંગણમાં !
કર્યાં એ કર્મ તેનાં ફળ, અવશ્યે પામવાં માઠાં !

દીધું ના હોય ભવ પૂર્વે, ટકાવી વાસના બૂરી
સતાવ્યા કૈંક સત્તામાં, છૂરી રંકો ગળે મૂકી !
સુખો નિજ વાંચ્છના કેરાં કહીંથી આ ભવે પામે !
બચાવી ના શકે કોઇ રૂઠે દો' પર વિધિ જ્યારે !

"શું ? મને આ કહો છો ?" સેનાપતિએ પૂછયું: "શું મને કોઇ બચાવી શકે તેમ નથી ? છટ છટ. હું પોતે મને બચાવનાર મોઝુદ છું. મારૂં ધાર્યું હું જરૂર કરી શકું. ક્યારે ? એકવાર મારી સામે થનારાઓ મારી સમક્ષ આવીને પ્રત્યક્ષ ઉભા રહે ત્યારે ! કયાં છે એ જયમલ્લ ? કયાં છે એ મલ્લરાજ ? અને કયાં છે એ રા' ? આવો, મારી સામે આવો. હું તમને સૌને બતાવીશ કે, વિધિએ ભલે મને માર માર્યો પણ હું પાછો

હતું એવો નથી" ઘડીભર તે રા' તરફ જોઇ બોલ્યો: 'કોણ ? રા' !' ખૂબ મોટેથી તેણે ગર્જના કરી " રા' ! તું આવ્યો છે ! મારી સમક્ષ તું આવ્યો છે ! બસ. મારા પર આફતો લાવનાર તુંજ છે ! હું તારો પ્રાણ–"

એમ બોલી, આડું અવળું જોઇ, એક સૈનિકના હાથમાંથી ઝડપથી તલવાર ઝુંટવી લઇ તે રા' તરફ ધસ્યો; પણ તે જ્યાં તેને ઘા કરવા જાય છે ત્યાં તો સૈનિકોએ પાછળથી આવીને તેને ઝાલી લીધો અને રા' આગળથી તેને ખસેડીને દૂર ઉભો રાખ્યો. સૈનિકો તે પછી રા' ની આસપાસ સંરક્ષણનો કોટ કરીને ઉભા રહ્યા. તેઓએ દરેકે પોતાની તલવારો મ્યાનમાંથી બહાર કાઢીને સેનાપતિ સામે આડી ધરી રાખી. સેનાપતિએ માણસોનો કોટ તોડવા અને રા' પાસે જવા યત્નો કરવા માંડયા. સૈનિકોએ આડી ધરી રાખેલી તલવારો ઉપર તે પોતાની તલવારથી ઘા કરવા લાગ્યો. પણ મજબૂત હાથોમાં પકડાયલી અનેક તલવારો આગળ તેનું એકલાનું શું વળે ?

રા'નું સંરક્ષણ કરતા ગોળ કુંડાળામાં ઉભેલા સૈનિકોની આસપાસ સેનાપતિ ક્રોધથી ફરી વળ્યો પણ એકકે સૈનિક ડગ્યો નહીં. એ જોઇ તિરસ્કારથી સેનાપતિ હસ્યો અને બોલ્યો:

"તમે પણ મારાથી બદલાઇ બેઠા ? બરાબર, હવે સમજાયું. નસિબ પણ બદલાઇ બેઠું એટલે તમે યે બદલાઇ જાઓ, એમાં નવાઇ શી ? નાદાનો ! આજથી તમને બધાને હું નોકરી પરથી રજા આપું છું. તમને દરેકને હું હૃદયથી ધિક્કારૂં છું. યાદ રાખજો. કાંઇ પણ વિનતિ કરવા હવે આવશો તો હું માનવાનો નથી. બસ, જાઓ, તમે બધા બેવફા છો ! દુનિયા આખી બેવફા છે ! માનવી માત્ર વિશ્વાસ રાખવા લાયક નથી !"

આમ બોલી તેણે પોતાની તલવાર દૂર ફેંકી દીધી અને હાથની મુક્કીઓ બતાવતો, દાંતીઆં કરતો, ફલંગો ભરતો અને "બસ જાઓ, દૂર થાઓ, ધિઃક્કાર છે આખી બેવફા માનવ જાતને !" એમ લવતો લવતો તે ત્યાંથી જતો રહ્યો. સૈનિકો રા' ની આસપાસથી ખસીને દૂર ઉભા રહ્યા.

સેનાપતિ આમ પાગલપણાથી જતો રહ્યો તેને લીધે ઘડીભર આખું સૈન્ય હેરત બની ગયું. એ સ્થળે હઝારો સૈનિકો ઉભા રહેલા હતા તોપણ એવી નિરાશા અને ગમગીનીભરી ચૂપકીદી પ્રસરી રહી

હતી કે જાણે ત્યાં કોઇજ હાજર નથી. એ ચૂપકીદીમાં દૂરથી ચુડામણિના પાગલ પ્રલાપોજ માત્ર સંભળાઇને ભંગાણ પાડતા હતા. એ પ્રલાપો ધીરે ધીરે બંધ પડયા ત્યારે રા’એ ગંભીર સ્વરે કહેવા માંડયું: “મારા બહાદૂર સૈનિકો! આજ બે ભારે દિલગીરી ભરેલા બનાવો બની ગયા છે. આઘાતપરંપરાઓને પરિણામે તમારા માનવંત સેનાપતિના મગજ પર કાબૂ ન રહ્યો અને તેઓ કમનસિબે દિવાના બનીને ચાલ્યા ગયા છે! એથી જેમ મને દુઃખ થયું છે, તેમ તમને સૌને થાય એ સ્વાભાવિક છે. પરંતુ એમાં હવે આપણો કશો ઉપાય ચાલી શકે તેમ નથી. બેશક, એ વિધિનો માર હતો અને વિધિ આગળ આપણે સૌ લાચાર છીએ. ઘડીભર શોકસંતાપ થાય તે કરી રહીએ: પણ તે પછી આપણાં કર્ત્તવ્ય તરફ આપણે દૃષ્ટિપાત કરવો જોઇએ. બહાદૂરો, તમારૂં અત્યારનું કર્ત્તવ્ય શું છે? જે વીરાંગનાનું શબ અત્યારે તમારી સમિપ પડયું છે તેના તરફનું તમારૂં ઋણ તમારે અદા કરવાનું છે. તેણે તમારે ખાતર, મારે ખાતર, દેશને ખાતર પોતાનો દેહ પાડયો છે. તમારા નિરૂત્સાહી હૃદયમાં ઉત્સાહ પ્રદીપ્ત કરીને, મરણપર્યન્ત યુદ્ધ ખેલીને, એક વીરપુરૂષને પણ ટક્કર મારે એવી રીતે તેણે પોતાની ફરજ બજાવી પોતાનું નામ અમર કર્યું છે. આજ આ વીરાંગના માટે તમારાં હૃદયમાં ગૌરવભર્યું માન ઉત્પન્ન થવું જોઇએ. બંધુઓ, એ વીરાંગના તરફનું તમારૂં માન દર્શાવો. એના પવિત્ર શબને તમારાં હથીઆર નમાવી નમન કરો.”

તરતજ સર્વ સૈનિકોએ પોતાની તલવારો મ્યાનમાંથી બહાર કાઢી. ઉપસેનાપતિએ આગળ આવી તેઓને સર્વેને બબ્બેની ટુકડીમાં હારદોર ગોઠવાઇ જવા ફરમાવ્યું. સૈનિકોની વચમાં ભીમાબાઇનું શબ પડયું હતું. ઉપસેનાપતિએ બીજો હુકમ કરતાંજ સર્વ સૈનિકોનાં હથીઆર નીચે નમ્યાં.

રા’ એ તે બાદ કહ્યું: “ સદ્દગત ભીમાબાઇની હિમ્મત કેટલી બધી અપૂર્વ હતી તે સંબંધમાં હું જે જાણું છું તે તમારે સૌએ યાદ રાખવા જેવું અને મનન કરવા જેવું છે. તમે સૌએ જ્યારે શહેરમાંથી કૂચ કરી ત્યારે હું યોગી વેષે શહેરમાં ફરતો હતો. મહારાજ અને મારી પુત્રીના પ્રયાણમાં સદ્દગત ભીમાબાઇની સંમતિ અને મદદ હોવાની જાણ મને થવાથી હું યોગી વેશે તેમને ત્યાં એ સંબંધમાં હકીકત જાણવા માટે ગયો ત્યારે મેં તેમને ત્યાં રૂદન અને કકળાણ થઇ રહેલું જોયું. પૂછપરછ કરતાં રાજવૈદ્દ મારફત મેં જાણ્યું કે,

લશ્કરે શહેર બહાર પગ મૂકયો તેજ વખતે સેનાપતિના પુત્ર વીરમણિનું અવસાન થયું ! ભીમાબાઇનો વિલાપ હૃદયવિદારક હતો. પણ મારો યોગી વેષ હોવાથી મેં તેમની પાસે જઇ ગીતાજીના કેટલાક શ્લોકો કહી તેમને આશ્વાસન આપ્યું. કલ્પાંત નહીં કરવાના એક કારણ તરીકે મેં સેનાપતિના વિજય–પ્રયાણનું કારણ દર્શાવ્યું અને પોતે એક ક્ષત્રીયવીર તરીકે કેવી હિમ્મતથી રણક્ષેત્રમાં ગયા છે, તે જણાવ્યું. પૂર્વકાળના ક્ષાત્ર વીરો અને વીરાંગનાઓનાં દષ્ટાંત આપી મેં તેમને હિમ્મત રાખવા અને વિલાપ નહીં કરવા વિનવ્યાં. હું લંબાણથી તેમને એ બધું કહી રહ્યો હતો. તેમણે તે બહુ જ શાન્તિથી સાંભળ્યું અને તે પછી હાથ જોડી ગીતાજીનો નીચેનો શ્લોક વિનમ્ર વાણીમાં તે બોલ્યાં.

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥

એ શ્લોક બોલી તેમણે મને કહ્યું: "યોગીરાજ ! મારાં કર્તવ્યનું ભાન હવે મને થયું છે. આ જીવનમાં હવે મને મોહ નથી. મને કશી આળપંપાળ હવે રહી નથી. મારો પુત્ર હતો તે તો પરવારી ચાલ્યો ! મારી પુત્રી રૂપ મારી ભત્રીજી રૂપાંદેનાં મેં મારે હાથેજ આ રાજ્યના પાટવી જયમલ્લ સાથે ગાંધર્વ–લગ્ન કરાવી તેને સારે ઠેકાણે પાડી દીધી છે. મારા પતિ પોતાનું કર્ત્તવ્ય બજાવવા રણક્ષેત્રમાં ગયા છે; તો જ્યાં તે ત્યાંજ હું જઇશ. રણક્ષેત્રમાં પતિની સાથે રહી શત્રુ સામે લઢવું એજ હવે મારૂં કર્ત્તવ્ય રહેશે. અહીં એકલી ઘરમાં પડી રહી, શોક અને પરિતાપનાં આંસુ નિગાળ્યા કરૂં તેના કરતાં મારા દેશને ખાતર, મારા રાજાને ખાતર, હું લઢું એજ બહેતર છે. યોગીરાજ ! મારૂં કર્ત્તવ્ય આપે મને સુઝાડી મારાપર પરમ ઉપકાર કર્યો છે. હવે મારા હૃદયમાં શોક નથી. રણક્ષેત્રમાં જવાનો ઉલ્લાસ અને કર્ત્તવ્ય કરવાનો ઉજાસ મારામાં પ્રદીપ્ત થયો છે."

તરતજ એ પછી એમણે એક અશ્વ મંગાવ્યો અને રાજવૈદને વીરમણિનો અંતિમ અગ્નિ–સંસ્કાર યોગ્ય રીતે કરવા કહી, ઢાલ અને તલવાર સહિત અશ્વે ચઢી, આ તરફ પ્રયાણ કરવા માંડયું. મેં તેમને ના પાડી; પણ તેમણે નજ માન્યું. હું તેમના પ્રયાણ પછી રાજવૈદ સમક્ષ ખુલ્લો થયો; વીરમણિના અગ્નિ–સંસ્કાર–ક્રિયા મારી દેખરેખ નીચે કરાવી; અને તે પછી તરતજ પુનઃ યોગી વેષ લઇ હું

ભીમાબાઈની પાછળ આવ્યો. મારો ઇરાદો એવો હતો કે, તેમને સમજાવીને પાછાં વાળીશ. પણ તેમ બની શક્યું નહીં. હું મોડો પડયો અને તમે સૌ જુઓ છો તેમ, આખરે તેમનું અવસાન થયું! ક્ષત્રિય સંતાનો! કેવું તેમનું આ અંતિમ અદ્‌ભુત કૃત્ય હતું એ તમારા હૃદયમાં કોતરી રાખજો અને કદી પણ તમારા દેશને ખાતર તમારા સ્વાર્થને કે તમારી આફતને લક્ષમાં લેશો નહીં."

રા'નું સંભાષણ પૂરું થતાં ઉપસેનાપતિએ કહ્યું કેઃ "મહારાજ, જુનાગઢનો એકકે એક સૈનિક સદ્‌ગત શ્રીમતીના હૃદયનો પ્રકાશ પામી ચૂકેલો છે. અમે જે વેળા નાહિમ્મત થઇને નાસતા હતા, તે વખતે જે વીરતાભર્યું સંબોધન તેમણે અમને કર્યું હતું, તે કદીપણ અમે વિસરી શકીએ તેમ નથી. હજી પણ તેનો એકકે એક બોલ અમારા કાનમાં રણકાર કરી રહે છે. અમને, અમારા રાજા—આપ શ્રીમાન પ્રત્યે અને અમારા દેશ પ્રત્યે—કરવાનાં કર્ત્તવ્યનું સંપૂર્ણ ભાન અને અદ્‌ભુત ઉત્સાહ એ શબ્દોમાંથી મળ્યાં છે. અમે જીવીશું ત્યાં સુધી એ શબ્દો અને તે બોલનાર પવિત્ર દેવીની મૂર્ત્તિ અમારાં સૌનાં અંતઃકરણમાં અમારી જન્મદાતા માતાની પેઠે અંકિત રહેશે." સૈનિકો તરફ વળીને ઉપ સેનાપતિએ કહ્યુંઃ "બોલો બહાદૂરો, દેવી ભીમાબાઇની જય" "રા' ગજરાજની જય."

આખા સૈન્યે એ જયકારનો પડઘો ગગનભેદી સ્વરે પાડયો. વાતાવરણમાં આ પ્રમાણે ઉત્સાહ પ્રદર્શિત કરી રા' એ કહ્યું: "હવે આપણે આ જ શત્રુ સાથે આઠ દિવસ પછી જુનાગઢની સીમમાં ફરીથી લઢવાનું છે. મને ખાત્રી છે કે, તે યુદ્ધમાં તમે સૌ તમારા દેશને ખાતર ઝૂઝશો અને શત્રુ પર વિજય મેળવશો."

"જરૂર, જરૂર." એવા સ્વરો અનેક સૈનિકોના મુખમાંથી નીકળી રહ્યા.

બાદ ભીમાબાઇનો અગ્નિ—સંસ્કાર તેજ સ્થળે કરાવી, તેનાં અસ્થિને અને તેના સ્વર્ગસ્થ આત્માને અંતિમ લશ્કરી માન આપી. રા'નું સૈન્ય જુનાગઢ તરફ વદાય થયું.

## પારચ્છેદ ૨૯.

### રજનું ગજ !

મોતીશાનો સસરો હેમચંદ ઘી, ખાંડ, ગોળ અને બીજી પરચુર્ણ ખાદ્ય વસ્તુઓનો વેપારી છે. જુનાગઢમાં તેની શાખ એક પ્રમાણિક અને ડાહ્યા વેપારી તરીકે છે. દુકાનનો આ વેપાર રીતસર કરવા ઉપરાંત જથ્થાબંધ વેપાર પણ તે દેશદેશાવરમાં કરે છે અને તેથી તેની વખાર જુનાગઢમાં એક મોટામાં મોટી વખાર ગણાય છે. મહાજનમાં તેની પ્રતિષ્ઠા તેના શાન્ત અને મિલનસાર સ્વભાવને લીધે સારી છે. ઘણીવાર તેથી તેની સલાહ માટે જુદા જુદા વેપારીઓ અને ધંધાદારીઓ આતુર રહે છે.

કલાવતીને સેનાપતિને ત્યાંથી મુક્તિ મળી તેના આનંદમાં ઉજાણી કરવા તેના મિત્રો કહેતા હોવાથી તેણે રાજનું લશ્કર લઢવા ઉપડ્યું તેને બીજે દિવસે ઉજાણી કરાવી છે: અને તેની ધમાલમાં તે રોકાયલો છે. તેથી તે દુકાને આવેલો નથી પણ તેના ગુમાસ્તાઓ બેઠેલા છે. બપોરનો સમય થવા આવ્યો છે. તે વખતે તેની દુકાને એક દશ વર્ષનો છોકરો આવ્યો અને એક ત્રાંબીઆની રેવડી માગવા લાગ્યો. એક ગુમાસ્તાએ એ રેવડી આપી અને ત્રાંબીઓ હાથમાં લીધો; પણ તે તદ્દન ઘસાયલો અને ન ચાલી શકે એવો હતો એટલે તેણે તે છોકરાને પાછો આપી કહ્યું: " આ ખોટો છે. બીજો લાવ."

" બીજો તો નથી ! " છોકરાએ જવાબ દીધો.

" તો રેવડી પાછી આપ. "

" નહીં......ઇ......આ......પુ......" એમ બોલી છોકરાએ એક હાથની મુઠ્ઠી વાળી, અંગુઠો ઉંચો કરીને ગુમાસ્તા તરફ હલાવ્યો અને નાસવા માંડ્યું. ગુમાસ્તાને ગુસ્સો ઉપજ્યો તેથી દુકાન ઉપરથી ઉતરીને છોકરાની પાછળ તે દોડ્યો. જરાક દૂર જતાં તેણે તેને પકડી પાડ્યો અને એક ધોલ મારીને રેવડી તેના હાથમાંથી ઝુંટવવા માંડી. પણ છોકરૂં જીદે ચઢ્યું. મુઠ્ઠી કેમે કરીને ઉઘાડે નહીં અને ઉલ્ટું ગુમાસ્તાને ગાળો દે !

તમાશાને તેડું ન હોય. જનસ્વભાવ એવો છે કે, રસ્તામાં સહેજ ધાંધળ થાય એટલે કૌતુક જોવા ખાતર એક નહીં પણ

એકવીશ એકઠા થઈ જાય. ગુમાસ્તો તે છોકરાની મુઠ્ઠી છોડાવવા જેમ જેમ કોશિષ કરે તેમ તેમ છોકરૂં તો ધમપછાડા કરતું જાય અને તે આપે નહીં. રડતું જાય; ગાળો દેતું જાય; પગ પછાડતું જાય; શરીર અમળાવી નાંખે અને ગુમાસ્તાને બેઘડી જબરો ત્રાસ આપે! લોકને તે જોવાની ગમ્મત પડી. એક ટોળું જોત જોતામાં જામી ગયું, કોઇ આ બેને છુટા ન કરે. પણ ઉલ્ટા ઠઠ્ઠો કરવા લાગે. એકે ટીકા કરી: "છોકરૂં બહુ જીદ્દી છે!" બીજો કહે: 'આ દુકાનદાર પણ કયાં તેવો નથી?' ત્રીજો કહે: 'ભાઈ, એ તો વેર લેવાય છે વેર!' પહેલો કહે: 'એમ કેમ? વેર શેનું?' ત્રીજે જવાબ દીધો: "નથી જાણતા? આ છોકરો પેલા દુર્મુખશાનો છે અને આ ગુમાસ્તો હેમચંદભાઇનો છે!" એક ચોથાએ કહ્યું: "બરાબર. ત્યારે તો શું બને છે, તે જોયા કરો!"

એવામાં છોકરૂં ધમપછાડાને લીધે ગુમાસ્તાના હાથમાંથી છટકયું અને પાછું નાઠું; પણ જતાં જતાં બોલ્યું: "યાદ રાખજે, મારા બાપાને કહીને તારી ખબર લેવરાવીશ" ગુમાસ્તાનો મિજાજ એથી હાથમાં ન રહ્યો. તે તેની પાછળ દોડયો. આગળ છોકરો, ને પાછળ ગુમાસ્તો અને તેની પાછળ લોકોનું ટોળું—એમ રસ્તા વચ્ચે દોડધામ મચી રહી. દોડતાં દોડતાં આ ધાડું શહેરના દરવાજા તરફ ગયું પણ ત્યાં સુધીમાં છોકરૂં ગુમાસ્તાને હાથ આવ્યું નહીં. જો તેને ન પકડી પાડે તો હવે લોક તેનો ફજેતો કર્યા વિના રહે નહીં અને 'એક છોકરાથી દમ ખાઇ ગયો!' એવી પોતાની હાંસી કરે, એમ ધારીને ગુમાસ્તાએ નિશ્ચયજ કર્યો કે, 'તે પાતાળમાં જાય તોયે તેને પકડીને હવે તો ખૂબ માર માર્યા વિના ન રહું.' એટલામાં કર્મસંજોગે દુર્મુખશા અને કોટવાળ ત્યાંથી પસાર થયા. તેઓની નજર લોકના ટોળા તરફ ગઈ. ચિકિત્સાથી 'શું છે?' એ તપાસવા તેઓ ટોળામા ઘુસ્યા. ત્યાં તો દુર્મુખશાએ જોયું કે—પોતાના છોકરાને હેમચંદનો ગુમાસ્તો મારે છે અને લોકો તેથી હર્ષથી કીકીઆરીઓ પાડે છે!

હવે દુર્મુખશાને ગુસ્સો ચઢયો. કોટવાળ મારફત ગુમાસ્તાને પકડાવીને તે દેવડી ઉપર લઇ ગયો. એને હેમચંદ ઉપર વેર લેવાનો ઠીક લાગ મળ્યો. સેનાપતિને પ્રસન્ન કરવાની એક યુક્તિ તેને સુઝી. તેણે નક્કી કર્યું કે, 'જે રૂપામહોરો સેનાપતિએ મારી પાસેથી માગી હતી, તે હેમચંદ પાસેથી કઢાવવી. એ આપે તોજ તેના

ગુમાસ્તાને છુટો કરવો ' તરતજ તેણે આ વાત કોટવાળને કરી અને ગુમાસ્તાને દેવડીના ભોંયરામાં પૂરીને તેઓ બન્ને હેમચંદ કને ગયા.

તેને ત્યાં ઉજાણીનો આનંદ થઈ રહ્યો હતો. દુર્મુખશાએ હેમચંદને રૂવાબભેર કહ્યું: "તમારા ગુમાસ્તાને સેનાપતિ યુદ્ધમાં પકડી ગયા છે. જો તેને છોડાવવો હોય તો સવા લાખ રૂપામહોરો આપો. આ કોટવાળ તે લેવા આવ્યા છે."

આ સવા લાખમાંથી એક લાખ સેનાપતિને આપવા અને બાકીની આ બન્ને જણે વહેંચી લેવા પેત રચ્યો હતો.

હેમચંદ દુર્મુખશાને બરાબર ઓળખી ગયો હતો. તે સ્વાર્થી અને પ્રપંચી છે, એ તેનાથી હવે અજાણ્યું નહતું. તેણે તેથી તેની સાથે બહુ સાવધ રીતે વાત કરી અને વિનયપૂર્વક જણાવી દીધું કે: "એવડી મોટી રકમ તો મારાથી આપવી બની શકશે નહીં."

"તો તમારો માણુસ મરી જશે." દુર્મુખશાએ કહ્યું.

"એમ તે કાંઇ બનતું હશે, ખરૂં ? રા' ગજરાજના ન્યાયી રાજમાં નિર્દોષોનાં મોત ન થાય." હેમચંદે રા' નો ભય આડકત્રી રીતે તેને બતાવ્યો.

"રા' એ લશ્કરની બાબતમાં સેનાપતિને કુલ્લ મુખત્યારી આપેલી છે. સેનાપતિજી ચાહે તેને મારી નાંખે અને ચાહે તેને જીવતદાન દઇ શકે, સમજ્યા ?"

"તો ભલે; માણુસ મરવાનો હશે તો મરશે. પણુ નાણાં તો આપવાં બની શકે તેમ નથી."

"તમે એમ ધારતા હશો કે, આમ કહ્યાથી તમે છટકી શકશો; તો તમારી ભૂલ થાય છે. તમારી દુકાન જ્યાં સુધી તમે નાણાં નહીં ભરો ત્યાં સુધી તમારાથી ઉઘાડી શકાશે નહીં; તમારી વખાર પણુ તમે ઉઘાડી શકશો નહીં. તમારાથી કોઇ જાતનો વેપાર પણુ થઇ શકશે નહીં."

દુર્મુખશાનું આ કહેવું સાંભળી હેમચંદ અને તેને ત્યાં આવેલા પરોણાઓ ગુંચવાયા. તેમણે દુર્મુખશાને વિનતિ કરીને આવી સખ્તાઇનો હુકમ સેનાપતિ પાસેથી રદ્દ કરાવવા કહ્યું. પણુ તે 'એક નો બે' થયો નહીં. "એક બાજુ નાણાં અને બીજી બાજુ માણુસનો છૂટકારો એ સિવાય બીજું કાંઇજ હું સમજું નહીં" એમ તે કહેવા લાગ્યો અને પોતાની મૂછો ઉપર હાથ નાંખી ખુંખાર ઉપર ખુંખાર કરતો રહ્યો.

એક વણિકે તે ઉપરથી દુર્મુખશાને પૂછ્યું: "તમે કઇ સત્તા પર ઝુઝો છો, શ્રીમાન ?"

"નગરશેઠ તરીકેની સત્તા પર !" દુર્મુખશાએ જવાબ વાળ્યો. "જુઓ, સેનાપતિએ ખુદ પોતાના હાથના લિખિત હુકમથી મને અહીંનો નગરશેઠ બનાવ્યો છે." તેણે એમ કહી પોતાના ખિસ્સામાંથી હુકમ કાઢીને બતાવ્યો.

વણિકજનો વિચારમાં પડયા. તેઓ માંહોમાંહે મસલત કરવા લાગ્યા. એકે રા' પાસે જવા સૂચના કરી. દુર્મુખશા 'રા'' શબ્દ સાંભળી ગયો અને બોલ્યો: "તમે એમ માનતા હશો કે, રા' પાસે જઈ ફરીઆદ કરીશું તો બચી જઇશું; પણ રા' તો રણક્ષેત્રમાં ઉપડી ગયા છે ! એટલે તમારી દાદ ફરીઆદની આશા બધી હવામાં અદ્ધર લટકી રહેશે, સમજ્યા ?"

જ્યારે આ વસ્તુસ્થિતિ હેમચંદે જોઈ ત્યારે તેણે નક્કી માની લીધું કે, દુર્મુખશાએ મોકો જોઇને પોતાનું વેર વાળવા માટેજ આ ધાંધળ ઉભું કર્યું છે. તેણે તેને લગીરે મચક નહીં આપવા પોતાના મનમાં નિશ્ચય કર્યો અને બહારથી શાન્તિપૂર્વક જવાબ દીધો: "શેઠજી, તમારી જેમ ઇચ્છા હોય તેમ મારી દુકાન અને વખાર સંબંધી પગલાં લ્યો. મારાથી નાણું તો બિલકુલ આપી શકાય તેમ નથી."

"વારૂ; હું જોઇ લઇશ. યાદ રાખજો કે, ના કહેવા માટે તમારે પસ્તાવું પડશે. તમે એવા હાડમાર થશો કે, પછી મને પગે પડવા આવવું પડશે. એ વખતે હું તમારૂં કશું સાંભળીશ નહીં." દુર્મુખશાએ ચેતવણી આપી.

"જે થવાનું હશે તે માથે ચઢાવીશ. પછી છે કાંઇ ?" હેમચંદે છેવટનો જવાબ દઈ દીધો.

કોટવાળ અને દુર્મુખશા ત્યાંથી ચાલ્યા ગયા. થોડોક વખત વીત્યો એટલે હેમચંદની દુકાનેથી અને વખારેથી ગુમાસ્તાઓ આવી પહોંચ્યા. તેમણે ખબર આપી કે, "કોટવાળે દુકાન અને વખાર બંધ કરાવી છે અને ત્યાં આગળ સિપાઇઓનો પહેરો મૂકયો છે." તેઓએ દુર્મુખશાના છોકરાને અને ગુમાસ્તાને થયેલી રેવડીઓને લગતી તકરારની અને ધાંધળની વાત હેમચંદને કહી અને ખબર આપી કે, ગુમાસ્તાને કોટવાળ દેવડી ઉપર લઈ ગયો છે.

"ત્યારે લશ્કરમાં તેને લઇ જવાયાની વાત તો ઢોંગ તરીકે જ હતી ને ?" હેમચંદે પૂછ્યું.

"હા. એ સાવ જુદી વાત છે." એક ગુમાસ્તાએ જવાબ દીધો.

હવે હેમચંદે દુર્મુખશાને બરોબર હાથ બતાવવા વિચાર કર્યો. તેણે શહેરના તમામ ધંધાનાં જુદાં જુદાં મહાજનને અમુક વાડીમાં રાત્રે આઠ વાગે મળવા નિમંત્રણ આપ્યું. શહેરનાં સંપીલા મહાજનો શું કરી શકે છે, એનો સજ્જડ ખ્યાલ દુર્મુખશાને આપવા માટેજ તેણે આ નિમંત્રણ મોકલ્યાં. સાંજ પડતાં સુધીમાં તેણે ઉજાણીનું જમણ પતવી દીધું અને લોકોના આવવા પહેલાં જ તે વાડીએ જઇ પહોંચ્યો. સૌને બેસવા માટે જાજમો પથરાવીને તેમજ દીવાબત્તીની અને બીજી ત્રીજી પ્રકીર્ણ સગવડો તેણે સપાટામાં કરાવી દીધી. ધીમે ધીમે મહાજનના લોકો આવવા લાગ્યા. જ્યારે તમામ જણ આવી ગયા એવી ખાત્રી તેણે કરી લીધી ત્યારે તેણે તેઓને એકત્ર કરવાનું કારણ જણાવ્યું.

મોતીશા ઉપરની આફત, કલાવતીને પહોંચાડવામાં આવેલો ત્રાસ, રા' તરફથી જયમલ્લ મારફત તેનો થયેલો છૂટકારો, એમાં દુર્મુખશાએ ભજવેલો ભાગ વગેરે સંબંધી હકીકત કહી, રેવતીને લગતી તકરારનું તેણે વર્ણન કર્યું અને એ બાદ દુર્મુખશાએ કરેલી સવા લાખ રૂપામહોરોની માગણીની વાત જણાવી પ્રશ્ન કર્યો: "આવા હલકી શાખવાળા માણસને શું આ શહેરના નગરશેઠ તરીકે આપણે સ્વીકારવો જોઇએ ?"

"નહીં, નહીં." એકત્ર થએલાઓમાંથી પોકાર પડી રહ્યો.

"આજ એક સાધારણ તકરાર બદલ તે સવા લાખ રૂપામહોરો માગે છે; તો કાલે ઉઠીને તે આવી રીતે ચાહે તે માગશે અને પછી ત્રાસ ફેલાવશે ! શું એવો નગરશેઠ તમને પસંદ છે ?"

"નહી. નહીં." ફરીથી બૂમો પડી રહી.

હેમચંદ તેથી ઉત્તેજન મેળવી કહ્યું: "નગરશેઠ કોણ થઇ શકે ? જેને ગામનાં મહાજનો પોતાની મેળે પસંદ કરીને પોતાનું ઉપરી પદ આપે તે; જેનો વટ બજારોમાં પડતો હોય; જેને ત્યાં લાખોનો વેપાર હોય; જેનામાં અનેક સુન્દર ગુણો હોય; અને જે પ્રજાની વહુ બેટીઓને પોતાની પુત્રીઓ તરીકે ગણીને વર્તે; તેમની આબરૂ પર હાથ નાંખવાના કોઇપણ યત્નમાં સામે થાય તે. આવી લાયકાત આ બે બદામના દુર્મુખશામાં છે ?"

જવાબ મળ્યોઃ " ના. ના. એ નગરશેઠ થવા લાયક નથી. "

" ત્યારે ભાઇઓ, " હેમચંદે હવે પોતાની બુદ્ધિ કસીને તારવી કાઢેલો એક ઉપાય રજૂ કર્યોઃ " હવે તમારે આપણો સૌનો એક સંપ મક્કમતાથી અને બહુજ ચાલાકીથી બતાવવાનો વખત આવ્યો છે. હું એનો એક માર્ગ મારી સાધારણ બુદ્ધિ પ્રમાણે જણાવું છું. આપણે દુર્મુખશાનો મૂંગો તિરસ્કાર કરવો. "

" કેવી રીતે ? " એક જણે સવાલ કર્યો.

" નાત, જાત, ધંધો, સગાંસંબંધી, મિત્રો સર્વ તરફથી તેનો વહેવાર બંધ કરી દેવો. દાખલા તરીકે, અમારી વણિક જ્ઞાતિએ સૌથી પહેલાં તેને નાત બહાર મૂકવો. તે હાલમાં કાંઇ વેપાર કરતો નથી; પણ અગાઉ કાપડનો વેપાર કરતો હતો. કાપડના મહાજને તેને મહાજન બહાર મૂકવો. એનું અનુકરણ કરી કાપડના મહાજન સાથે સહાનુભૂતિ બતાવવા બીજા બધા ધંધાનાં મહાજનોએ તેનો બહિષ્કાર કરવો. કોઇ જાતની લેવડદેવડ કોઇએ તેની સાથે રાખવી નહીં અને તે એટલે સુધી કે, મોહ જેવી સાધારણ ચીજ સુદ્ધાંત તે લેવા જાય તો કોઇએ ન આપવી. મહાજનોએ આ બાબતમાં એટલી કડક સખ્તાઇ રાખવી કે, જે કોઇ દુકાનદાર તેને કાંઇ ચીજ આપ્યાનું માલુમ પડે કે, તેનો દંડ કરવો. સગાંસંબંધીની વહેવારબંધીમાં તેના વહેવાઇઓ સૌથી પહેલાં અગ્રેસર થઇ શકશે. તેના છોકરા સાથે જેની કન્યાનું વેવિશાળ થયેલું છે, તેણે તે ફોક કરવું. તેને આઠ વર્ષની એક કન્યા પણ છે અને તેનુંયે સગપણ થયેલું છે. એના જમાઇના પિતાએ પણ તે સગપણ તોડી નાંખવું. આ પ્રમાણે તેની સાથે વહેવારબંધી કરવામાં આવે તે ઉપરાંત નગરશેઠ તરીકે તે આ શહેરને માન્ય નથી, એમ આપણે જાહેર કરવું. બસ. એકસંપથી આપણે આ મુજબ કરીશું તો એની મેળે તે પાંશરો દોર થઇ જશે. "

હેમચંદની સૂચના ઘણાખરાને પસંદ પડી. કેટલાકે વધુ સખ્ત પગલાં તરીકે બે ત્રણ બીજી સૂચનાઓ કરી, જેમાં આખા શહેરે એક દિવસે હડતાલ પાડવાની અને દુર્મુખશા ઉપરાંત કોટવાળ સામે વહેવારબંધી કરવાની સૂચનાઓ પણ હતી.

હેમચંદ તે બન્ને સૂચનાઓની સામે થયો. હડતાલ પાડવાથી ગરીબ માણસોને ઘણી હેરાનગતિ પડે. પુષ્કળ ચીજો હરરોજની હરરોજ લેવા જનારાઓને તે દિવસે મળે નહીં, તો તેઓ મહાજનોને

ગાળ દે. આ કારણે હડતાલની જરૂર નથી. કોટવાળને રા’ આવશે ત્યારે અરજ ગુજારીને આપણે શિક્ષા કરાવીશું; એટલે તેની સામે પણ કાંઇ પગલાં લેવાની જરૂર નથી. સૌને તેની આ સલાહ વ્યાજબી લાગી. બાદ દરેક મહાજને દુર્મુખશા સાથેની વહેવારબંધી મંજુર કરી તમામ ધંધાદારીઓ જેમાં ધોબી હજામ વગેરે પણ હતા તેઓએ દુર્મુખશા સામે બહિષ્કાર પોકાર્યો. એ મુજબનું લખત થયું અને દરેકે ઠરાવ્યું કે, જે કોઈ મહાજનના હુકમ વિના તેની સાથે વહેવાર રાખશે તે ૫૦ રૂપામહોરોના દંડને પાત્ર થશે.

એ કાર્ય પત્યા પછી હેમચંદે એક ખરડો ઘડી કાઢીને શહેરની તમામ ધંધાદાર વસ્તી તરફથી દુર્મુખશાને નગરશેઠ તરીકે નહીં સ્વીકારવાનું જાહેર કર્યું. આ જાહેરનામાની નકલો કરાવી રાતોરાત શહેરના તમામ ભાગોમાં ચોઢવા દીધું.

એ ઉપરથી એક જણે પ્રશ્ન કર્યો: "ત્યારે આપણા નગરશેઠ કોણ?"

બીજાએ જવાબ દીધો: "હેમચંદભાઇ."

હેમચંદે કહ્યું "ના મોતીશા. પણ તે હાલમાં અહીં નથી તો તેને બદલે કામચલાઉ રહેવા હું ખુશી છું."

રાતના લગભગ ૧૧ વાગ્યાને શુમારે વાડીમાંથી આ લોકોનાં ટોળાં વીખરાયાં. સૌને આ રાત દરમ્યાન પોતપોતાના લત્તામાં દુર્મુખશા સાથેની વહેવારબંધીની જાણ કરવા અને એ માટે જેટલાની સહીઓ થાય તેટલાની સહીઓ જુદા જુદા કાગળોમાં કરાવવાનું કામ સોંપવામાં આવ્યું.

---

## પરિચ્છેદ ૩૦.

---

### મૂળ વિનાનો ફણગો !

રા’નું લશ્કર ચુડામણિના વડપણ નીચે મહોબાની સીમમાં લઢતું હતું તે દિવસે ઢાંક રાજ્યની સરહદમાં એક ઘોડેસ્વાર પૂરવાટ ઘોડો દોડાવતો દાખલ થયો. એ ઘોડેસ્વાર રાજ્યના પાટનગરના દરવાજામાં પ્રવેશ કરતો હતો ત્યાં તો એક બીજો ઘોડેસ્વાર તેમાં દાખલ થયો. બન્નેની નજર એક થઈ. બન્નેએ એક બીજાને ઓળખ્યા. એકે સવાલ કર્યો: "ઓહોહો ! કોણ મલ્લરાજ બાપુ ?!"

"અને તમે મોતીશા શેઠ? અહીં ક્યાંથી?!"

"ફરતો ફરતો આ બાજુ આવી ચઢ્યો!"

"કાંઈ પણ પ્રયોજન વિના?"

"હં. હં. પ્રયોજન?! પ્રયોજન તો જે તમારૂં તે મારૂં! આપણે જુદા હતા નહીં, તો પછી શા માટે જુદા થઇએ?"

"એમ સંદિગ્ધ ના બોલો. ખરૂં કહો."

"તમે દમદાટી દઇને મારૂં પ્રયોજન જાણવા માગો છો?

"ઠીક! તમે મને દમદાટી દેનાર તરીકે ઓળખો છો કે?–"

"નહીં. તમને હું મારા સંરક્ષક તરીકે–મારા ઉપકારક તરીકે ઓળખું છું. આવો, એકાન્તમાં આપણે વાતચીત કરીએ."

"જુનાગઢમાં એક વાર કરી હતી તેમજ ને?"

બન્ને જણ આ પ્રશ્ન પછી હસ્યા અને બન્ને જણ ઘોડા ઉપરથી ઉતરીને દરવાજાની અંદરની નજદીકની એક એકાન્ત ગલીમાં જઈ એક ઓટલા ઉપર બેઠા.

આ બન્ને જણ આ કથાના પરિચિત મલ્લરાજ અને મોતીશા હતા. ઓટલા પર બેસતાંજ મોતીશાએ પૂછ્યું: "વીર યુવક! દિલ ખોલીને વાત કરીશું કે પેટમાં આંટીઘુંટી રાખીને?"

મલ્લરાજે સ્મિત કર્યું અને કહ્યું: "આંટીઘુંટી અમારી પાસે હોયજ નહીં. સીદ્ધીસટ્ટ વાત કરવાની જ અમારી ટેવ હોય. લ્યો, હું જ તમને તે કહી દઉં. મારૂં અહીં આવવાનું પ્રયોજન રાજમલ્લ સાથે વાતચીત કરવાનું છે. તમે મને 'મલ્લરાજ' તરીકે સંબોધ્યો એટલે અત્યાર સુધીની મારી હીલચાલથી પૂરતા વાકેફ હો, એમ લાગે છે. મારા ઉપર જાસુસી કામ માટે તમે આવ્યા હો કે નહીં, તે હું જાણુતો નથી; પણ મારી પદ્ધતિ અહીં તદ્દન ખુલ્લી રહેવાની છે. તમારાં રાજકુમારીનું મેં હરણ કર્યું છે, એ તમે જાણતા હશો."

મોતીશાએ સંમતિસૂચક આંખો મિંચીને ખોલી. મલ્લરાજે આગળ કહેવા માંડ્યું: "રાજકુમારી મને છેક છેવટ સુધી 'રાજમલ્લ' તરીકે ધારીને મારી સાથે આવી હતી. જુનાગઢના દરવાજા આગળથી મેં ખુલ્લી રીતે શંકાનો સ્ફોટ કર્યો અને ત્યાંથી તેને લઈને હું અમરપુરમાં ગયો."

"આપે ત્યાં ચંદ બારોટ સહિત મસલત ચલાવી અને રાજકુમારીના મનનું સમાધાન કર્યું" મોતીશાએ અધવચ્ચ કહ્યું.

"હા. સમાધાન કર્યું પણ કેવી રીતે?"

"એ આપે કહેવાનું બાકી છે."

"મેં સમાધાન એક ક્ષત્રિયને ઉચિત રીતે કર્યું." મહારાજે કહ્યું: "રાજકુમારીના વિવાહિત વરની શોધનું કામ મેં માથે લીધું."

"મારૂં પણ તેજ કામ છે અને માનું છું કે, ક્ષત્રિયોચિત રીત તમે કહો છો એટલે તમારૂં અને મારૂં પ્રયોજન એકજ છે."

"તમારૂં પ્રયોજન હું નથી જાણતો. મારૂં તો એ છે કે, હું તેને યુદ્ધનો પડકાર કરીશ–"

"મારૂં પણ તેજ પ્રયોજન છે. તમારી સાથે તેમને યુદ્ધ કરવા હું નિમંત્રણ આપવા આવ્યો છું."

"એમ? યૂવરાજ જયમલ્લે તમને મોકલ્યા હોવા જોઇએ. ભલે; ભલે; હું તે માટે તૈયાર છું. તલવારની જીતથી મારા પ્રેમનો માર્ગ હું નિષ્કંટક અને નિર્ભય બનાવીશ."

"નારજન! એમાં તમે ધારો છો, એવી સફળતા નહીં મળે તો?"

"એ શંકા મારે કરવાની હોયજ નહીં. એ યુદ્ધ જ એવું થશે, જેમાં અમોમાંથી એક જણ આ જગતમાં હયાત નહીં રહે. પહેલાં મારા મનમાં કેવળ તમારા સેનાપતિનો દિગ્વિજયનો મદ તોડવાનો ઉદ્દેશ હતો. હવે પ્રેમ–પાત્ર પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ છે. ફના થઉં તો એને ખાતર અને જીતું તોય એને ખાતર! એના દિલમાં ય એ શંકા ન રહેવા દેવી જોઇએ કે, પ્રપંચથી મેં પ્રેમ જીત્યો; અથવા હું તેને લાયક ન હોવા છતાં મેં તેના પ્રેમની ઇચ્છા કરી; અથવા જોર જુલ્મ અને 'અપ્રમાણિકપણું મેં તેને મેળવવા માટે વાપર્યાં. રાજમલ્લ સામેના યુદ્ધમાં એક અથવા એકસો, એક હજાર અથવા એક લાખ જણ હશે તેઓ સામે હું ઝુઝીશ, એની ખાત્રી રાખજો."

આ બન્નેને હવે વખત ગુમાવવો ન હતો. તેઓ બન્ને ઘોડા ઉપર ચઢયા અને મહારાજાના મહેલ આગળ આવ્યા. બન્નેએ પોતાનો પરિચય આપી રાજ્યકર્ત્તાને મળવા ઇચ્છા દર્શાવી. પહેરેગીર રાજમહેલમાં જઇ આવી તેઓને અંદર લઇ ગયો.

એક વિશાળ અને ભવ્ય દિવાનખાનામાં એમ મહામૂલ્ય બિરામાસન ઉપર વૃદ્ધ અર્જુનસિંહ બેઠો હતો. તેની નજદીક તેનો દિવાન એક બીજા વિરામાસન ઉપર બેઠો હતો; અને એક બે હજુરીઆ ત્યાં ઉભા હતા. આ બન્નેને અર્જુનસિંહે યોગ્ય આવકાર આપી પોતાની સામે બેસાડયા અને આવવાનું કારણ પૂછ્યું.

"રાજેન્દ્ર" મોતીશાએ કહ્યું: "જો કે અમે બન્ને જુદી જુદી દિશામાંથી આવ્યા છીએ અને અચાનક જ અમારો ભેટો અહીં થયો છે, તોપણ અમારા આગમનનું પ્રયોજન એકજ છે. આપને ખબર હશે કે, જુનાગઢના રા'એ પોતાના સેનાપતિને દિગ્વિજય માટે મોકલ્યો છે."

"ના. અમને એ ખબર નથી: પણ તમે ત્યાંના નગરશેઠ છો, તો તમારૂં કહેલું સત્ય હોવું જોઇએ, એમ માની લઉં છું."

"ઢંઢેરો પીટનારાઓ અન્ય રાજ્યોમાં ફરતા ફરતા આ તરફ આવનાર હોવાથી આપને વહેલી જાણ નથી થઇ; પણ હકીકત સત્ય છે."

"વારૂ. એ દિગ્વિજયમાં મારા સૈન્યની મદદ મેળવવા તમે આવ્યા છો ?"

"ના. મહારાજ" મોતીશા બોલ્યા: "એ દિગ્વિજય સંબંધમાં એક શરત રા'એ એવી મૂકી છે કે, જે જીતે તેને રા'ની રાજકુમારી મોતીનાદ પરણાવવામાં આવશે." આમ કહી તે અર્જુનસિંહજીના મુખ ઉપરના ભાવ જોવા થોભ્યો. પણ તેણે તો કોઇ જાતની લાગણી એ સંબંધમાં બતાવી નહીં. જે શાન્ત મુખમુદ્રાથી અર્જુનસિંહ વાત કરતો હતો, તેજ મુખમુદ્રા હજીયે મોતીશાના જોવામાં આવી. "આમ કેમ ?" તેને સ્વગત પ્રશ્ન ઉપજ્યો; પણ ધીરે ધીરે વાતચીત ઉપરથી એ સમજાશે, એમ નક્કી કરીને તેણે કહ્યું: "મહારાજ. આપના તરફથી એ શરત સામે વાંધો ઉઠાવવાની જરૂર છે—"

"શા માટે ?" અર્જુનસિંહે પૂછ્યું.

"પાડે પાડા લઢે તેમાં ઝાડનો ખો, એ કહેવત પ્રમાણે અમારે નાહક શા સારૂ વચ્ચે આવવું જોઇએ ?" તેના દિવાને ટેકો આપતો પ્રશ્ન કર્યો.

"કારણ કે, આપના રાજકુમાર રાજમલ્લ સાથે મોતીનાદનો વિવાહ થયો છે."

"રાજમલ્લ મારો રાજકુમાર ?! શી વાત કરો છો ? રાજમલ્લ નામ મારા કોઇ પુત્રનું નથી ! વળી મારે એકકે કુંવારો પુત્ર નથી અને જે છે તે તો પરણેલો છે !"

"શું કહો છો ?!" મોતીશા અને મલ્લરાજ બન્નેએ એક સાથે આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"બેશક; મહારાજાશ્રી સાચુંજ કહે છે. તમને કોઇકે ખોટી ખબર આપી છે." દિવાને મોતીશાને કહ્યું.

મલ્લરાજે આ ઉપરથી રા'ને અને પોતાને થયેલી વાતચીતનો તેમજ ઢાંક રાજ્યની મુલાકાત લીધી હોવાની જે વાત એક હજુરી-આએ મલ્લરાજને કહી હતી, તેનો સારાંશ કહી બતાવ્યો અને પ્રશ્ન કર્યો: "શું ૧૫ વર્ષ ઉપર આ વેવિશાળ થયું નહતું?"

અર્જુનસિંહે હવે હસવા માંડયું. મોતીશા અને મલ્લરાજ વિસ્મિત વદને એક બીજા તરફ જોઇ રહ્યા. અર્જુનસિંહ કેમ હસે છે, એ તેઓના ખ્યાલમાં આવ્યું નહીં.

"મિત્રો," અર્જુનસિંહ હસતો બંધ પડીને બોલ્યો: "રા'એ તમારી ગંભીર મશ્કરી કરી છે. પંદર વર્ષ ઉપર અમારો મેળાપ થયો હતો એ વાત ખરી છે. રા' મારો મિત્ર છે અને તેના તરફ મને માન છે. એના જેવો મહારાજ્યનો પ્રતાપી રાજા મારો વહેવાઇ થાય, એ મારૂં અહોભાગ્ય! પણ મારા પુત્રનો પુત્ર ચાર-પાંચ વર્ષનોજ છે અને રા'ને બીજી કોઇ પુત્રી પણ નથી; એટલે એ સુદિન છે ક્યાં? તમે અશક્ય વાત કરી એથીજ મને હસવું આવ્યું!"

"રા' નો કોઇ માણસ આપને ત્યાં થોડાક દિન ઉપર તપાસ કરવા નહોતો આવ્યો?"

"હા. એક માણસ આવેલો હતો. પણ મેં તેને દીધેલા ઉડાઉ જવાબથી વસ્તુસ્થિતિમાં કશો જ ફેરફાર થતો નથી."

"હું ખાત્રીથી કહું છું કે, રાજકુમારી મોતીનાદ, તેની માતા અને આખું જુનાગઢ આજ સુધી એમજ માનતું રહ્યું છે કે, રાજમલ્લ સાથે મોતીનાદનું વેવિશાળ થયું છે. મારે અહીં પૂછવા આવવાની જરૂર શા સારૂ પડી તે કહું?"

મલ્લરાજે અહીં પોતાને લગતા પ્રસંગની હકીકત કહી. પોતે મોતીનાદનું હરણ કરીને તે બાદ શા માટે અહીં આવ્યો તે પણ જણાવ્યું. પ્રતિસ્પર્ધીને મ્હાત કરીને એક કન્યા માટે પોતે લાયક ઠરવા દરેક ક્ષત્રિય મથે, એ સ્વાભાવિક હોવાથી અર્જુનસિંહે કહ્યું: "તમારૂં દૃષ્ટિબિન્દુ હું સમજી શકું છું. હું કહીશ કે, તે પ્રમાણિક અને ન્યાયી છે. જો મને રાજમલ્લ નામે પુત્ર હોત અને જો તેનું વેવિશાળ મોતીનાદ સાથે થયું હોત તો, જરૂર હું તમારી સેના સાથે યુદ્ધ કરત અને મારો વટ જવા ન દેત; પણ લાચાર છું કે, વસ્તુસ્થિતિ

તે નથી. મિત્રો, આથી હવે તમારે રા'નો ખુલાસો મેળવવો રહ્યો. કોઈક ભેદી કારણસર તેમણે આ અફવા ઉરાડી હશે, એમ હું માનું છું."

"મહારાજાશ્રીની માન્યતા સાચી જણાય છે. કેટલીક વખત અમુક રાજખટપટને ખાતર અથવા અમુક પરરાજ્યોને નિરાશ કરવા ખાતર રાજાઓને આવી આવી અફવાઓ ફેલાવવી પડે છે. રા' ને પણ તેવું કોઈ કારણ હોવું જોઇએ" દિવાને કહ્યું.

મલ્લરાજે પૂછયું: "આવું કોઈ કારણ હોવા વિષે તમને ખબર છે?"

અર્જુનસિંહ અને દિવાન એક બીજા સામું જોઇ રહ્યા. તેમણે થોડીક વાર છુપી મસલત કરી અને એ બાદ અર્જુનસિંહે કહ્યું: "તમે એ બધી હકીકત રા' પાસેથી મેળવો તો ઘણું સારૂં."

મલ્લરાજે કહ્યુ: "ભલે; તમારી ઇચ્છા ન હોય તો મારૂં દબાણ નથી. બાકી રાજમલ્લનું અસ્તિત્વજ નથી એ વાતનો સ્ફોટ થયો તેથી મારો અને રાજકુમારી મોતીનાદનો પ્રેમ-સંબંધ ઉલ્ટો વધુ દૃઢ થશે; એના હૃદય ઉપર અત્યાર સુધી જે ચિંતાનો ભાર હતો તે દૂર થશે અને અમારા માર્ગમાં કાંઇ કાંટો નથી, એવું જાણી તેને ઓર આનંદ થશે. રાજેન્દ્ર! આટલુંયે જે થોડું આપે કહ્યું તે માટે આભાર માની હવે હું રજા લઇશ. કારણ કે, જે પળો જાય છે, તેમાં રા' ના સેનાપતિના લશ્કર સામે મહોબા નગરના સિમાડામાં મારા મામાઓ એક મોટું યુદ્ધ કરનાર છે અને તેમાં મારે ભાગ લેવાનો છે."

"એ યુદ્ધ થઈ જવા દો. એના પરિણામ પછી જો રા'નો ખુલાસો તમને ન મળે તો મારી પાસે આવજો. હું કહીશ." અર્જુનસિંહે જવાબ દીધો.

હવે મોતીશા હસવા લાગ્યો. મલ્લરાજે તેનું કારણ પૂછતાં તે બોલ્યો: "રા'એ મૂળીઆં વિનાજ ઉગાડેલા આ ફણગા માટે, કોને હસવું ન આવે?! જેનું અસ્તિત્વ જ નહીં તેના સંબંધમાં આવો ભ્રમ પેદા કરવામાં રા'એ બડી કુશળતાથી પાસા ફેંકયા છે!"

મલ્લરાજને તેની એ ટીકા વ્યાજબી લાગી. તેણે જવાબ દીધો: "મારા દિલમાં રાજમલ્લને હરાવવાની જે ઉમેદો હતી, તે બધીજ હવે તો નકામી ગઇ. પણ રા'એ ચણેલી પાયા વિનાની ઇમારત ધસી પડવાથી મારી પ્રેમ-ઇમારતનો પાયો મજબૂત બન્યો એમાં તો શંકા નથી."

"જેમ ગણવું હોય તેમ ગણો; પણ રા' તમારા કરતાં પાસા ફેંકવામાં જબરો હોશિયાર છે એવું મને તો સમજાય છે."

"બેશક, એ મારે કબૂલ કરવું પડશે."

તે બન્ને જણ ત્યાંથી પાછા જવા તૈયાર થયા. અર્જુનસિંહે તેમને એકાદ દિવસ રોકાવા ખાસ આગ્રહ કર્યો અને હવે જ્યારે પરિચય થયો છે, ત્યારે તેમાં વૃદ્ધિ કરવા બન્નેને જણાવ્યું. તેઓ તેના ખૂબ આગ્રહને વશ થઈ ત્યાં રોકાયા. તેઓને આ બાબતમાં આશ્ચર્ય એજ થયા કર્યું કે રા' એ આવી અફવા શા કારણે ફેલાવા દીધી હશે? મલ્લરાજને યાદ આવ્યું કે, રા' એ તેને કહ્યું હતું કે, "મારાં કામ તને અદ્દઢ લાગ્યાં હશે; પણ ખરી રીતે તેમની પાછળ દ્દઢતા રહેલી હતી. એનો ખુલાસો ફરીથી રૂબરૂમાં મળીશું ત્યારે કરીશું."

મલ્લરાજ એ દિનની રાહ જોવા લાગ્યો કે, હવે ક્યારે રા' ને પુનઃ મળાય?

## પરિચ્છેદ ૩૧.

### મહાજનની શક્તિ!

જુનાગઢની વસ્તીએ દુર્મુખશા સામે જાહેર કરેલા મૂગા નિરસ્કારનાં ચિહ્ન, હેમચંદે રાત્રે નક્કી કર્યા મુજબ, બીજા દિવસે પ્રાતઃકાળથી શરૂ થઇ ગયાં. શહેરમાં દિવાલો ઉપર જાહેરનામાં ચોંટાયલાં માલુમ પડયાં કે, "એ બદામના કોઇ વાણીઆને જુનાગઢની વસ્તી પોતાના નગરશેઠ તરીકે સ્વીકારવા તૈયાર નથી. નગરશેઠ તરીકે મોતીશાને પ્રજાએ લાંબા વખતથી નીમ્યા છે અને તેમનેજ હજી નગરશેઠ તરીકે તે માનશે. એ સિવાય બીજાને નકલીઆ તરીકેજ ગણશે. એવા નકલીઆને વસ્તીમાંથી જે કોઇ જરાક પણ મદદ આપશે અથવા તેની સાથે સહેજ પણ વહેવાર રાખશે તેને આજથી એ બાપનો ગણવામાં આવશે."

દુર્મુખશા સહવારમાં ઉઠયો ત્યારે તેની સ્ત્રી જેનું નામ કમળા હતું તેણે ખબર આપી કે, ખાંડ થઇ રહી છે માટે લાવી આપો. દુર્મુખશાએ જવાબ દીધો: "હમણાં બહાર જઇશ, ત્યારે મોકલી

આપીશ." તેઓ આ મુજબ વાતચીત કરે છે; એટલામાં એક પાડોશણે આવીને કમળાના હાથમાં ગોળધાણા મૂક્યા. "શેના છે?" તેણે પૂછ્યું.

"મારા છોકરાનું વેવિશાળ થયું તેના."

"કયાં થયું ?"

"ગગલભાઇ લાલભાઇને ત્યાં."

"એમને બીજી છોકરી વળી કયારે છે ? એમની એક છોડીનો વિવાહ તો મારા ગટોરીઆ સાથે થયેલો છે."

"એજ છોડીનો વિવાહ મારા દીકરા સાથે થયો !"

"શું મારે ત્યાંનું સગપણ ફોક કરીને ?"

"તે તો, બા, તમે જાણો. અમારે ત્યાં તો લક્ષ્મી ચાંલ્લો કરવા આવી એટલે અમે શું કરવા મોં ધોવા જોઇએ ?" એમ કહી તે પાડોશણ ચાલી ગઇ.

આ એક પહેલી શરૂઆત હતી. દુર્મુખશા આ સાંભળીને ક્રોધે ભરાયો. "એ ગગલ શું મારે ત્યાંનુ વેવિશાળ રદ્દ કરીને બીજે ઠેકાણે પોતાની કન્યા વરાવી શકે ? હમણાંજ નાતના ગોરને બોલાવીને નાત એકઠી કરૂં છું." એમ કહી તે ઘરબહાર નીકળ્યો. તે જરાક દૂર ગયો એટલે તેની જ્ઞાતિના એક વણિકના ઘરમાંથી ગોરને તેણે બહાર નીકળતો જોયો.

"એ ગોર ! એ ગોર ! ઉભા રહો." તેણે બૂમ મારી. ગોરે તેના તરફ નજર નાંખી; પણ તે થોભ્યો નહીં અને બીજા મકાનમાં પેઠો. દુર્મુખશા થોડીવાર ઉભો રહ્યો. ગોર પાંચ છ મકાનોમાં પેસી બહાર નીકળ્યો પણ એકકે વખત તેણે ફરીથી દુર્મુખશા તરફ નજર ન નાંખી અથવા તેની નજદીક આવ્યો નહીં. દુર્મુખશા તેની હીલચાલ જોતોજ રહ્યો. ગોર દુર્મુખશાના ઘરની જમણી બાજુએ આવેલા ઘરમાં પેઠો. ત્યાંથી બહાર નીકળ્યો અને તે પછી દુર્મુખશાનું ઘર છોડીને તેની પાસેના ડાબી બાજુએ આવેલા ઘરમાં પેઠો. તેમાંથી પણ તે બહાર આવ્યો ત્યારે દુર્મુખશાનું મગજ ફરી ગયું. તેણે તેની પાસે જઇ તેનું કાડું પકડી પૂછ્યું: "હું કયારનો બોલાવું છું તે તમે સાંભળતા નથી ?"

"મારે શા માટે સાંભળવું પડે ? હું કાંઇ તમારો બંધાયેલો છું ?"

"એટલે ? યજમાનો સાથે કેમ વાત કરવી અને કેવું વર્તન રાખવું તે તમારે સમજવું જોઇએ."

"મારા યજમાન તમે નથી."

"શું અમારી નાતનું ગોરપદું તમે મૂકી દીધું ? આ બધાં અમારી નાતનાંજ ઘરમાં તો તમે જઈ આવ્યા ! વળી મેં એ પણ જોયું કે, તમે આ બાજુના ઘરમાં ગયા, તે બાજુના ઘરમાં ગયા અને વચમાં મારૂં ઘર તો મૂકી દીધું ! મગજમાં આ બધો પવન ક્યારથી ભરીને તમે ફરવા માંડ્યું ?"

"તમે જોયો ત્યારથી, સમજ્યા ? હું જે નાતનો ગોર છું તે નાતનું ગોરપદું મેં મેલી દીધું નથી; પણ બરાબર તે નાતના પંચના હુકમ પ્રમાણે વર્ત્યો છું. ન જાણતા હો, તો આજ સાંજે એ નાતની વાડીમાં જમણુ થાય ત્યારે જાણજો કે, નાતે કોનું નોતરૂ કાપ્યું છે ?"

ગોર એટલું કહીને ત્યાંથી સટકી ગયો. તેનાં છેલ્લાં વાકયો ઉપરથી અને તેણે પોતાના ઘરમાં નહીં જઇને આસપાસનાં ઘરમાં અવરજવર કરી હતી તે ઉપરથી દુર્મુખશાને વહેમ પડયો કે, "નક્કી મારા સંબંધમાંજ આ કાંઇ પ્રપંચ થયેલો લાગે છે."

તે નાતની વાડીએ જવા નીકળ્યો. રસ્તામાં તેને સાંભર્યું કે 'ખાંડ લેવાની છે, તે લઇને કોઇકની સાથે ઘેર મોકલી દઉં' તેથી તેણે એક દુકાન આગળ જઇ મણ ખાંડ માગી. દુકાનદારે તેને જવાબ દીધો: "થઇ રહી છે; એટલે શી રીતે આપું ?"

તે બીજી એક દુકાન આગળ ગયો.

"કોને માટે જોઇએ છે ?" તે દુકાનદારે પૂછ્યું:

"એમ કેમ પૂછોછો ? મારા ઘર વાસ્તે જોઇએ છે."

"તો તો નહીં મળે."

"કેમ ?"

"મહાજનની મનાઈ છે."

"મનાઇ શા વાસ્તે ?" તે આ સવાલ પૂછતો હતો એટલામાં એક બીજો ઘરાક આવ્યો અને તેણે દશ શેર ખાંડ માગી. તે તરતજ તે દુકાનદારે તોળી આપી. આ જોઇને દુર્મુખશાએ પૂછ્યું: "અલ્યા, મને ન આપી અને આને કેમ આપી ?"

"માથું શું કરવા ખાઓ છો ? મેં એકવાર તો કહ્યું કે, તમને આપવાની મહાજનની મનાઈ છે. જો વધારે જાણવું હોય તો મહાજનને પૂછી આવો."

દુર્મુખશા એ દુકાનેથી વળી ત્રીજી દુકાને ગયો. ત્યાં પણ તેને ખાંડ અપાઇ નહીં. દુર્મુખશા વિચારમાં પડયો કે, આનો અર્થ શો ? તેની નજર એક દિવાલ આગળ લોકો કંઇક જાહેરનામું વાંચતા હતા, તે તરફ ગઇ. તે પણ એ જાહેરનામું વાંચવા લાગ્યો. અને એ વાંચતાં તેના ખ્યાલમાં આવી ગયું કે, આ તો બધી ખટપટ હેમચંદે કરી હોવી જોઇએ.

" ઠીક ! જોઉં છું. તેણે શી શી ખટપટ કરી છે ? પછી વાત ! " એમ બડબડીને તે પોતાની નાતની વાડીએ ગયો. તેના જ્ઞાતિબંધુઓ ત્યાં એકઠા મળીને શાક સમારતા હતા. દુર્મુખશા તેઓની વચમાં જઇને બેઠો એટલે એક બીજાને ઇશારત કરીને તેઓ સર્વે ઉઠીને ચાલવા લાગ્યા. એ જનારાઓમાં તેનો વહેવાઈ ગગલ હતો. તેને ઉદ્દેશીને તેણે કહ્યું: " કેમ ! આજ આ શું માંડયું છે ? "

" મારી દીકરીનો વિવાહ કર્યો, તેની ખુશાલીમાં આજે મારા વહેવાઇ નાત જમાડે છે. "

" તમારે વળી બીજો કિયો વહેવાઈ છે ? "

" શેઠજી, નાતના પંચના હુકમ સામે અમારાથી ન પડાય. પંચની ફરમાશથીજ જે કાંઇ કરવાનું હતું તે કર્યું છે. "

" એમ ગરબડ સડબડ ના બોલો, સમજ્યા ? " દુર્મુખશાએ કહ્યું: " તમારો વહેવાઇ હુંજ છું. બીજો કોઇ નથી. તમારી દીકરીનું વેવિશાળ મારા દીકરા વેરે કરેલું છે. તે તોડીને તમે બીજે શી રીતે કરી શકો ? "

એક બીજાએ તેના જવાબમાં કહ્યું: " તમને તો નાત બહાર મેલવામાં આવ્યા છે. ગોર તમારે ત્યાં નોતરૂંયે નહીં કરી ગયો હોય !"

એક ત્રીજાએ તેજ માણસને કહ્યું: " નાતનો હુકમ હોય, તેમાં કોઇનું ડહાપણ શેનું ચાલે ? "

દુર્મુખશાએ તે બે જણ તરફ ગુસ્સાની નજરે જોયું. તેઓ બંને વંઢો માપી ગયા. દુર્મુખશાએ ગગલને પૂછ્યું: " કેમ ? મારા કહેવાનો તમે શો જવાબ આપો છો ? "

" જવાબ તે શો આપવાનો હોય ? વધારે પંચાત કરવામાં સાર નથી. આ કાંઇ રાજસત્તાનો સવાલ નથી. " એમ કહી તે ત્યાંથી પસાર થઈ ગયો.

દુર્મુખશાને હવે બરાબર સમજાયું કે, "આ તો પહેલેથીજ કરેલી કેટલીક ગોઠવણોનું પરિણામ હોય એમ લાગે છે. આનો કાંઇક રસ્તો કરવો જોઇએ."

તે કોટવાળને ત્યાં ગયો; તો હેમચંદને તેણે ત્યાં બેઠેલો જોયો. દુર્મુખશાએ તેને જોતાંજ કહ્યું: "આ બધાં કારસ્થાન તમે કર્યાં છે કે ? મારા છોકરાનું વેવિશાળ ફોક કરાવ્યું, મને નાત બહાર મૂકાવ્યો, ખાંડના મહાજન તરફથી ખાંડ આપવાનો પ્રતિબંધ કરાવ્યો, અને વળી તમામ ઠેકાણે જાહેરનામાં ચોટી મારી સામે વહેવાર બંધી કરાવી, એ બધાં ગઇ કાલની પંચાતનાં વેરનાં પગલાં લીધાં છે કેમ ?" કોટવાલ તરફ જોઇ તેણે કહ્યું: "હવે, મહેરબાન, તમારે ખૂબ મદદ કરવી પડશે. ગઇ કાલ આપણે એમની પાસે નાણું માગ્યાં તેને પરિણામે આ બધું તૂત આ હેમચંદેજ ઉભું કર્યું છે. માટે એને પકડીને દેવડીમાં પૂરી દો."

કોટવાલે જવાબ દીધો: "એમના કોઇ ગુન્હા વિના મારાથી એમને શી રીતે પકડી શકાય ? બેસો; અને મારૂં કહેવું સાંભળી લ્યો. મારે ને હેમચંદ શેઠને તમારી બાબતમાંજ વાત થાય છે. તેઓ કહે છે કે, શહેરનાં તમામ મહાજને પ્રતિજ્ઞા લીધી છે કે, તમારો બહિષ્કાર કરવો. આમાં રાજ્યના કાયદાનું કશું જોર ચાલે નહીં. પ્રજાનાં મહાજનોએ જે કાંઇ કરાવ્યું હોય તેની વિરૂદ્ધ પ્રજા નજ જઈ શકે. અમો રાજ્યના અમલદારોએ આ બાબતમાં એટલુંજ તપાસવાનું રહ્યું કે, કયાંયે મારામારી ન થાય અથવા તો કોઇને કોઇ શારીરિક કે માલ મિલ્કતને લગતી ઇજા પહોંચાડવામાં ન આવે. એ સિવાય અમે આમાં વચ્ચે પડી શકીએ નહીં."

"કેમ વચ્ચે ન પડી શકો ? હું નગરશેઠ તરીકે તમને ભલામણ કરૂં છું કે, આમાં મને રંજાડવાનો અને પાયમાલ કરવાનો આ લોકોનો ઇરાદો છે. માટે મને રક્ષણ આપો."

"હું તમને રક્ષણ એ રીતે આપવા તૈયાર છું કે, તમને અથવા તમારાં સ્ત્રી–છોકરાંને કોઇ આંગળી સુદ્ધાંત ન અરકાડે. તમારા મકાનને બાળી મૂકવાનું કામ કોઇ ન કરે. જો એવો યત્ન કરનાર કોઇ તમે જુઓ તો મને ખબર આપજો. હું એકદમ તેને પકડી લઇશ. પણ તમારી નાત તમને નાતબહાર મૂકે; અથવા તમારા સંસારવહેવારમાં તમને બીજી કાંઈ હરકતો પડે એમાંથી હું તમને કોઇ રીતે બચાવી શકું નહીં."

"વારૂ. ત્યારે આ હેમચંદના ગુમાસ્તાનું તમે શું ધાર્યું ?"

"એ વિષે હેમચંદ ભાઈ સાથે મને વાતચીત થઇ છે. મારે કહી દેવું જોઇએ કે, જે કેટલાક પ્રસંગો આજ ઉપસ્થિત થયા છે અને આખી વસ્તીનો તમારી સામે ક્રોધ છે એવું મારા જાણવામાં આવ્યું છે, તે પછી, ન્યાયની રીતે મારે વર્ત્તવું જોઇએ. મેં હેમચંદ ભાઈને તેમના ગુમાસ્તાને અહીં દેવડીમાં પૂર્યાની હકીકત કહી છે. તેનો ગુન્હો પણ મેં તેમને જણાવ્યો છે કે, તે તમારા છોકરાને મારતો હતો. આ બદલ એ ગુમાસ્તાને કાંઇ સજા થવી જ જોઈએઃ મેં તે સજા નક્કી કરી દીધી છે. તેનો ૨૫ રૂપામહોરો દંડ કરવામાં આવ્યો છે અને ભવિષ્યમાં મારામારી કરે નહીં તે માટે તેના ૧૦૦૦ રૂપામહોરોના હાથ મુચરકા અને ૧૦૦૦ નો બીજો જામીન લીધો છે. હેમચંદભાઇએ ગુમાસ્તાનો દંડ ભરી દીધો છે. ગુમાસ્તાના જામીન પોતે થયા છે અને તે ગુમાસ્તાએ હાથ મુચરકા લખી આપ્યાથી મેં કાયદાની રૂએ હમણાંજ તેને છોડી મૂક્યો છે. તે ગયો ને ત થોડીવારે આવ્યા."

દુર્મુખશા આ સાંભળીને ગુંચાયોઃ "પણ એવી રીતે તમે શું કામ દોઢ ડહાપણ કર્યું ?"

"શેઠજી, મારી ફરજને લગતા કામકાજમાં તમારે કાંઇજ ટીકા કરવાની જરૂર નથી. સેનાપતિએ તમને નગરશેઠ બનાવ્યા છે, એ હું કબૂલ કરૂં છું; પણ એથી તમે કાંઇ મારા ઉપરી ઠરી શકતા નથી."

"પણ સેનાપતિજીની સવા લક્ષ મહોરો ?"

"એ તમે જાણો ને સેનાપતિજી જાણે. મને કાંઇ એવો હુકમ નથી કે, તે ભેગી કરવામાં મારે તમને મદદ કરવી."

દુર્મુખશા પગ પછાડતો પછાડતો ત્યાંથી ચાલ્યો ગયો. તેના જવા પછી હેમચંદે કોટવાળને કહ્યું: "કોટવાળજી, એક બાબત હંમેશાં ધ્યાનમાં રાખવાની છે કે, જે ખાનદાન હોય છે તેજ ખાનદાની બતાવી શકે છે. બાકી હલકા કુળના માણસ ગમે તેવી મોટી પાયરી પર હોય તોયે ખાનદાની બતાવી શકતા નથી. મેં તમને તમામ વિગત કહી, તે ઉપરથી તમે વ્યાજબી ન્યાય આપ્યો, તેમાં હું વચ્ચે ન આવ્યો. એનું કારણ એજ કે, તમે ખાનદાનીથી વર્ત્યા.

દુર્મુખશાની વહેવારબંધી સંબંધમાં પણ તમે મારો ઉદ્દેશ સમજીને ખાનદાની બતાવી. આ બન્ને બાબતો માટે હું તમારો આભાર માનું છું."

"શેઠજી, તમારી પ્રતિષ્ઠા આ શહેરમાં કેટલી બધી જામેલી છે, એનો ખ્યાલ આજ લાગી મને નહોતો; પણ તમામ મહાજનોને તમે એકઠાં કરીને તેમની પાસે એકજ પ્રકારનો નિર્ણય કરાવી શકયા, તે ઉપરથી હવે તેનો ખ્યાલ મને આવ્યો છે. તમે હડતાલ પડતી અટકાવી અને મારી સામેની સામાજીક વહેવારબંધી અટકાવી એ માટે હું ઉલ્ટો તમારો આભાર માનું છું. કારણ કે, હું સારી પેઠે સમજું છું કે, આપણાં મહાજનોની સત્તા ઘણીક વખત રાજ્ય સત્તાથી પણ આગળ વધી શકે છે અને મહાજનોની એકસંપી આગળ રાજ્યસત્તાને ઘણીક વખત નમવું પણ પડે છે. માટે હું મહાજનોને હંમેશાં શિરસાવંદ્ય ગણું છું."

કોટવાળ, રા'ના જેવોજ ન્યાયી છે અને સેનાપતિ જેવી પ્રકૃતિનો નથી, એ જાણીને, સંતોષ અને આનંદની લાગણી અનુભવતો હેમચંદ દેવડીમાંથી બહાર નીકળ્યો.

આ બાજુ દુર્મુખશા ઘેર ગયો એટલે કમળાએ ખબર આપી: "છોકરીને તાવ આવ્યો છે. માટે વૈદને બોલાવો."

"આજ વળી એને તાવ કયાંથી આવ્યો?" દુર્મુખશાએ કહ્યું: "એક બે દહાડા પછી આવ્યો હોત તો ન ચાલત?! દુ:ખ પર ડામ?!" તેણે થોડીવાર રહીને પૂછ્યું: "ઘરમાં કાંઈ દવા નથી?"

કમળાએ જવાબ દીધો: "કરીઆતુ હશે એમ હું ધારતી હતી. તે શોધ્યું પણ ન જડયું. થઇ રહ્યું હશે. ઘરમાંથી ન મળ્યું એટલે પાડોશણને ત્યાં ગઇ હતી પણ તેણે નાકનું ટીચકું ચઢાવીને જવાબ દીધો: 'તાવની તો બહુ સરસ દવા મારા ઘરમાં છે પણ તમને નહીં આપું' મેં પૂછ્યું: 'એમ કેમ?' તો કહે: 'તમારી સાથે વહેવાર રાખીને મારે બે બાપની થવું નથી.' એટલે હવે વૈદ સિવાય આપણો બીજો કોઇ આધાર નથી."

દુર્મુખશા વૈદને ત્યાં જવા તૈયાર થતો હતો, એટલામાં ઘરમાં એક બાજુ જુનાં લુગડાંની ગાંસડી પડેલી તેના જોવામાં આવી. તેણે પોતાની સ્ત્રીને પૂછ્યું: "આ લુગડાં અહીં કયાંથી? એ તો ધોબીને ત્યાં આપ્યાં હતાં ને?"

કમળાએ જવાબ દીધો: "તમે બહાર ગયા હતા, ત્યારે ધોબી એ કપડાં પાછાં આપી ગયો છે. એ કહેતો ગયો છે કે, મારી નાતે તમારાં કપડાં ધોવાની બંધી કરી છે; માટે નહી ધોઉં.'

દુર્મુખશા: "બધી નાતોને બંધી માટે હું એકલોજ મળ્યો!"

કમળાએ પૂછ્યું: "આ બધું છે શું? છોકરો હજામને ત્યાં વાળ કપાવવા ગયો હતો ત્યારે તેણે પણ તેને 'ના' પાડીને કહ્યું કે તમારી સામે આખું શહેર ઉલટયું છે અને તમે જે કાંઈ ચીજ માગશો તે કોઇ જ નહીં આપે. તમારી સાથે જરાક પણ વહેવાર નહીં રાખે. આવું આપણા શહેરના લોકોને આપણા માટે કરવાની જરૂર શી?"

"અમસ્થા જ બસ! આપણો ગુન્હો કાંઈ નથી; છતાં એ લોકો આપણને હેરાન કરવા માગે છે!" એમ કહી દુર્મુખશા વૈદને ત્યાં ગયો.

કમળા વિચાર કરવા લાગી કે, અમસ્થા જ કોઇ આવી વહેવારબંધી ન કરે. ધોબી અને હજામ જેવાં વસવાયાં પણ 'ના' પાડે; પાડોશી પણ સાધારણ વસ્તુઓ આપવા જેવી સલુકાઈ ન બતાવે; વહેવાઇ આપણું નાક કાપે; નાતીલાઓ નાતબહાર મૂકે; એ બનાવોનાં મૂળ ઉંડાં હોવાં જોઇએ. તે એક બીજી પાડોશણને ત્યાં ગઈ; અને તેને વિનતિપૂર્વક પૂછવા લાગી: "બહેન, આ બધું છે શું? લોક ફક્ત અમારી જ સામે કેમ થયા છે? જો અમારો ગુન્હો હોય તો તે માટે અમે માફી માગીએ."

કમળાનાં વિનતિ ભરેલાં વેણથી તે પાડોશણે કહ્યું: "આ બધાનું કારણ તમારા પતિની લુચ્ચાઇ અને ગામ-લોક પ્રત્યેની બેવફાઇ છે. થોડાક દિવસ પર એમણે મોતીશા શેઠની સ્ત્રી ઉપર સેનાપતિને ત્યાં જુલમ ગુજારાવવા કોશિષ કરી હતી."

"હેં?! મને એ વાતની ખબર નથી?" કમળાએ અધવચ કહ્યું.

"પણ એ વખતે રા' એ તેમનો છૂટકારો કર્યો" પાડોશણે કહ્યું: "એ પછી મોતીશાને બદલે 'નગરશેઠ' તમારા પતિ થઇ બેઠા અને ગઇ કાલે હેમચંદને ત્યાં જઇ ખૂબ દમદાટી દીધી; એના ગુમાસ્તાને કેદ કર્યો; એની દુકાનો બંધ કરી અને પુષ્કળ નાણું માગ્યાં. એ પછી રાતના આખા શહેરનાં મહાજન એકઠાં મળ્યાં.

તેમણે ઠરાવ કર્યો કે—નગરશેઠ તરીકે દુર્મુખશા અમને કબૂલ નથી અને જે કોઈ તેની સાથે વહેવાર રાખશે, તે બે બાપનો!"

કમળા આ સાંભળીને ગભરાઇ ગઇ. તેની આંખમાં આંસુ આવી ગયાં. તે કહેવા લાગી: "જો આખું ગામ અમારી સાથે વહેવાર ન રાખે તો નગરશેઠાઇ અમારે નથી જોઈતી. મારે ત્યાં મારી છોકરીને તાવ આવ્યો છે; મારા પતિ વૈદને તેડવા ગયા છે. જો વૈદ પણ ના પાડશે તો મારી શી વલે થશે? બહેન, તમે કાંઇ મદદ કરી શકો એમ છો?"

"મદદની વાત ન કરશો. આ તો તમારી કરગરતી વાણી સાંભળી. ત્યારે ખરી હકીકત કહેવા મને મન થઇ આવ્યું. તમારો સ્વભાવ રાંક છે એની મને ખબર છે. વૈદ માટે તમે જે બીક રાખો છો, તે જરૂર ખરી પડશે. જો મને પૂછો તો, સૌથી સારો રસ્તો એ છે કે, હેમચંદને ત્યાં જઇ તેને કરગરો; વિનતિ કરો અને માફી માગો; એટલે જરૂર સૌ સારાં વાનાં થઇ જશે."

કમળા ઘેર આવી. છોકરી તાવે સસડતી હતી. લોકના પુન્યપ્રકોપનાં ભયંકર પરિણામો તે કલ્પવા લાગી. સંસારવ્યવહારમાં દરરોજની ખપની વસ્તુઓજ માત્ર નહીં—બલ્કે આફતના પ્રસંગે જોઇતી વસ્તુઓ પણ મળી શકે નહીં તો માણસની બૂરી દશા થાય. તે રિબાઇ રિબાઇને દુઃખના મહાસાગરમાંજ પડે. એ સ્થિતિ બેશક અસહ્ય છે. એકસંપીલા લોકના થોક સામે પડવું એ પત્થરની દિવાલ સામે માથું અફાળવા બરાબર છે. દિવાલને કશી ઇજા ન થાય. માણસના માથામાંથી લોહી નીકળે! આનો માર્ગ નમ્રતા સિવાય બીજો કાંઇજ નથી. પાડોશણની સલાહ વ્યાજબી છે. "નમે તે સૌને ગમે." તે આ પ્રમાણે વિચાર કરતી હતી તેવામાં દુર્મુખશા આવ્યો, અને નિરાશ થઇ લમણે હાથ દઇને બેઠો.

"કેમ, વૈદ આવે છે ને?" કમળાએ પૂછ્યું.

"અરે, શું આવે? એક નહીં—ચાર, પાંચ જણે મને ચોખ્ખી ના પાડી! છેવટે રાજવૈદને ત્યાં ગયો અને વિનતિ કરી કે, મારી છોકરી મરવા પડી છે તો કૃપા કરીને પધારો. તેણે કહ્યું: 'હું રાજાના નોકર તરીકે આવત; પણ શહેરની વસ્તીમાંનો હું એક તો ખરો ને? જાહેરનામામાં આકરા સોગંદ દીધેલા છે. આખી વસ્તીની ગુસ્સા ભરી નજર તમારી સામે વળી છે. એવા વખતમાં હું તમારે ત્યાં

આવું તો જરૂર તમારા જેવી મારી અવદશા થાય. માટે મારી તો હિમ્મત ચાલતી નથી.' પણ તેણે મને દવાની કેટલીક ચીજો લખી આપી. તે લઇને હું બે–ચાર ગાંધીની દુકાનોએ ગયો પણ ત્યાંથીએ મને ચોખ્ખી 'ના' પાડવામાં આવી. કોટવાળ ફરી બેઠા છે. ન્યાયનું પૂછડું હાથમાં ઝાલી રહ્યા છે! 'બળાત્કારે કોઇની પાસેથી હું કાંઇ અપાવી શકું નહીં; રાજીખુશીનો સોદો કરી લ્યો,' એમ તે કહે છે! હવે હું તો, એમ ધારૂં છું કે, આપણે આ હાલતમાં અહીં રહીએ તેના કરતાં બહારગામ ઉપડી જઇએ તો ઠીક."

"બહારગામ અત્યારે શી રીતે જવાશે? છોકરી માંદી છે. તેને કાંઇ અહીંથી લઇને જવાય?"

"ત્યારે અહીં ને અહીં કાંઇ હેરાન પણ થવાય?"

"નગરશેઠ તરીકે તમે કોઇ બીજો રસ્તો ન કાઢી શકો?"

"નગરશેઠ મને ગણે છે કોણ? લોકો તો કહે છે કે, રાજને નગરશેઠ નીમવાનો હક્ક જ નથી. રાજનો નીમેલો નગરશેઠ અમારે માન્ય નથી. જો રાજ મદદ કરે તો હમણાં બતાવું કે, તેઓ કેવા માની જાય છે! પણ કોટવાળ પલ્ટાઇ ગયા છે! હું એકાદ ગાડું લઇ આવું. એમાં બેસીને આપણે પરગામ જતાં રહીએ. છોકરી માંદી છે; તો પરગામમાં જરાક વધારે ચાંપતા ઈલાજથી તેની સારવાર કરીશું.'

કમળાએ હવે પોતાના દિલની ખરી ઇચ્છા જાહેર કરી: "નાથ, બહારગામ જવાનું અને ત્યાં રહેવાનું માંડી વાળો, તો વધારે સારૂં. નાતજાત, સગાંસંબંધી વગેરે અહીં હોય અને આપણે બહારગામ જઇ વસીએ, એ તે કાંઇ ચાલે? અહીંની નાતમાંથી આપણે નાત બહાર થયાં છીએ તો પરગામમાં પણ આપણી એ હાલત નહીં કરવામાં આવે, એમ શા ઉપરથી માનો છો? નાતનો પ્રભાવ અસાધારણ હોય છે. એવી જ રીતે બીજી વહેવારબંધીની બાબતનું પણ સમજી લ્યો. અહીંથી આપણે બહારગામ જઇશું તો આપણી પાછળજ મહાજન હુકમ છોડશે અને બીજા ગામને પણ પોતાના જેવું કરવા લખવશે. તમે ગાડું લાવવા કહો છો; પણ ગાડું આપશે કોણ? વસ્તીનો એકકે એક જણ પલ્ટી બેઠાનું આપણે અત્યાર સુધી અનુભવ્યું એટલે હવે તો મને એમજ લાગે છે કે, આપણે વસ્તીની સામે ન થઇએ. વસ્તીને નમી પડીએ—"

"એટલે શું હું એ બધાને પગે લાગવા જાઉં?"

"તમે ન જશો; હું જઇશ. મને નરસા માણસનેયે પગે લાગતાં શરમ નહી આવે. મારા દુઃખ વખતે હું મારા તારનારને પગે લાગું એમાં કશી નાનમ નથી."

દુર્મુખશા મોઢું ચઢાવીને તેના સામે જોઇ રહ્યો. કમળાએ કહ્યું: "નગરશેઠ–પદ તો દૂર રહ્યું પણ સાધારણ માણસ તરીકે સંસાર વહેવાર ચલાવી આપણે સુખમાં દિવસો ગાળીએ એવી રીતે રહેવા જેવું પણ આપણું ભાગ્ય અત્યારે જણાતું નથી; તેથી નગરશેઠ–પદનો લોભ તજી દઇ, વસ્તીને નમો તો વધારે ઠીક !

"નહીં. નહીં. હું એમ કરવા તૈયાર નથી. હું તપાસ કરી જોઉં છું. બહારગામ જવા માટે કાંઈ વાહન મળે છે કે નહીં, તે શોધી વળું છું. જો કશું જ નહીં મળે તો છોકરીને હું ઉચકી લઇશ અને છોકરાને તું ઉંચકી લેજે. આપણે પગપાળા મુસાફરી કરીને જઇશું." દુર્મુખશા એમ કહીને ઘર બહાર ચાલ્યો ગયો.

કમળાને તેની હઠ બિલ્કુલ પસંદ ન પડી. તેણે હેમચંદને ત્યાં જવા ઠરાવ કર્યો; પોતાની તાવે સસડતી છોકરીને કેડમાં બેસાડી લીધી અને છોકરાને પણ સાથે લઈ લીધો. છોકરીની ઉમ્મર ૧૦ વર્ષની હતી. એવડી મોટી છોકરી અને તે પણ તાવથી પીડાતી અને તદ્દન નબળીપોચી બની ગયેલીને ઉચકીને લઇ જવી એ ઘણું મુશ્કેલ કામ હતું. પણ થાક લાગે યા તો તેમ કરતાં કદાપિ પોતે પણ માંદી પડે તો પરવા નહીં, એવો નિશ્ચય કરીને તેણે ચાલવા માંડ્યું.

હેમચંદના ઘર આગળ પહોંચતાં તો તદ્દન થાકી ગઇ; પણ હૃદયમાં હિમ્મત રાખીને બળપૂર્વક તે અંદર પેઠી. અંદર જતાં તે ફસડાઈ પડી; હાંફવા લાગી; આંખે અંધારાં આવી ગયાં. ઘડીભર એ હાલતમાં તે રહી એટલામાં તેની સામે કલાવતિ અને તેની માતાને ઉભેલાં તેણે જોયાં.

"બહેન, બહેન," કમળા કરગરતી વાણીમાં કલાવતિને કહેવા લાગી: "મને બચાવો. મારા પતિના વાંક સામે ન જુઓ. મારાથી મારી છોકરીનું દુઃખ જોયું જતું નથી. એ બિચારી તાવે સસડે છે. શહેરનો કોઈ વૈદ એને દવા નથી આપતો. કોઇ દુકાનદાર વનસ્પતિની ચીજો નથી આપતો. પાડોશણો પણ મદદ આપવાની ના પડે છે. મારી છોકરી આવી રીતે તો રિબાઇ રિબાઇને મરી જશે ! પ્રભુને ખાતર મારા પર દયા કરો. કઠોર ન થાઓ."

દુ:ખી અને ગરીબોને જોઇ પોતે હંમેશાં દુ:ખી અને સહાયક થવાની પ્રકૃતિવાળી કલાવતિએ છોકરીના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં કમળાને કહ્યું: "બહેન, તમારા જેવી નમ્રતા જોઇને રાક્ષસી દિલ પણ પીગળે. આવી નમ્રતા જો તમારા પતિએ અત્યાર અગાઉ ધારણ કરી હોત તો સમાજે તેમનો જરીકે તિરસ્કાર કર્યો નહોત—"

"એમનો એક જાતનો બૂરો સ્વભાવજ છે કે જે 'વાયું ન કરે પણ હાર્યું કરે !' એમને હું સમજાવી સમજાવીને થાકી પણ મહાજનને નમવા ના પાડે છે."

"બહેન, એ સ્વભાવથી લોક સામે બાકરી બંધાય ? અને એ કદી ફત્તેહમંદ પણ થાય ?"

"હું જાણું છું કે, એ સ્વભાવ કદી પણ ફાવે નહીં અને આવાં દુ:ખ તેને પરિણામેજ આવે."

"દુર્મુખશા શેઠ એવું સમજે તો હમણાં જ આનો નિકાલ આવે."

"એ તો નહીં સમજવાની હદ કરીને ગયા છે."

"ત્યારે એમની પોતાની નમ્રતા વિના શી રીતે આનો રસ્તો નીકળે ?"

"એ ચાહે તેવા છે અને એ નમે નહીં તો રસ્તો નીકળવાનો હોય કે નહોય પણ હું તો નમું છું અને મેં એક એવો નિશ્ચય કર્યો છે કે, તમારે રસ્તો કાઢ્યા વિના છૂટકો જ નથી. આ તાવે ખદબદતી છોકરી મરે કે સાજી થાય તોપણ તેને તમારે ત્યાં હું મૂકી જઇશ. ફાવે તો એને મારો કે ફાવે તો જીવાડો. એ તમારી જ છોકરી છે. જો પ્રભુ તમને વહાલા હોય તો એને જીવાડજો અને જો એમ લાગે કે, મદદ કરવા માટે કાંઇજ રસ્તો નીકળે તેમ નથી તો મહાજનના કોપની વેદીપર એને હોમી દેજો."

એમ કહીને કમળાએ પોતાની છોકરીને કલાવતિના ખોળામાં મૂકી અને તેને તથા તેની માતાને પ્રણામ કરીને તે પોતાના છોકરા સાથે જવા લાગી.

હેમચંદની પત્નીએ આ જોઇને તેને કહ્યું: "બહેન, પાછાં આવો. પાછાં આવો." પણ કમળાએ તે સાંભળ્યું જ નહીં અને તે સડસડાટ પોતાને ઘેર પાછી આવી.

દુર્મુખશા એ વખતે ત્યાં આવેલો નહતો. હમણાં આવશે, એવી ધીરજ ધારીને તે ઘરમાંજ રહી.

સાંજ પડી: રાત પડી: પણ દુર્મુખશા આવ્યો નહીં. તેને ચિન્તા થઇ. ચિન્તામાં ને ચિન્તામાં તેણે રાત્રિ જાગીને પસાર કરી. એ જાગરણ દરમ્યાન હૃદયમાં તે ઇશ્વરસ્તવન જ કરતી રહી કે, "હે પ્રભુ ! મારી છોકરીને બચાવજે. મારા પતિને નમવાની સન્મતિ આપજે."

બીજા દિવસની સહવાર પડી ત્યારે કમળાએ પાડોશણોને માંહોમાંહે વાત કરતી સાંભળી કે, શહેરમાં સમાચાર પ્રસરી રહ્યા છે કે, રા'નું જે લશ્કર લડવા ગયું હતું તે પાછું આવ્યું છે; સેનાપતિ ગાંડો થઈ ગયો છે અને સેનાપતિની સ્ત્રી મરણ પામી છે.

દુર્મુખશા એકાદ પ્રહર ચડતાં એક ગોગીરાજ સાથે વાત કરતો કરતો ઘેર આવ્યો. કમળાને ફક્ત છોકરા સાથે જોઇને દુર્મુખશાએ પૂછ્યું: "છોકરી ક્યાં છે ?"

"છોકરીને હું મહાજનના કોપની વેદીપર હોમી આવી છું. ત્યાં જો તેનું ભાગ્ય હશે તો તે જીવશે અથવા તો તે નિર્ભાગી હશે તો મરશે."

દુર્મુખશાને ક્રોધ ચડ્યો. તે બોલ્યો: "એટલે શું ?–"

યોગીએ તેને કહ્યું: "શેઠજી, ગુસ્સે થવાથી શું વળશે ?" તેણે કમળાને પૂછ્યું: "માતા, તમે મહાજનના કિયા શેઠને ત્યાં તમારી પુત્રીને મૂકી આવ્યાં છો ?"

"હેમચંદને ત્યાં. તેની પુત્રી કલાવતિ દયાળુ છે એની મને ખાત્રી છે. છતાં ચાહે તો તેને તે મારે યા જીવાડે. એ છોકરી જ એની છે, એમ કહીને મેં તેને સોંપી દીધી છે." કમળાએ જવાબ દીધો.

યોગીએ કહ્યું: "દુર્મુખશા, તમારો ગર્વ ગળી ગયો. તમે નમ્યા નહીં; તો તમારી પત્ની નમી માટે હવે જો આનું સારું પરિણામ લાવવું હોય તો હું તમને જે સલાહ કયારનો આપી રહ્યો છું, તેજ મુજબ કામ કરો. જરૂર સઘળું તોફાન શાન્ત થશે."

દુર્મુખશા થોડોક વખત વિચાર કરીને બોલ્યો: "સાધુ મહારાજ, તમારી સલાહ મને વ્યાજબી લાગે છે. લોક સામે થવું એ મૂર્ખાઇ છે. મને હવે કોઇની આથ રહી નથી. સેનાપતિ ગયા: એટલે મારો બધો આધાર તુટી પડ્યો. ગઇ કાલે હું બહારગામ નાસી જવા માટે ગાડું લેવા ગયો ત્યારે કોઇએ ન આપ્યાથી આખરે સેનાપતિની મદદ મેળવવા હું લડાઈના મેદાન તરફ નીકળી પડ્યો હતો.

પણ રસ્તામાં લશ્કરને મેં પાછું ફરતું જોયું. પૂછપરછ કરતાં મેં સાંભળ્યું કે, સેનાપતિ તો પાગલ થઇને ક્યાંક જતા રહ્યા છે. બસ-એ પછી મારો આધાર કોણ ? એટલે હું પગપાળો ગામમાં પાછો આવી પહોંચ્યો. રસ્તામાં તમે મને મળ્યા અને "આમ ગભરાયલો ગભરાયલો શા માટે ફરૂં છું" એવો સવાલ કર્યો; ત્યારે મેં તમને બધી વાત કહી. તે પરથી તમે અહીં મારી સાથે આવ્યા. તમારી સલાહ વિષે વિચાર કરી જોતાં મને એમજ લાગે છે કે, હવે મહાજનને મારે નમી પડવું જોઇએ. લ્યો, તમે કહ્યા મુજબ લખાણ હું લખી આપું છું. તમે કહો છો તેમ, એ લઇને તમે હેમચંદને મળો અને આ ધાંધળ બંધ કરાવો." તેણે એક કાગળ ઉપર લખ્યું: "જુનાગઢનો નગરશેઠ થવા હું માગતો નથી. જુનાગઢની વસ્તીની નજરમાં મારા જે કાંઈ ગુન્હા જણાયા હોય, તે બદલ હું માફી માગું છું. લી૦ દુર્મુખશા."

યોગીએ આ લખાણ પોતાના હાથમાં લઈ વાંચી જોયું અને તરતજ પોતાનો ઝભ્ભો, દાઢી, જટા વગેરે કાઢી નાંખ્યાં. એનું સ્વરૂપ જોઇ, દુર્મુખશા એને પગે લાગતો બોલ્યો: "કોણ કૃપાળુ રા' !"

એ યોગી ખરે જ રા'ગજરાજ હતો. તેણે દુર્મુખશાને કહ્યું: "તમે જ્યારે લશ્કરના માણસોને પૂછપરછ કરતા હતા ત્યારથીજ તમારા ઉપર મારી નજર ગઇ હતી. કલાવતિના પ્રસંગમા એક વાણીઓ સેનાપતિને મદદગાર થયો હતો એવી મને બાતમી અગાઉ મળી હતી. કદાચ તે તમે હશો એમ મેં માની લીધું અને તેથી જ્યારે મારૂં સૈન્ય શહેરમાં આવ્યું ત્યારે તરતજ મેં યોગી વેષ પહેરી લીધો. શહેરમાં તપાસ કરતાં જાહેરનામાં વાંચ્યાં. તમારા સંબંધી વહેવારબંધીની ખબર જાણી અને હું તમનેજ શોધતો રહ્યો; એટલામાં તમે મળ્યા અને તમારી સાથે હું ઘેર આવ્યો. મેં તમને પ્રથમથીજ આપ્યા કરેલી સલાહ આખરે તમારા હૃદયમાં વસી અને તમે લખાણ કરી આપ્યું; તો હવે તમારા સામેનો પ્રજાનો મૂંગો તિરસ્કાર જરૂર દૂર થશે. પણ આ પ્રસંગ ઉપરથી તમને બોધપાઠ મળ્યો છે કે, કદી પણ પ્રજા સામે થવું નહીં અને પ્રજાને સતાવવી નહીં."

"હા. મહારાજ; એ બોધપાઠ આ જન્મમાં હું કદીજ નહીં ભૂલું. હું હમેશાં મહાજનને નમીને ચાલીશ; એટલુંજ નહીં પણ

મોટાની અદેખાઈ નહીં કરૂં અને મારા ગજા મુજબ મારૂં જીવન ગાળીશ. ”

“ એથી તમે જરૂર સુખી થશો. ” રા’એ કહ્યું:

કુમળા લાજ કાઢીને રા’ગજરાજને પગે લાગી. રા’એ કહ્યું: “ પુત્રી, તારા પતિએ હઠીલાઈ કરી; પણ તું નમી પડી, એ ઘણુંજ સારૂં કર્યું છે. આ લખાણ વડે હવે મહાજનનો પ્રકોપ દૂર થશે અને તમો દંપતી ઉપર તેની કૃપા થશે ” એમ કહી રા’ ગજરાજ ત્યાંથી વદાય થયો.

થોડીકજ વાર પછી ગામમાં ઢંઢેરો ફરતો સંભળાયો કે, જુનાગઢના નગરશેઠ મોતીશા જ છે. દુર્મુખશાએ મહાજનને માબાપ તરીકે કબૂલ કર્યા છે અને નગરશેઠાઈ લેવા ના પાડી છે; માટે તેની સાથે તમામ જણે વહેવાર ચાલુ કરવો, એવું મહાજનનું ફરમાન છે.” અને એ ઢંઢેરો સંભળાયા પછી એક વહેલ દુર્મુખશાના ઘર આગળ આવી, જેમાંથી કલાવતિ નીચે ઉતરી. તેની સાથે દુર્મુખશાની છોકરી હતી અને પાછળ રાજવૈદ તેમજ હેમચંદ હતા.

હેમચંદને અને કલાવતિને દુર્મુખશા પગે લાગ્યો અને બોલ્યો: ‘ તમારી મહત્તા મેં પિછાની નહીં, એ મારી ભૂલ હતી. ”

તેઓએ તેને માફ કર્યું. અને હેમચંદે જાહેર કર્યું કે, “ કલાવતિની પુત્રીનું વેવિશાળ તમારા પુત્ર સાથે હું કરૂં છું. ”

રાજવૈદે કહ્યું: “ જુઓ, તમારો પસ્તાવો અને તમારી પત્નીની શીલતાનું આ સુંદર પરિણામ ! ”

દુર્મુખશાનું હૃદય અપાર આનંદથી છવાઇ રહ્યું. રાજવૈદ રા’ના હુકમથી આવ્યો હતો. તેણે દુર્મુખશાની પુત્રીને ઔષધ આપ્યું અને જાતે તેની સારવારમાં હાજર રહ્યો. અંતે તે સાજી થઈ.

---

## પરિચ્છેદ ૩૨.

---

### ખુલાસો.

“ મહારાજ, એ રાજરમત રમવાનું કારણ શું હતું ? ”

“ કારણ એજ કે, મારી પુત્રી કોઇ નબળાપોચાને ન પરણે અથવા કોઇ સાધારણ પંક્તિના માણસને કે મારાથી ઉતરતા રાજાને પરણે. ”

“ એવા પ્રસંગો તે વખતે બન્યા હતા ? ”

"હા, હું તે તમને અથેતિ કહીશ."

આ વાતચીત જુનાગઢના રાજમહેલમાં રા' ગજરાજ અને મોતીશા વચ્ચે ચાલતી હતી. નજદીકમાં એક વિરામાસન ઉપર યુવરાજ જયમલ્લ બેઠો હતો અને જાળીદાર કપડાના એક પડદા પાછળ રૂપાંદે અને રા'ની પત્ની બેઠેલાં હતાં. મોતીશા અર્જુનસિંહને ત્યાં ટૂંક રાજ્યમાં એક દિવસ રોકાયો તે પછી તે અને મલ્લરાજ ત્યાંથીજ જુદા પડ્યા હતા. મોતીશા અમરપુર ગયો હતો અને મલ્લરાજ મહોબાનગર ગયો હતો. મોતીશાએ અમરપુર પહોંચી ત્યાં મુખીને ઘેર થોભેલાં જયમલ્લ અને રૂપાંદેને રાજમલ્લનું અસ્તિત્વજ નહીં હોવા વિષે હકીકત કહેતાં, સાશ્ચર્ય તેઓને ખૂબ હસવું આવ્યું. મોતીશા જે દિવસે ત્યાં પહોંચ્યો તેજ દિવસે રા'નું સૈન્ય મહોબાનગરની સીમમાંથી પ્રથમ યુદ્ધ બંધ પાડીને પાછું ફરતું હતું. એની અથવા સેનાપતિના ગાંડપણની કે ભીમાબાઇના અવસાનની તેઓને ખબર નહતી. જયમલ્લે દિલ્હીમાં પૃથુરાજ ચોહાણને ત્યાં પોતાનું નસિબ અજમાવવા માટે જવાનો નિશ્ચય કર્યો. તેના દશ સૈનિકો, મોતીશા અને રૂપાંદે સહિત તે પ્રાતઃકાલમાં નીકળી પડયો. તેઓ જરાક દૂર પહોંચ્યા તેવામાં રા'નું લશ્કર પાછું ફરતું જોવામાં આવ્યું.

જયમલ્લે તે લશ્કર જુનાગઢનું છે એ જોઇ લીધું લશ્કર જો વિજયી થઇને પાછું ફરતું હોય તો હર્ષના ઉદ્‌ઘોષ કર્યા વિના રહે નહીં. એને બદલે કેવળ શાન્તિથી તે કૂચ કરતું હતું. લુપાઇને તેની ચિકિત્સા જોવી, એ નામર્દાઇ ગણાય; એથી તેણે પોતાના સૈનિકો સહિત ઘોડા એક બાજુએ થોભાવ્યા.

રા' એક હાથી પર બેઠો હતો. તેનું ધ્યાન તેઓ તરફ ગયું. તેણે લશ્કરને કૂચ કરતું બંધ પાડ્યું અને હાથી પરથી પોતે ઉતરીને જયમલ્લ પાસે આવ્યો. તેને પોતાની તરફ આવતો જોઇ, જયમલ્લ ઘોડાપરથી ઉતર્યો. તેના સૈનિકોએ પણ તેમ કર્યું. રા' શું કહેશે, એનો ખ્યાલ જયમલ્લને નહોતો. રા'એ તેની પાસે આવીને ઉમળકાથી તેને ભેટતાં કહ્યું: "પુત્ર જયમલ્લ! તારો દેશવટો આજથી રદ્દ કરૂં છું. ચાલ, મારી સાથે આપણા રાજ્યમાં પ્રવેશ કર."

આ સાંભળીને જયમલ્લને ઘણુંજ આશ્ચર્ય થયું. જયમલ્લ હજી તો એ સંબંધમાં કાંઇ વધુ પ્રશ્ન કરે તેટલામાં તેની સમિપ ઘુંઘટ

તાણીને ઉભેલી રૂપાંદે પાસે જઈ, રા' એ કહ્યું: "રૂપાંદે, દેવની સાક્ષીએ અને વળી તારી પવિત્ર કાકીની સાક્ષીએ તું મારા જયમલ્લને વરી છું; તેથી મારી પુત્રવધૂ તરીકે તને સ્વીકારતાં મને આનંદ થાય છે."

રૂપાંદે તેને પગે લાગી. રા'એ મોતીશા તરફ જોઇ કહ્યું: "નગરશેઠ, તમારા જેવા હિમ્મતવાન વણિકને મારા રાજ્યમાંથી દૂર કરવા ન પાલવે. તમારા વિના અમને સલાહ કોણ આપે?" અને જયમલ્લના દશ સૈનિકો તરફ જોઇ તેણે કહ્યું: "તમારા જેવા ચુસ્ત વફાદારો મારા પુત્રની સતત રક્ષા માટે તેની પાસેજ રહેવા જોઇએ."

આ પ્રમાણે રા'એ જ્યારે સહુને ખુલ્લા દિલથી આવકાર આપ્યો ત્યારે જયમલ્લનો ગુસ્સો શાન્ત થયો અને તેણે પિતાની સાથે જુનાગઢ તરફ પ્રયાણ કર્યું. રાજ્યમાં આવ્યા પછી તેને ખબર મળી કે, સેનાપતિ પાગલ થઇ ગયો છે; ભીમાબાઇ મરણ પામી છે અને બીજું યુદ્ધ આઠ દિવસ પછી થશે. એ ઉપરથી તેને ખ્યાલ આવ્યો કે, રા'એ હવે મારો દેશવટો કેમ દૂર કર્યો? "જ્યાં તે ત્યાં તું નહીં" એમ રા'એ જયમલ્લને કહ્યું હતું. હવે સેનાપતિ અહીં નથી એટલે તેનો દેશવટો માફ થયો છે.

સેનાપતિનો ગર્વ પોતાને હાથે ગાળવાની ઇચ્છા જયમલ્લને ઘણી હતી; પણ એ કાર્ય વિધિએ કર્યું. એટલે તે લાચાર બન્યો. પરોપકારક વૃત્તિવાળી ભીમાબાઇનું મોત થયું એથી જયમલ્લને ઘણું દુઃખ થયું. રૂપાંદેના કલ્પાંતનો પણ પાર નહતો. પરંતુ તે બન્નેનો શોક રા'એ ભીમાબાઇનાં અનેક મહાકાર્યો સમજાવીને દૂર કરતાં કહ્યું: "પોતાના સદ્‌ગુણોની સુવાસ માત્ર તમને બેને એક કરીનેજ નહીં-બલ્કે મલ્લરાજ અને મોતીનાદને એક કરીને તેમના નાસી જવામાંયે શાગીર્દ થઇને તેણે પ્રસારી એ તેનું ઓછું મહાકાર્ય નહતું."

મલ્લરાજ અને મોતીનાદનો ઉલ્લેખ રા'એ કર્યો ત્યારે જયમલ્લે તેને મોતીનાદના વેવિશાળ સંબંધી પ્રશ્ન કર્યો અને અર્જુનસિંહે મોતીશાને રાજમલ્લ નામે વ્યક્તિનું અસ્તિત્વજ નહીં હોવાની કરેલી વાત કહીને જાણવા માગ્યું કે, "શું એ સત્ય હકીકત છે?"

રા'એ જવાબ દીધો: "એમાં મારી એક રાજરમત હતી."

આ ઉપરથી મોતીશાએ, આ પરિચ્છેદને મથાળે આપેલા પ્રશ્નો કર્યા હતા; જેના ઉત્તરમાં રા'એ ૧૫ વર્ષ ઉપર જે હેતુથી

મોતીનાદના વેવિશાળની અફવા ફેલાવી હતી તે હેતુ કહ્યો: “ મારે ત્યાં મોતીનાદનો જન્મ થયો ત્યારથીજ ગુજરાતના રાજાઓએ તેની માગણી કરવા માંડી હતી. મને તે ઉપરથી એમ લાગ્યું કે, ગમે તેની સાથે હું મારી પુત્રીના લગ્નનો કરાર કરી દઉં અને પાછળથી તે બિચારીને વખત છે ને પસ્તાવું પડે તો મને તે શ્રાપ દે. હું તેથી એ વિચારોમાં ગુંચવાયલો રહ્યો હતો કે, શું કરવું ? મોતીનાદ એક વર્ષની થઇ. બે વર્ષની થઈ. એટલે તો વિવિધ રાજ્યો તરફથી માગણીઓ આવતી ગઇ. તેમાં એક એવો ઉમેદવાર પણ હતો કે જેને રાજ્ય નહતું પણ જે લડાયક વિદ્યામાં બહુ પ્રવીણ હતો. એનું નામ જાણીને તમે જરૂર આશ્ચર્યચકિત થશો. એ બીજો કોઇ નહીં પણ ચુડામણિ ! એ પોતાના પુત્રને માટે નહીં; પણ પોતાને માટે મોતીનાદ માગતો હતો. અચાનક એક વખત અર્જુનસિંહજી મારે ત્યાં મહેમાન તરીકે આવ્યા. અમે ગીરનાં જંગલોમાં શિકારે ગયા. ચુડામણિએ ત્યાં ઘણી હોશિયારી બતાવી: એટલે અર્જુનસિંહે તેને શાબાશી આપી એ લાગ સાધીને ચુડામણિએ અર્જુનસિંહ મારફત પોતાની શિફારશ મારી પાસે કરાવી. એ રાજેન્દ્ર મારો પરમ મિત્ર હતો અને છે. અમે બે જણ એકાન્તમાં વાત કરવા મળ્યા, ત્યારે મેં તેની આગળ મારી વિમાસણ રજુ કરી. અને તેની હિમ્મતને પરિણામે આ યુક્તિ ગોઠવી. મેં બીજે દિવસે દરબારમાં જાહેર કર્યું કે, “ અર્જુનસિંહના એક કુમાર રાજમલ્લ સાથે મોતીનાદનું લગ્ન કરવામાં આવ્યું છે. ” સેનાપતિ તેથી તાત્કાલિક ઠંડોગાર થઇ ગયો અને બીજા રાજાઓ પણ એ જાણીને ઠંડા પડી ગયા અને મોતીનાદનાં માગાં આવતાં અટકી ગયાં. અર્જુનસિંહને મેં બે સાવચેતી રાખવા કહી હતી કે, કદાપિ આ છુપી વાત કોઇને જાહેર કરવી નહીં; અને બીજાં રાજ્યોને કોઇવાર બતાવી શકાય તે માટે એકાદ રૂપાળા છોકરાને કાયમને માટે તમારા મહેલમાં રાખવો. એ મુજબ તેમણે એક છોકરાને ઓઠા તરીકે રાખ્યો હતો અને થોડાક વર્ષ પછી અમે ફરી મળ્યા ત્યારે વેષધારી રાજમલ્લને મેં જોયો પણ હતો. અમારી સંતલસની જાણ અમો બે સિવાય ત્રીજા કોઇને ન હતી. મોતીનાદની માતાથી પણ મેં એ સંતલસ છુપી રાખી હતી. જ્યારે રાજમલ્લ જુગારી, દારૂડીઓ વગેરે હોવાની વાતો હું સાંભળતો ત્યારે મને બેશક છુપી રીતે હસવું ઉપજતું અને તેમાં પણ જ્યારે સેનાપતિ તે વાતોની ખાત્રી કરી હોવાનું મને

કહેતો ત્યારે તો મને પારવિનાનું હસવું આવતું. રાજમલ્લ દેશાટને ગયો છે, એવી વાત જ્યારે બહાર આવી, ત્યારે હું સમજી ગયો કે, અર્જુનસિંહે વેષધારી છોકરાને હાલ તુર્ત દૂર કર્યો હશે. મલ્લરાજ જ્યારે રાજમલ્લ તરીકે જાહેર થયો ત્યારે હું જાણતો નહતો કે, તે કોણ છે, પણ એટલું તો જાણતો હતો કે, તે રાજમલ્લ નથી. મોતીનાદને વિજયી વીરને પરણાવવાની શરત મેં ઢંઢેરામાં દાખલ કરી તેનું કારણ એટલુંજ કે, જે કોઇ છેક છેવટે વિજયી થશે તેને તે પરણાવવાની હતી. ચુડામણિની દાનત તે શરત દાખલ કરાવવામાં એ હતી કે, પોતે વિજયી થશેજ. તેને ખોટો ગર્વ હતો. પણ વિધિએ તેનો ગર્વ ગાળ્યો અને એ પછી શું બન્યું છે, એથી તો તમે વાકેફ છો. ”

રા’ના આ ખુલાસાથી સૌના સંદેહ ટળ્યા અને મોતીનાદે મલ્લરાજની ઉચિત પસંદગી કરી, એમ સૌને લાગ્યું.

તે બાદ બીજા યુદ્ધમાં સેનાપતિ–પદ લેવા જયમલ્લે ઇચ્છા દર્શાવી; પણ રા’ગજરાજે તેને તે પદ આપવા ના પાડીને પોતેજ એ પદ લેશે, એમ જણાવ્યું. એના સમર્થનમાં રા’એ કહ્યું: “ આ યુદ્ધ એક સખ્ત યુદ્ધ થશે; કારણ કે દિલ્હીનું લશ્કર ઘણુંખરૂં તેમાં ભાગ લેશે. અને બીજાંપણ અનેક રાજ્યો સામા પક્ષમાં પોતાનાં લશ્કર સહિત આવશે. એવીજ રીતે આપણા તરફથી પણ મોટાં મોટાં અનેક મિત્ર રાજ્યો યુદ્ધમાં ભાગ લેશે. વીરપુત્ર ! તું યુદ્ધ–રસિયો છે, એ હું જાણું છું અને તેથી યુદ્ધમાં ભાગ લેવાનો પ્રતિબંધ હું તને કરતો નથી; પણ જો સેનાપતિ–પદ તને આપું તો યુદ્ધમાં ભાગ લેનાર આપણાં કેટલાંક સમાન મિત્રરાજ્યોના રાજવીઓને માઠું લાગે અને દરેક રાજા કદાચ એવી હઠ લે, કે જયમલ્લને સેનાપતિ બનાવ્યો, તો અમે કાંઇ કમ છીએ ? અમને કેમ સેનાપતિ–પદ ન મળે ? આપણા પક્ષમાં આથી ફાટફુટ પડે અને નિરર્થક અસંતોષ ઉત્પન્ન થાય. તેથી સૌના સમાધાનને અર્થે અને સૌને ઉત્સાહ રહે, તે માટે આ યુદ્ધનો સેનાપતિ તો હુંજ રહીશ. મારી સમિપ રહી, તું મારી રક્ષા કરજે અને તારૂં પિતૃ–ઋણ ફેડજે, એટલે બસ છે. ”

મોતીશાને રા’નું કથન વ્યાજબી લાગ્યું; જેથી જયમલ્લે પણ તેને સંમતિ આપી.

યુદ્ધ–આરંભના વચગાળાના દિવસોમાં રા’ તરફથી પોતાનાં તમામ મિત્ર–રાજ્યોને લડાઇમાં ભાગ લેવા નિમંત્રણ મોકલવામાં

આવ્યાં; અને ઘણાક તરફથી તેના સંમતિદર્શક ઉત્તર પણ આવી ચૂક્યા.

એ વચગાળાના દિવસોમાં એક નવી વાત જાણવામાં આવી અને તે એ કે, ગુજરાતના સિમાડા ઉપર દિલ્હીનું લશ્કર જઇ પહોંચ્યું છે અને પૃથુરાજ ચૌહાણ તથા ભોળા ભીમદેવ વચ્ચે સખ્ત યુદ્ધ શરૂ થઈ ગયું છે. આ વાત સાંભળી રા'ને સહેજ આનંદ થયો; કેમકે પૃથુરાજનું લશ્કર લઢવામાં રોકાયું છે; તેથી ભાગ્યેજ પોતાની સામે આવી શકશે, એમ તેને લાગ્યું. અને જો એ લશ્કરની મદદ મલ્લરાજને ન મળે, તો પરાજયની યુદ્ધ-પ્રારંભમાંજ રહેતી બીક ટળે, એ નિઃશંસય હતું.

રા'એ ખાસ જાસુસો મોકલીને એ યુદ્ધના રંગઢંગના દૈનિક સમાચાર મેળવવાનો પ્રબંધ કર્યો અને પોતાની સીમમાં જ્યાં મલ્લરાજ સામે યુદ્ધ કરવાનું હતું ત્યાં જઈ દરેક પ્રકારની બચાવની તૈયારીઓ અગાઉથી કરાવી. મહોબાની સીમમાં થયેલા યુદ્ધની તૈયારીઓ નો ખ્યાલ આ કથાના વાચકવૃન્દને લંબાણથી આપેલો હોવાથી આ યુદ્ધની તૈયારીઓ વિષે ટૂંકમાં જણાવીશું કે, તે લગભગ એજ પ્રકારની અને સોરઠી લશ્કરીઓથી જેમ બને તેમ શત્રુનો સંહાર ઓછી તકલીફથી કરવાનું ફાવે એવા પ્રબંધવાળી તૈયારીઓ હતી.

## પરિચ્છેદ ૩૩

### મલ્લરાજનો વિજય

આઠ દિવસ જોત જોતામાં પસાર થઇ ગયા છે. તે દરમ્યાન જુનાગઢમાં રા' એ લશ્કરી તૈયારીઓ કરાવી છે. અનેક મિત્ર રાજ્યોને આ લઢાઈમાં ભાગ લેવા કહેવામાં આવ્યાથી તેઓ તેના તરફથી લઢવા જુનાગઢની સીમમાં પોતાનાં લશ્કર સહિત આવી પહોંચ્યા છે.

મલ્લરાજ તરફથી પણ તેનાં મિત્ર-રાજ્યોનાં લશ્કરોએ આ આઠ દિવસ દરમ્યાન રફતે રફતે જુનાગઢની સીમમાં આવવાને મુકામ કરવા માંડ્યો છે; જેમાં કનોજનો લાખન, ગુજરગઢનો રાનૈયો રાજા પૃથીપત, મોહનગઢનો મુકુન્દ અને બીજા કેટલાક રાજાઓ જાતે પોતાનાં લશ્કરો સહિત આવ્યા છે.

**સીરસા** નગરમાંથી **મલ્લરાજ** યુદ્ધે ચઢયો ત્યારે ત્યાંની આખી પ્રજાએ તે દિવસે ઉત્સવ ઉજવ્યો. નગરમાં ઠેર ઠેર ધ્વજા પતાકા અને તોરણો બાંધવામાં આવ્યાં; સુન્દર વસ્ત્રાભૂષણો પહેરી આબાલવૃદ્ધ સ્ત્રી-પુરુષો રાજસ્વારીના રસ્તામાં ઠેર ઠેર ઉભાં રહ્યાં. અનેકના હાથમાં ફુલમાળાઓ નજરે પડતી હતી; અનેકના હાથમાં કુમકુમ પાત્ર જેવામાં આવતાં હતાં; મંગલ પ્રસગોમાં સદાયે વપરાતા અક્ષતનો પાર ન હતો. કોઇક કોઇક વધુ ઉત્સાહી પ્રજાગણની મહિલાઓ તો રણે ચઢતા **મલ્લરાજની** આરતી કરવા માટેનાં સાધનો પણ લઇ આવી હતી. મોટાં ચકલાંમાં ખાસ વાજીંત્રો રાખવામાં આવ્યાં હતાં અને જ્યાં જુઓ ત્યાં હસિત વદનો અને હર્ષઉલ્લાસ જ નજરે પડતાં હતાં.

પ્રાતઃકાલના આઠ વાગતાં રાજમહેલમાંથી એક સ્ત્રી-વૃન્દ બહાર નીકળ્યું અને તેનાં પગથીઆં ઉપર સ્થિત થયું. રાજમહેલની આસપાસ એકઠાં થયેલાં લોકનાં ટોળાં માંહોમાંહે વાત કરવા લાગ્યાં: “ પેલી વચ્ચોવચ્ચ જે રૂપરૂપના ભંડાર જેવી બાળા ઉભી છે, તેજ જુનાગઢના **રા’** ની દીકરી ! એણે કેવા કીંમતી વસ્ત્રાલંકાર પહેર્યા છે? એ કેવી મિઠાશથી હસતી હસતી પોતાની સખીઓ સાથે વાત કરે છે? એનાં પગલાં બહુ સારાં છે. મલ્લરાજને પહેલા યુદ્ધમાં જીત એનાં પગલાંથી મળી છે. હવે આ ફેરો પણ એમની જીત થશે.”

આવી આવી વાતોમાં લોકો પ્રવૃત્ત હતા; તે વેળા લશ્કરી સ્વારી રાજમહેલ આગળ આવી પહોંચી. **મલ્લરાજ** એક સફેદ ઘોડા ઉપર બેઠા હતો. તેનો ઘોડો રાજમહેલનાં પગથીઆં આગળ આવતાંજ બ્રાહ્મણોએ વેદ મંત્રો ઉચ્ચારવા માંડયા. સ્ત્રી-વૃન્દને મોખરે હસતી હસતી ઉભેલી બાળા પુષ્પમાલા સહિત **મલ્લરાજના** ઘોડા પાસે ગઇ. તેની અને **મલ્લરાજની** નજર એક થઇ. અપૂર્વ તેજસ્વિતા તેમાંથી પ્રકટ થઈ. એ નેત્રમિલન પછી **મલ્લરાજે** ઘોડાપર બેઠે બેઠે પોતાની ડોક નીચી નમાવતાં બાળાએ તેના કંઠમાં પુષ્પહાર પહેરાવ્યો અને સોનાની એક આરતીમાંનું કપુર સળગાવીને તેની આરતી ઉતારી. અન્ય સ્ત્રીઓએ **મલ્લરાજનાં** ઓવારણાં લીધાં. રાજમહેલની અગાસીમાંથી પુષ્પવૃષ્ટિ થઇ. તેમાં ઉભેલી સ્ત્રીઓએ રણગીત ગાવા માંડ્યાં અને ચોપાસ ઉભેલા લોકોએ લશ્કરી વાજીંત્રના નિનાદ વચ્ચે **મલ્લરાજ** ઉપર પુષ્પ-અક્ષત-વૃષ્ટિ કરી.

આ વખતે લોકોના ટોળામાં અચાનક ભંગાણ પડયું. " શું છે ? " " શું છે ? " એમ સહુ પૂછવા લાગ્યાં; તો જણાયું કે એક વાછરડું દોડતું દોડતું આવતું હતું અને તેની પાછળ એક ગાય હતી. લોકના ટોળાને ભેદીને તે બન્ને બહાર નીકળ્યાં. મલ્લરાજે હસીને વાજીંત્ર બંધ રખાવ્યાં અને મિષ્ટ સ્વરે પોતાની આરતી ઉતારનાર બાળાને કહ્યું: " હૃદયેશ્વરી! આ શુભ શુકન છે. એ નાનું વાછરડું અને એ ગૌમાતા તમારા તરફથી પૂજા પામવા આવ્યાં છે. એમને વધાવો. "

પુનઃ એ હસી. એણે થોડાંક ડગ આગળ ભર્યાં અને વાજીંત્ર બંધ થવાથી તથા થોડાક સૈનિકોએ ગાયને અને વાછરડાને બન્નેને સ્વસ્થ બનાવી ઝાલી રાખ્યાં હોવાથી એ સુન્દરીએ તેમનું પૂજન કર્યું.

મલ્લરાજની સ્વારી હવે આગળ વધી. ક્યાં સુધી એ સુન્દરી તેને જોઇજ રહી.

એ કોણ હતી ? પ્રજાજને માંહોમાંહે કરેલી વાત સાચી હતી. એ મોતીનાદ હતી. મલ્લરાજે અર્જુનસિંહ પાસેથી પાછા ફર્યા પછી રાજમલ્લનું અસ્તિત્વજ નહીં હોવા વિષેના સમાચાર વિદિત કર્યાથી મોતીનાદની સઘળી ચિન્તાઓ દૂર થઇ હતી અને પોતાની વાંચ્છના આખરે ફળી એમ માનીને હવે તો આ મલ્લરાજમાંજ પોતાનું હૃદય તેણે જોડયું હતું. પોતાના પતિ તરીકે તેનેજ સ્વીકારીને મહોબાથી તેની સાથે તે સીરસા આવી હતી. છેલ્લા થોડાક દિવસો દરમ્યાન મલ્લરાજ જોકે યુદ્ધને લગતી તૈયારીઓમાં રોકાયેલો રહ્યો હતો તોપણ તેની અને મોતીનાદની વચ્ચેનો પરિચય વધ્યો ગયો હતો અને પ્રેમ દૃઢતર બનતો ગયો હતો.

આજ વીરાંગનાએ વીરને વદાય દીધી. પૂર્વકાળમાં જ્યારે ક્ષત્રિયો રણે જતા ત્યારે તેમની સ્ત્રીઓ સપ્રેમ તેમનું પૂજન કરતી. મોતીનાદે મલ્લરાજના પ્રસંગમાં એ રૂઢિનું પાલન કર્યું: અને એ જીતે એવી ઇચ્છા હૃદયમાં સેવી.

મલ્લરાજને વીરોચિત વદાય દેતાં તે હસતી હતી; કારણ આજ પ્રાતઃકાલમાં પરોઢીઆમાં તે જેવી ઉઠી કે તરતજ તેને કાને એક કોયલનો મધુરો ટહુકાર પડયો હતો. સૌથી પહેલાજ આ શુભ શુકનથી તેનું હૃદય હસી ઉઠયું. તે પથારીમાંથી બહાર પડી જેવી પોતાના શયનખંડમાંથી બહાર નીકળવા જતી હતી તેજ વખતે એક કટાર

લઇને મહારાજ આવ્યો અને બોલ્યોઃ "તમારા હાથથી જ મને આ ચકચકિત બનાવી ન આપો ?" એનો જવાબ એ કટારને પોતાના હાથમાં લઇને પોતાના હોઠને અડકાડીને તેણે આપ્યો હતો. યુદ્ધ-પ્રયાણને દિવસે આ બીજા શુભ શુકન હતા. દૈનિક પ્રાતઃવિધિ કરવા જતા પહેલાં પોતાના હાથથી તેણે કટારને સાફ કરીને ચકચકિત બનાવી અને મહારાજ પ્રેમપૂર્વક તે જોતો જોતો ઉભો રહ્યો. એટલામાં એક દાસીએ ત્યાં આવીને ખબર આપ્યા કે, બહાર કોઇક પ્રવાસી આવ્યો છે. તેની સાથે જવાહીરનાં ઉંટ છે અને તે જણાવે છે કે, શ્રીમતીને મળવું છે. પ્રાતઃકાલમાં જવાહીર ! એ વળી એક વધુ મંગલ શુકન હતા. એ પ્રવાસીને મહેલમાં દાખલ કરવામાં આવ્યો. જે મોતી, માણેક, રત્ન ઇત્યાદિ પોતાની સાથે તે લાવેલો તે જુદા જુદા થાળોમાં તેણે ભર્યાં અને મોતીનાદને અર્પણ કર્યાં.

"કોણે આ વસ્તુઓ મોકલી છે ?" મોતીનાદે પ્રવાસીને પ્રશ્ન કર્યો.

"મને નામ દેવાનો અધિકાર નથી" એવો જવાબ આપી પોતાના ખિસ્સામાંથી અમૂલ્ય મોતીનાં બે નંગ કાઢીને તેણે મોતીનાદના હાથમાં મૂક્યાં.

"કિયા પ્રદેશમાંથી આવો છો ?" મોતીનાદે એ મોતી લઈ તે તરફ આશ્ચર્યથી જોતાં જોતાં પૂછ્યું.

"સોરઠમાંથી."

મોતીનાદ હવે હસી. મહારાજ તરફ જોઇને તેણે પોતાનાં નેત્ર ચમકાવતાં પૂછ્યુંઃ "જાણો છો, આ મોકલનાર કોણ હશે ?"

"તમારા કોઇક શુભેચ્છકે મોકલ્યાં હશે, એ ચોક્કસ."

"પણ મેં જ્યારે આ પ્રવાસીને મોકલનારનું નામ પૂછ્યું ત્યારેજ ખાસ પોતાના ખિસ્સામાંથી કાઢીને તેણે આ બે મોતી આપ્યાં અને દેશ 'સોરઠ' કહ્યો તે ઉપરથી તે મોકલનાર કોણ હશે, એ કળાવું અઘરૂં નથી. એ મોકલનાર મોતીશા અને તેની પત્ની કલાવતી જ છે."

પ્રવાસીના મુખપર હવે હાસ્યરેખા પ્રકટી. "કહો, સાચું કહો." એમ મોતીનાદે પૂછ્યું પણ તેણે હસ્યાજ કર્યું. બસ. એની ખાત્રી માટે પૂરતું હતું. મહારાજ અને મોતીનાદ બન્નેને એ સ્નેહની લાગણી માટે આનંદ થયો.

પ્રાતઃકાળમાં ઉઠતાં વેંતજ થયેલા આ બધા શુભ શુકનો મહારાજ વદાય થયો ત્યાં સુધીમાં એકે એકે વધતાજ ગયા તેથી

મોતીનાદનું હૃદય સાક્ષી પૂરવા લાગ્યું કેઃ "જરૂર આ યુદ્ધમાં વિધિએ વિજયકળશ મારા હૃદયેશ્વર ઉપર જ ઢોળવાનો નિરધાર કર્યો લાગે છે."

અને મોતીનાદની એ આશા ખરે જ સાચી પડી. મલ્લરાજ અને રા'ગજરાજ વચ્ચે જુનાગઢના સિમાન્ત પ્રદેશમાં ત્રણ દિવસ સુધી કટ્ટર યુદ્ધ ચાલ્યું. વાચકવૃન્દને, અમે એ યુદ્ધનું વર્ણન કરીને, હવે કંટાળો આપીશું નહીં. પણ ટૂંક એ કહેવું પૂરતું થઇ પડશે કે, જે શરતોએ આ યુદ્ધ કરવાનું હતું તે તમામ શરતો બન્ને પક્ષોએ યથોચિત પાળીને આ યુદ્ધ કર્યું. દરરોજ સાયંકાળે યુદ્ધ-વિરામ થતો અને લઢવૈયાઓ આરામ લેતા. કોઇના ઉપર કોઇ છુપાં આક્રમણો કરતા નહીં. પરોઢીઉં થતાં લઢાઈ પાછી શરૂ થતી અને બન્ને બાજુઓના સૈનિકો ખૂબ આવેશથી લઢતા. ત્રીજા દિવસે રા'ગજરાજનું સૈન્ય લથડ્યું અને તેની સંખ્યા ઘણી જ કમી થઇ. એક છેલ્લો સખ્ત હુમલો કરીને મલ્લરાજે તે સૈન્યને તાબે કરી લીધું. પરિણામે રા'ગજરાજે મલ્લરાજનો વિજય કબૂલ કર્યો.

---

## પરિચ્છેદ ૩૪.

### ઉપસંહાર.

મલ્લરાજની જીત થઈ એટલે તે મોતીનાદને માટે દરેક રીતે લાયક પતિ ઠરી ચૂક્યો. પરિણામે તેને સહર્ષ આવકાર આપીને મોતીનાદનું લગ્ન તેની સાથે કરી આપવાનું કર્ત્તવ્ય રા'ને બાકી રહ્યું. રા'એ તે કર્ત્તવ્ય ઘણીજ હોંશથી બજાવ્યું.

મલ્લરાજને તેણે આદરપૂર્વક શહેરમાં આવવા નિમંત્રણ કર્યું. મલ્લરાજ એ જોવા માગતો હતો કે, વત્સરાજ કેદમાં છે, એ વાત રા'ને સાંભરે છે કે કેમ? તેથી તેણે એ વિષે તેને કાંઈ કહેવરાવ્યું નહીં; અને મોતીનાદને સીરસાથી તેડવા માટે સૈનિકોને મોકલીને તે જુનાગઢમાં પ્રવેશ્યો.

તેને જે મહેલમાં ઉતારો આપવામાં આવ્યો તેમાં જયમલ્લ અને મોતીશા સહિત તે વાતચીત કરતો બેઠો હતો તેવામાં રા'ની પધરામણી ત્યાં થઇ. મલ્લરાજે તેને પહેલોજ પ્રશ્ન એ કર્યો કેઃ "રા' પોતાનાં વચન પાળે છે કે?"

રા’એ તરતજ જવાબ દીધો: “ એકકે એક ! ”

“ હું તો તેમ માની શકતો નથી. ” મલ્લરાજે કહ્યું: “ હું તો હક્કભેર તમારી પાસેથી માન માગું; પણ શું મારાં સંબંધીજનોને અપમાનિત રહેવા દઇને મારે માન લેવું વ્યાજબી છે ? ”

રા’એ હસીને બારણા આગળ ઉભેલા એક હજુરીઆને સાન કરી; એટલે તેણે જે ખંડમાં તેઓ બધા હતા, તે ખંડ જોડેનું એક બંધ બારણું ઉઘાડી નાંખ્યું. સામેજ એક મૂલ્યવાન સિંહાસન ઉપર કીંમતીં વસ્ત્રાભૂષણો પહેરીને તેનો પિતા વત્સરાજ બેઠો હતો અને બે ત્રણ હજુરીઆ તેના પગ ચાંપતા હતા !

મલ્લરાજ એકદમ ઉઠીને પિતા પાસે દોડી ગયો. પિતા-પુત્ર ભાવથી ભેટયા. બાદ જે ખંડમાં બધા હતા, તેમાં પાછા આવતાં વત્સરાજે મલ્લરાજને કહ્યું: “ એ ચોક્કસ જણાય છે કે, રા’નાં કોઇ વચન બાકી રહેતાં નથી; પણ તું તારી ફરજ પાળે છે કે ? ”

મલ્લરાજ હસ્યો; પિતાના પ્રશ્નનો ધ્વનિ સમજ્યો; અને હવે તો રા’ તેનો સસરો હતો એટલે તેને નમન કરવામાં કાંઇજ વાંધો નહોતો; તેથી તેને નમન કરી કહ્યું: “ અમો જુવાનીઆઓ ફરજ વિસરતા માલુમ પડીએ તો દ્દઢ મનના વૃદ્ધોએ અમને દોરવા જોઇએ. ”

એ કહેવું બિનજરૂરી છે કે, હર્ષનું વાતાવરણ ત્યાં જામી ગયું.

રા’એ તે બાદ ખુલાસો કર્યો: “ મલ્લરાજ, તારા મનમાં હજી કેટલીક શંકાઓ હશે; પણ તેનો સ્ફોટ હું અત્રે કરી દઉંછું. જયમલ્લને પણ તેમાંથી જાણવાનું મળશે. વત્સરાજ મહારાજને ભરબજારમાં નમાવવા મારો સદ્દગત સેનાપતિ તૈયાર થયો ત્યારે મેં ૧૪ દિવસ સુધી તેની સાથે માથાઝીક કરી હતી. પણ મેં જોયું કે, તેને વિજયનો મદ ચઢયો છે, તો પછી નમતું આપ્યું હતું. સદ્દભાગ્યે તે દિવસે તું અને જયમલ્લ કેટલીક વીરતા બતાવી શકયા. એ પછી સેનાપતિ મારી પાસે આવ્યો અને જયમલ્લને મેં દેશવટો દીધો. તેમાં મારો એક અસાધારણ બેત હતો. એ બેને હું એકઠા રહેવા દઉં, તો મારે સેનાપતિ બદલવો પડે. જો સેનાપતિ બદલું તો એક ભય હતો કે, બીજા રાજ્યમાં જઇ, તે મારી સામે પ્રપંચ કરે અને બચાવનાં મારાં સાધનોથી તે પૂરતો માહિતગાર હોવાથી મારા રાજ્ય પર હલ્લો લાવી મને મ્હાત કરે. આથી જયમલ્લને તેનું કિસ્મત થોડોક કાળ માટે પરરાજ્યમાં અજમાવવા દેવા મેં સેનાપતિથી જૂદો પાડ્યો.

દરમ્યાન કોઇ પ્રબળ શત્રુને હાથેજ સેનાપતિનો ગર્વ ગળે, એ માટે જયમલ્લની વાતચીત દરમ્યાન મેં દિગ્વિજયનો મુદ્દો પકડી લીધો. પોતાના પાશવ–બળ ઉપર મુઝના સેનાપતિને તે રુચ્યો. તેણે મોતીનાદની શરત સૂચવતાં મેં તે દાખલ કરવા દીધી; કેમકે એના લોભથી એ દિગ્વિજય કરવા વહેલો જઇ શકે. તેને યુદ્ધમાં જવા દીધું તે દરમ્યાન કલાવતિનો પ્રસંગ ઉભો થયો. એમાં મેં તેના જ શબ્દો ગ્રહણ કરી લીધા અને તેજ શબ્દો વડે તેને વશ કર્યો. એ પછી રાજમલ્લ તરીકે, મલ્લરાજ ! તારો પ્રસંગ ઉભો થયો. એમાં મૂળ બાબત તું જાણતો નથી. રાજમલ્લ કોઇ છેજ નહીં અને મોતીનાદનું તેની સાથેનું વેવિશાળ એ એક રાજરમત હતી. હું જાણતો હતો કે, રાજમલ્લ નથી તો પછી મને પ્રશ્ન ઉપજે જ કે–તું નવો ક્યાંથી ફુટી નીકળ્યો ! તારો ખરો પરિચય તેં ઠેઠ સુધી આપ્યો નહીં તેથી તે જાણવા મારે કંઈ કંઈ યુક્તિઓ કરવી પડી; પણ આખરે જ્યારે તું કોણ છે, એ મારા ખ્યાલમાં આવ્યું ત્યારે હું તારી સાથે માનભેર વર્ત્યો હતો, એ તું જાણે છે. સેનાપતિને તારો અને તારા પિતાનો વધ કરવો હતો. મેં તે ન કરવા દીધો પણ તે સિવાય જે બીજા નાનાં નાનાં અમર્યાદ સત્તામદનાં વર્ત્તન તેણે ચલાવ્યાં, તે મેં ચલાવવા દીધાં. પણ એમાં તે ન જાણે એવી છુપી ગોઠવણ એ કરી કે, જેટલાને તેના ગુસ્સાના ભોગ થવું પડે તેટલાને હું છુપી રીતે છોડી દેતો. દાખલા તરીકે, કલાવતિના પ્રસંગ જેઓને તેણે કેદ કરેલા, તેઓને મેં છોડી મૂક્યા છે. જયમલ્લે એક મુસલમાન સિપાઇને નસાડેલો. તેને ફરીથી આશ્રય આપ્યો છે. હવે યુદ્ધ–પ્રયાણ બાબતનો ખુલાસો. જેમ બને તેમ જલ્દીથી તેને રણક્ષેત્રમાં મોકલવા મેં ઉશ્કેર્યો હતો; અને પોતાની પ્રકૃતિ પ્રમાણે તે ઉશ્કેરાઇને તાબડતોબ ગયો હતો; તે એવી રીતે કે, તેને ઘેર તેનો પુત્ર માંદો હતો. અને મારી પુત્રવધૂ મારા પુત્ર સાથે પરણવાનાં કાવત્રાં રચતી હતી તેથી યુદ્ધમાં વહેલા જવા તેની ઇચ્છા નહોવા છતાં તે ગયો હતો. તેના પુત્રની સખ્ત માંદગીની વાત હું અગાઉથી જાણતો હોત તો તેને રોકી લેત; પણ કમનસિબે એ ખબર મને મોડી પડી હતી. બાદ શું બન્યું એ તમે સૌ જાણો છો. ”

મલ્લરાજને આ સાંભળીને કબૂલ કરવું પડ્યું કે, રાવ અદ્દત મનનો નહીં પણ દૃઢ મનનો અને ચોંકેલો રાજવી છે.

× × × ×

બીજે દિવસે મોતીનાદ સીરસાથી જુનાગઢ આવી પહોંચી. અને રા'એ તેનાં તથા જયમલ્લ અને રૂપાંદેનાં લગ્નની તૈયારીઓ ધામધૂમથી કરી.

આઠ દિવસ બાદ એ બે દંપતીનાં લગ્ન થયાં, જે વખતે જુનાગઢની વસ્તીએ તેમાં બહુ પ્રેમપૂર્વક ભાગ લીધો.

લગ્નની ભેટ સોગાદોના ભરવામાં આવેલા ભવ્ય દરબારમાં આખી પ્રજાએ ઉત્સાહથી ભાગ લીધો. એ દરબારમાં પ્રજા સમક્ષ ભાષણ કરતાં રા'ગજરાજે જણાવ્યું કે: "આજનો મારો આનંદ અસીમ છે; કેમકે પોતાના બાહુબળથી પરાક્રમી ઠરેલા એક વીરના હાથમાં મારી કન્યાનો હાથ મૂકવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. યુદ્ધમાં જો કે, અમને પરાજય મળ્યો છે, પણ એ પરાજય પ્રમાણિક છે, તેથી મને પરિતાપ નથી થતો. અપ્રમાણિક વિજય કરતાં પ્રમાણિક પરાજય લગીરે શરમાવનારો ન ગણાય. આજ મારા આનંદમાં બે ત્રણ બાબતો બીજી પણ ભળી છે. યૂવરાજ જયમલ્લનાં લગ્નથી મને હર્ષ થાય જ; પણ ખાસ હર્ષ થવાનું કારણ એ છે કે, એ લગ્નમાં કન્યાના સદ્દગત શૂરવીર કાકાની સંમતિ નહતી છતાં કન્યાની સદ્દગત વીરાંગના કાકીએ તેને પુષ્ટિ આપી હતી, એટલુંજ નહીં પણ તેમને એકત્ર કરીને તેમનું શ્રેય ઇચ્છયું હતું. યૂવરાજના દેશવટા દરમ્યાન તેને વારંવાર યોગ્ય સલાહ આપી નિરંતર તેની સાથે ને સાથેજ રહી કેટલીયે વખત ચાલાકીથી તેને મદદ કરનાર જુનાગઢના નગરશેઠ મોતીશાને અને અમરપુર ગામના મુખી બારોટજીને જો આ મંગલ પ્રસંગે હું વિસરૂં તો કૃતઘ્ની ઠરૂં. તેઓએ બતાવેલી સતત એકનિષ્ઠા ચન્દ્રની આસપાસના સિતારા જેવી હતી. મોતીશા શેઠને એ બદલ હું મારા રાજ્યના દિવાન તરીકે નીમું છું અને મુખીને પાંચ ગામ ઇનાયત કરૂં છું. મોતીશા શેઠની શીલવતી પત્ની અને તેના પિતા હેમચંદે પોતાની ઉપરની આફતોમાં પોતાની ખાનદાની અને ઉદારતા વિસાર્યાં નથી. હેમચંદને રાજ્યના નગરશેઠ તરીકે નીમવા આ શહેરનાં મહાજનોએ મને વિનતિ કરી છે. મને એ વિનતિ માન્ય કરતાં હર્ષ ઉપજે છે. મહાજનોની શક્તિ રાજ્યસત્તા કરતાં પણ વધારે પ્રબળ છે, એનો ખ્યાલ હવેજ દુર્મુખશાને આવશે અને ચાડી ચુગલીથી જીવન જીવવા કરતાં, ઇર્ષા અદેખાઇથી પ્રપંચો રચવા કરતાં, એક મોટા પુરુષની નિર્મળતા ભરી ઓથમાં સંતોષથી કેવું સુન્દર જીવન ગાળી શકાય, એનો

ખ્યાલ તેઓ નગરશેઠ હેમચંદ્રના વેવાઈ બન્યા છે, તે ઉપરથી તેમને આવશે, એવી મને ખાત્રી છે. પ્રજાજનો, સીરસાધિરાજ મહારાજ વત્સરાજની ટેક આ પ્રસંગે મારે સંભારવી જોઇએ. મારા સદ્ગત મદોન્મત્ત સેનાપતિએ તેમને ભરબજારમાં નમાવવા ઇચ્છયા પણ તેઓશ્રીએ તેમ ન કરતાં મરવા તત્પરતા બતાવી. મને જણાવવામાં આવે છે કે, મલ્લરાજ તેમને પ્રપંચથી કેદમાંથી છોડાવવા ગયો હોત તો પોતે તે રીતે છૂટવા ના પાડત; અને તેને કહેત કે, જો મને છોડાવવો હોય તો વિજય પ્રાપ્ત કરીને આવ. સદ્ભાગ્યે સંયોગ એ મળ્યો કે, ટેકીની ટેક રહી અને મલ્લરાજે તેમને વિજયના પ્રતાપે મુક્ત કરાવ્યા. પ્રજાજનો, આ મંગલ પ્રસંગે ઘણાક કેદીઓને બંધન-મુક્ત કરવામાં આવ્યા છે. અને જેઓની નોકરી વગર ગુન્હાથી ગઈ હતી તેઓને પુનઃ સ્થાપિત કરવામાં આવ્યા છે. ગીરમાં એક લશ્કરી ટુકડીને કાઠીઓએ બાંધી હતી તેને છોડાવવામાં આવી છે. સર્વત્ર સર્વને ઉચિત ન્યાય આપ્યા પછી આ મંગલ પ્રસંગે સર્વને સદાને માટે હું એક નોંધ કરવા જણાવું છું કે, અમલદારોની અંધા-ધુંધીથી ઘણીવાર રાજાઓ અજાણ હોય છે; પરંતુ ખુદ રાજાઓ આગળ તેની ફરિયાદ લઇ જવાની હિમ્મત જો પ્રજાજનોમાં આવે, તો હંમેશાં રાજાઓ નિર્મળ ન્યાય આપશેજ. હું સર્વને તેથી જણાવું છું કે, અમલદારોની અંધાધુંધીના પ્રસંગોમાં મને બેલાશક જાણ કરશો. હું તેમાં પ્રજાને ઉચિત સંતોષ-જનક ન્યાય આપીશ. અંતમાં આજના પ્રસંગ જેનાવડે પ્રાપ્ત થયા છે, તે કરૂણામયી આર્યરમણી ભીમાબાઇને સંભાર્યા વિના હું રહી શકતો નથી. વિશાળ વ્યોમપટના તારલાઓની સંખ્યા જેમ ગણાય નહીં તેમ તેમના સદ્ગુણો હું ગણાવા બેસું તો ગણાવી શકું નહીં. એમના સ્મારક નિમિત્ત સેનાપતિના મહેલને રાજ્ય તરફથી વધારે વિશાળ બનાવવામાં આવશે અને તેમાં રાજ્યની પ્રજાનાં બાળકોને શિક્ષણ આપવા માટે શાળા બેસાડવામાં આવશે.”

રા’ના સંભાષણ પછી સૌ અમલદારોને ઉચિત પોષાકો આપવામાં આવ્યા. પ્રજાજનને સાકર વહેંચવામાં આવી. એ મંગલ કાર્ય પૂર્ણ થવાની તૈયારી હતી એટલામાં ચંદ બરદાયી આવી પહોંચ્યાની ખબર મળી. રા’ ગજરાજે તેને આદરપૂર્વક દરબારમાં બોલાવ્યો. તેને સન્માનપૂર્વક એક આસન ઉપર બેસાડીને રા’એ પૂછ્યું: “સિંહ કે શિયાળ ?”

ચંદે કહ્યું: "દિલ્હીનો પ્રતાપી પ્રિથલ કદી શિયાળ નથી ઠરતો. સમસ્ત ભારતવર્ષમાં એના જેવો એક પણ હિંદુ સમ્રાટ નથી, એમ આજ સુધી હું કહેતો હતો તે તમે માનતા નહતા. આજ ગુજરાતના રાજા ભોળા ભીમદેવને તે કબૂલ કરવું પડયું છે. રા' ! જે વખતે તમે મલ્લરાજ સામે યુદ્ધમાં પ્રવૃત્ત હતા, તે વખતેજ અમો ભીમદેવ સામે યુદ્ધ કરતા હતા. ૬૪ હઝારની અમારી મહાસેના હતી. એ યુદ્ધનું વર્ણન શું કરૂં ? યુદ્ધની પહેલી રાતે અમે રણક્ષેત્રમાં સુતા ત્યારે પક્ષીઓ બોલતાં સંભળાયાં. રાત્રે પક્ષીઓ બોલતાં સાંભળાય એ બીજી સહવારના શુભ ફળના શુભ શુકન છે. અમે એ શુકનથી ઉત્સાહી બન્યા. મણિધરને અમે ક્યારનાયે ચીઢવ્યો તો હતોજ. એ મણિધર ભોળો ભીમ–પોતાની વિશાળ ફેણા–સૈન્ય–સહિત અમારી સામે લઢવા ઉતરી પડયો. એનું પ્રથમ આક્રમણ તો બેશક ક્રોધાય માન થયેલા એક મદોન્મત્ત સિંહ જેવું અગર તો ઉનાળામાં અગ્નિની એક ચીનગારીથી સળગતા ફળદ્રુપ અરણ્યના જેવું પ્રજ્વલિત રૂપ હતું; પણ ચોહાણના સૈનિકોએ સંસાર તુચ્છ સમજી, દેહની દરકાર નહીં રાખી "મારો મારો" પોકાર કરી એવો તો સરસ રીતે બચાવ કર્યો કે, ભીમદેવ અમારી વ્યૂહ–રચનાને ભેદી શક્યો નહીં. રા'ગજરાજ ! એ તુમુલ યુદ્ધનાં શાં વર્ણન કરૂં ? લોહીની નદીઓ વહેવા લાગી અને સાબ્રમતીના નિર્મળ જળમાં એ ભળી ગઇ. યુદ્ધ દરમ્યાન ધરા તો એવી ડોલવા લાગી કે, જાણે શેષનાગ તેનો ભાર ઝીલી શક્યો ન હોય ! સૂર્યનારાયણ પણ જગતનું ભ્રમણ કરવાનું ભૂલી જઇ આ યુદ્ધ જોવા એક સ્થળે થંભી ગયા. દેવો, ગાંધર્વો, અપ્સરાઓ યુદ્ધભૂમિમાં પડતા વીર સૈનિકોને સ્વર્ગમાં લેવા અને વિજય માળ તેમના કંઠમાં આરોપિત કરવા આકાશમાં ઝુમી રહ્યાં. મહારૂદ્ર શંકર વીરોના હોંકારથી પોતાના ધ્યાનમાંથી જાગી ઉઠયા. પૃથુરાજ અને ભીમદેવ પોતાના યોદ્ધાઓને "શાબાશ, શાબાશ" કહી હિમ્મત આપવા લાગ્યા. આખરે મહારાજ ચોહાણે ચાલુક્ય સૈન્યમાં પૂર્ણ શૂરવીરતાથી પોતાનો ઘોડો ખેડયો અને શત્રુદળ સામે એવા તો ઝઝુમવા લાગ્યા કે, અમારી આખી સેનાએ તેમનું અનુકરણ કર્યું અને ભીમદેવને પરાજિત કર્યો. ભીમદેવનો ગર્વ ઉતારી દિલ્હીપતિ વિજયવાજીંત્ર વગડાવતા દિલ્હી તરફ પ્રયાણ કરી ગયા છે અને હું અહીંની ખબરો સાંભળીને વત્સરાજ અને મલ્લરાજને મળવા અહીં આવ્યો છું. સાચેજ, એ યુદ્ધ પછી હું એમજ કહીશ કે:

ઈસો રાજ પૃથિરાજ, જીસો ગોકુલમેં કોન્હ,
ઈસો રાજ પૃથિરાજ, જીસો હઠ્ઠહ ભીમકંઠ;
ઈસો રાજ પૃથિરાજ, જીસો અહંકારી રાવન,
ઈસો રાજ પૃથિરાજ, જીસો રામરાવણ સંહારન.

બરસ તીસ છહ અગ્ગરો લછ્છન બત્તીસ સંજુત તન;
ઇમ જંપે ચંદ વરદાય વર, પૃથિરાજ ઉનિ હાર ઇન.

હવે શાહબુદીન ઘોરીની ખબર અમે લઇશું. સાત સાતવાર તો એના પર અમે જીત મેળવી છે; અને વારંવાર કેદ પકડીને છોડી મૂકયો છે. પણ હવેના યુદ્ધમાં એને નહીં છોડીએ. યુવરાજ જયમલ્લ ! ભીમદેવ સામેના યુદ્ધમાં તો તમે ભાગ નથી લઇ શકયા; પણ હવે તો તમારા પિતાનું વર્તન વખાણવા જેગ હોવાથી અને તમારે તેમની સાથે સલાહ થઇ ગયાથી ઘોરીની ખબર લેવા અમારી સાથે આવશોને ? "

" ઇચ્છા તો ખરી; પછી જેવી પ્રભુની મરજી."

" ઇચ્છા હોય તોજ પ્રભુ મદદગાર થાય છે. ન હોય તો નથી થતો."

રાંગજરાજે તે પછી ચંદ બારોટને આ મંગલ પ્રસંગે ભેટ સોગાદ આપી અને પ્રજાના મનરંજનાર્થે દરબારમાં કલામય નૃત્ય, વાજિંત્ર-વાદન, કૃત્રિમ યુદ્ધ–સમારંભ ઇત્યાદિ આકર્ષણો રચવામાં આવ્યાં હતાં, તે જોવા-સાંભળવામાં આખો દરબાર તલ્લીન થયો.

× × × ×

ચંદ બરદાયી વત્સરાજ અને અક્ષરાજ સહિત કેટલીક ગુફતેગો કરીને ત્યાંથી વદાય થયો. તેણે મહોબા નગરની સીમમાં થઇને દિલ્હી જવાનો માર્ગ લીધો. તેની સાથે કેટલાક સૈનિકો આ વખતે હતા. એ માર્ગે તે જતો હતો ત્યારે તેના જોવામાં આવ્યું કે, ફાટેલા તુટેલાં કપડાંવાળો, માથાના અને દાઢીના વધેલા વાળવાળો એક માણસ એક પાળીઆ આગળ બેસીને પ્રલાપ કરતો હતો: " શું તું દેવી હતી ? શું તું મહાન્ હતી ? મને કેમ તારી મહત્તા ન દેખાઈ ?"

ચંદ અને તેના સૈનિકોએ ઘડીભર પોતાના ઘોડા ત્યાં થંભાવ્યા અને કુતુહલથી તે મેલાઘેલા માણસના પ્રલાપો તેઓ સાંભળવા લાગ્યા. પણ એ પ્રલાપો કરતા માણસની નજર જ્યાં આ સ્વારો તરફ ગઈ એટલે તે એકદમ ઉભો થયો અને બોલ્યો: " ઉફ, માનવી ! " આંખોના ડોળા મોટા કરી, પોતાની આંગળી દરેક ઘોડેસ્વાર તરફ ચીંધતો તે બોલ્યો: " એ...ક ..બે...ત્ર...છટ્ઠ ! આટલા

બધા ! અને તે પણ બેવફા ! જાઓ, દૂર જતા રહો ! બેવફા માનવ જાત ! તમારામાંના કોઇનું મોં હું જોવા માગતો નથી...ધિઃક્કાર ફિટકાર ! બે...વ...ફા...આ...આ...આ...!" દાંતીઆં કરતે હાથના ચેનચાળા કરી, લ્યાનત વરસાવતો, ફલંગો ભરતો, તે ત્યાંથ અદ્દશ્ય થઇ ગયો.

ચંદ ઘોડાપરથી નીચે ઉતર્યો. પાળીઆ પાસે ગયો. તેમાં લખાણ તેણે વાંચ્યું: "અહીં અમર દેવી ભીમાબાઇ, જુનાગઢ શા' તરફથી યુદ્ધમાં ખૂબ પરાક્રમ બતાવી, ક્ષત્રિય જાતિનું મુ ઉજળું રાખી સદાને માટે સુતી છે. એણે નિરાશ થયેલા નાસ સૈનિકોમાં પ્રાણસંચાર કર્યો હતો. એણે એકલે હાથે હજારો નિકંદન કાઢયાં હતાં. એના પુત્રનું અવસાન થવા છતાં, શોકને ના ગણકારી, પોતાનો દેહ પોતાના દેશ ખાતર કુરબાન કર્યો હતો. એ આત્માએ તો સ્વર્ગ મેળવ્યું છે; પણ એનું નામ અને એનાં કા સમસ્ત સંસારમાં અમર રહેશે. પ્રવાસી ! અહીંથી પસાર થતાં કદી તારી નજરે આ સ્મરણ-લેખ પડે તો તે વાંચજે અને જે અસ્થિ અને રાખોડી તેની નીચે છે તેના જીવનના જેવુંજ તારૂં જીવ ઉજ્જવલ બનાવવા તારાં કર્ત્તવ્યકર્મનું પરિપાલન કરજે."

ચંદ બરદાયીની આંખ આ વાંચીને સહેજ અશ્રુભીની થા ઘડીભર તેની નજર જે દિશામાં પેલો મેલોઘેલો ગયો હતો તે તર ગઈ. તે અસ્ફુટ સ્વરે બોલ્યો: "કમનસિબ ચુડામણિ !" બ તરતજ તેણે પોતાના સાથીઓને કહ્યું: "બંધુઓ ! વીરો વીરાંગનાઓ હરકોઇ દેશનાં હોય તોપણ તેમના તરફ આપણાં મસ્ત ઝૂકવાં જોઇએ. સોરઠની અમર વીરાંગનાની અહીં દટાયલી ભસ્મ તમારા નમનથી માન આપો."

દરેક સ્વાર ઘોડાપરથી ઉતર્યો અને ચંદ બરદાયીની માફક દરેક જણે પોતાની તલવાર અને પોતાનું મસ્તક ભીમાબાઇ સ્મરણ-લેખ સમક્ષ નમાવ્યાં.

× × × ×

જુનાગઢના રાજમહેલમાં રાત્રિના દરબારમાં એકબાજુ પ્રજાગ લગ્નોત્સવનો નૃત્ય-સમારંભ જોવામાં એકાગ્ર હતો ત્યારે બીજી બા રાજબાગમાં દુધે ધોયેલી પૃથ્વીના પટમાં એક સુન્દરી વિચરી ર હતી. તે આકાશ તરફ જોતી હતી તેવામાં બીજી બે સુન્દરીઓ ત્યાં આવી. તેમાંની એકે પૂછ્યું: "મોતીનાદ ! શું સોરઠના ભાગ્ય કાશના સિતારાઓ ગણો છો ?"

"રૂપાંદે, આ વખતે પણ મારા અને તારા વિચારો એકજ પ્રકારના વહ્યા. હું એજ વિચારતી હતી કે, હું તે દિવસે જ્યારે ચુડામણિએ ત્રાસ પ્રવર્ત્તાવ્યો ત્યારે નિરાશ થઈ હતી; પણ આજ કેવી આશાન્વિત બની છું ? અત્યારે સોરઠમાં વિવિધ સિતારાઓ કેવા ચમકી રહ્યા છે !"

"કહો જોઇએ. તમે કોને કોને સિતારા માનો છો ?" ત્રીજી સુન્દરીએ પૂછ્યું.

"કલાવતિ બહેન," મોતીનાદે કહ્યું: "જેમને હું કાચા કાનના સમજતી હતી તેજ મારા પિતાજી રા' ગજરાજ, તેમજ મારો બંધુ જયમલ્લ, તમારા પતિ મોતીશા, તમારા પિતા હેમચંદ્ર, અમરપુરના મુખી—"

"અને તમે ત્રણ તો તેમાં રહી ગયાં !" પાછળથી કોઈકનો સ્વર આવ્યો. તેઓએ જોયું તો તે બોલનાર જયમલ્લ હતો. તેની પાછળ મલ્લરાજ અને મોતીશા હતા.

"સ્ત્રીઓને એ માન કોણ આપે છે ?" મોતીનાદે પૂછ્યું.

"બહેન," મોતીશાએ કહ્યું: "આજ નહીં તો ભવિષ્યના લોકકથાકારોને એ માન તમને આપ્યા વિના નહીં ચાલે. જેણે જેણે પોતાની માતૃભૂમિ લજવી નથી-બલ્કે તેની સેવામાં કિંચિન્માત્ર કામ બજાવ્યું છે અને પોતાની ફરજનો ખ્યાલ પોતાના સ્વાર્થ આગળ તુચ્છ ગણ્યો છે, તે દરેક વ્યક્તિ-ચાહે તો તે સ્ત્રી હો યા પુરુષ-સિતારો છે. સદ્‌ગત ભીમાબાઈ પણ તેવાજ સિતારા રૂપ હતાં."

મલ્લરાજે હસીને કહ્યું: "હું સોરઠનો વતની નથી તેથી ખેદ પામું છું ! નહીંતર મારા જેવા 'રાજવંશી મલ્લ'ને પણ 'સોરઠના સિતારા'નું બિરૂદ મળ્યું હોત !"

× × × ×

સુજ્ઞ વાચકવૃન્દ ! આ સ્નેહીઓને સ્નેહભર્યા વાર્ત્તાલાપના સુખદ વાતાવરણમાં મૂકી, સ્વામી બ્રહ્માનંદજીના શબ્દો યાદ કરતા, આપણે વિખૂટા પડીશું કે:

"સિતારા હો તો ઐસા હો !"



---

વૈદ્ય, ડાક્ટર, હકીમની
મદદ વગર હજારો દરદો
સારાં કરી શકાય છે.

ગુપ્તાની

# અમી-કુપી.

ફક્ત એકજ બાટલી પાસે રાખવાથી રૂમેટીઝમ, "વા" (પવન) સંધીવા,
લકવા, માથા, છાતીની બળતર, માથાંના દુખાવો, આધાશીશી,
દમ. ઉધરસ, સંગ્રહણી, ઝાડા, કોલેરા, ચૂંક, ઉલટીઉં,
શરદી, સળેખમ, હિસ્ટીરીયા, શૂળ, અજીર્ણ,
દાંત ને કાનનું કળતર, વીંછીના ડંખ
વિગેરે અનેક દર્દોનો ખાત્રી
પૂર્વક સમાધાન
કરનાર છે.



**શ્રીમંતો આ દવા ધર્માદા આપવા માટે હરહંમેશ મોટા જથ્થામાં મંગાવી રાખે છે.**

"**અમી—કુપી**" ની ઉત્તમતા માટે પ્રદર્શનોમાંથી સર્ટીફીકેટ મળેલ છે.

તમારા કીમતી જાનની સલામતી માટે તથા સ્નેહી મિત્રમંડળમાં ઉપકાર કરવા એક બાટલી જરૂર ખરીદો.

**કીં. શીશી ૧ નો માત્ર રૂ. ૧ાા. ત્રણ શીશીના રૂ. ૪)** પો. અલગ

**કેટલોગ મફત મંગાવો.**

**સોલ એજન્ટ:—**

## સી. સી. ગુપ્તા એન્ડ કં.

**મુ. પો. નડીઆદ. (ગુજરાત)**

# "ગુજરાતી પંચ" ની ભેટો.

| | નામ. | કીમત. |
|---|---|---|
| ૧ | માલતી અથવા આર્યોના સાંસારિક દુર્ગુણોથી થતી ખુવારી ... | ૧-૦-૦ |
| ૨ | સ્ત્રીગીતા અથવા વીજળી ગામડીયણ | ૧-૦-૦ |
| ૩ | સંસાર યાત્રા... ... ... | ૦-૧૨-૦ |
| ૪ | શૈલપુરની સુંદરી ... ... | ૧-૦-૦ |
| ૫ | અયોધ્યા અને અંગ્રેજ ... | ૧-૮-૦ |
| ૬ | અલક્ષ્ય જ્યોતિ ... ... | ૧-૮-૦ |
| ૭ | ઉષાકાન્ત ... ... ... | ૧-૮-૦ |
| ૮ | પદ્મનાભ ... ... ... | ૧-૮-૦ |
| ૯ | મધુકર ... ... ... | ૧-૮-૦ |
| ૧૦ | જ્યોતિપુંજ ... ... ... | ૧-૮-૦ |
| ૧૧ | શાન્તિદા ... ... ... | ૦-૧૨-૦ |
| ૧૨ | પ્રિયકાન્ત ... ... ... | ૧-૮-૦ |
| ૧૩ | સિતારના શોખ અને સુરબાળા... | ૧-૮-૦ |
| ૧૪ | લલિત મોહન ... ... | ૧-૮-૦ |
| ૧૫ | શ્વેતભાનુ ... ... ... | ૧-૮-૦ |
| ૧૬ | સુવર્ણ કુમારી... ... ... | ૧-૦-૦ |
| ૧૭ | કુંજબાળા ... ... ... | ૧-૮-૦ |
| ૧૮ | સત્યસિંહ ... ... ... | ૧-૮-૦ |
| ૧૯ | કરણસિંહ ... ... ... | ૧-૮-૦ |
| ૨૦ | મધુરા કિંવા બ્રહ્મસંજ્ઞા... ... | ૧-૮-૦ |
| ૨૧ | સ્નેહલતા અને ભેદભર્યું ખુન ... | ૧-૮-૦ |
| ૨૨ | ભોળો ભીમદેવ ... ... | ૧-૮-૦ |
| ૨૩ | મંજરી ... .. ... | ૧-૦-૦ |
| ૨૪ | વીર રમણી ... ... ... | ૧-૮-૦ |
| ૨૫ | સહ્યાની અહલ્યા ... ... | ૧-૦-૦ |
| ૨૬ | ભિષ્મ પ્રતિજ્ઞા ... ... | ૧-૦-૦ |
| ૨૭ | દિવ્ય જ્યોતિ... ... ... | ૧-૮-૦ |
| ૨૮ | નિર્મળા ... ... ... | ૨-૦-૦ |
| ૨૯ | અનુપમ-ઉષા... ... ... | ૨-૦-૦ |
| ૩૦ | સુધા-સુન્દરી ... ... | ૦-૧૨-૦ |
| ૩૧ | લક્ષ્મી અથવા જન્મભૂમિની જયગર્જના... ... ... | ૧-૮-૦ |